પુસ્તક ૧ લું. જુન અંક ૧ લો

# કચ્છી જૈન મિત્ર



GUTCHI-JAIN MITRA

“પ્રગતિ ઉત્પન્ન કરનારા તમે નથી પણ અમે છીએ અને પ્રગતિના દરેક માર્ગમા અમારા પ્રોત્સાહક સહાય વિના, તમારી પરિષદો અને તમારી રાષ્ટ્રીય સભાઓ નિરર્થક છે” સરોજીની નેડુ

આદ્ય પ્રેરક,
શ્રીયુત—ખીમજી હીરજી કોયાણી,
મુનિ મહારાજ શ્રી રવીચંદ્રજી.

વાર્ષિક લવાજમ
રૂા ત્રણ
છુટક રૂા ૦।≈

ઑ. તંત્રી,
દામજી ત્રીકમજી માયલા
ઑ. વ્યવસ્થાપક અને પ્રકાશક,
જેઠાભાઈ દેવજી નાગડા.

# અમારા આવતા અંકમાં શું જોશો?



| | |
|---|---|
| આર્ય માતૃભૂમિને ... ... | ગ. શામજી ઉમરશી કાપડીઆ. |
| આપણુ રાષ્ટ્રીય ગીત. (અસાંજે વલો વતન્ અયકરજી). .. ... | કવિ જીવરામ અજરામર ગોર. |
| આપણી કોમમા ઉચ્ચ કેળવણીની અગત્ય પહેલી જરૂર ... ... | ઑ તંત્રી / ગ પંડિત ફતેહચંદ્ર કર્પૂરચંદ્ર લાલન. |
| કોમી પત્રની જરૂરીઆત ... ... | રા. અભય. |
| આયના ભુવનમા ભરત મહારાજા . | મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી |
| બનાવો બાળ બ્રહ્મચારી. (કાવ્ય) .. | ગ. દેવજી જેઠાભાઇ નાગડા. |
| મહાજન મંડળનું ખરૂ કર્તવ્ય ... | ગ. વેલજી લખમશી નપુ, બી. એ, એલ એલ. બી. |
| ઉદાર મન .. ... .. | ના. મહેતા. |
| અંતઃકરણનો અવાજ ... .... | ગ ખીમજી હીરજી કાયાણી, જે. પી |
| નારી–ધર્મ ... ... | ગ. મહારાણીશંકર અંબાશંકર શર્મા. |
| શ્રીપાળ મયણા સંવાદ ... ... | રા. લલિતાંગ. |
| પિતાની સંપત્તિ અને સંતતિ ... | રા. બી એન મહીશેરી. |
| મહારાણીની પ્રભા ... .... | રા પુનશી અરજણ |
| આ દેશનુ વિદ્યાર્થી જીવન ... ... | ગ લખમશી હીરજી મૈશેરી, બી. એ, એલ એલ. બી. |
| શ્રીમદ્ આનંદઘન ... ... | રા. વીર ભક્તિ, બી. એ, એલ. એલ. બી. |
| ઘર જમાઇની કહાણી (ચાલુ રસિક વાર્તા) | રા. સુશીલ |
| વર્તમાન સમાચાર. | |

આ ઉપરથી આપ સારી રીતે જોઇ શકશો કે આ પહેલા અંક કરતાં પણ બીજો અંક ઉત્તમ લેખોથી ભરપુર ઘણોજ દળદાર બનશે. એટલુંજ નહીં પણ આ સર્વ લેખોને અનુભવી ચિત્રકારોના હાથે સચિત્ર બનાવવામા આવશે. માસિકની નકલો ગ્રાહક પૂરતીજ છપાવવામાં આવે છે. છતાં પણ શીલકમાં હશે ત્યાં સુધી છુટક રૂ. ૦ાા ની કીંમતે વહેંચવામાં આવશે. જાહેર ખબર આપવાની ઇચ્છા વાળાઓએ તુરતમાં મળી જઈ બંદોબસ્ત કરવો.

ઑ. વ્યવસ્થાપક.

Printed by N V Ghumre at the Lakshmi Art Printing Works, 97B, Sankli Street, Byculla, and Published by Jethabhai Dewji Nagda at Merji Bhima House, Katha Bazar, Mandvi, Bombay



# ગ્રાહક અને વાંચક વર્ગ પ્રત્યે વિજ્ઞપ્તિ.

સુજ્ઞ મહાશય.

આજે આપના કરકમળમાં આ માસિકનો પ્રથમ અંક રજુ કરતાં અમોને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. આ માસિકને વધારે ઉપયોગી, રસિક તથા સુંદર બનાવવા માટે તેમજ તેના વિશેષ ફેલાવા માટે ચિત્રો, કાગળ અને ટાઈટલની ખર્ચાળ યોજના હાથ ધરવા છતાં અમારા માનવંતા સહાયકોની મદદથી વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર રૂપીઆ ત્રણ રાખવામાં આવ્યા છે, કે જે કોઇને પણ ભારી પડતા થશે નહીં અને તેનો સાધારણ વર્ગ પણ સારી રીતે લાભ લઈ શકશે.

જણાવવાની જરૂર નથી કે માસિકના આયુષ્યનો આધાર તેના ગ્રાહકો ઉપર છે. તેથી અમારા આ કોમોપયોગી સાહસને ઉત્તમ અને વધુ ઉપયોગી બનાવવા આપ જાતે જીંદગી સુધીના ગ્રાહક બની, આપના સ્નેહીઓને ગ્રાહક બનાવી અમોને આભારી કરશોજી.

આ માસિક શ્રી કચ્છી વીશા ઓશવાળ, દશા ઓશવાળ તથા ગુર્જર કોમના ખાસ હિતાર્થે પ્રગટ થાય છે છતાં પણ તે દરેક કોમ અને જ્ઞાતિને તેમજ કોઈપણ સજ્જનને એક સરખી રીતે ઉપયોગી થઈ શકે તે માટે ખાસ કાળજી રાખવામાં આવેલ છે અને આવશે.

## માસિકના સાધારણ નિયમો.

૭ માસિકના દરેક મહીને તે માસના ધાર્મિક દીવસ તથા મહત્વ વિષે ટુંક હકીકત પ્રગટ કરવામા આવશે.

૮ માસિકનુ લવાજમ જુજ એટલે દર વર્ષે ભેટના ઉત્તમ પુસ્તક સાથે ફક્ત રૂ. ૩) રાખવામા આવ્યુ છે કે જેથી દરેક સાધારણ માણસ પણ તેનો લાભ લઈ શકવા ભાગ્યશાળી થાય. આમાથી કોઇને નફો લેવાનો નથી. ખર્ચ જતા વધારો રહેશે તો સહાયકોની સલાહ પ્રમાણે સારા માર્ગમા વપરાશે

૯ કોઇપણ ગૃહસ્થને કંઇપણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબ સારૂ ટીકીટ બીડવા વિનતી કરવામા આવે છે.

૧૦ નોટ પેડ પત્રો લેવામાં આવશે નહીં. કોઇપણ લેખ પાછો મોકલવા કે પ્રગટ કરવા અમો બંધાતા નથી નનામા અથવા સનામાવાળા લેખોને માટે તંત્રી જોખમદાર રહેશે. લેખ લખનારે શુદ્ધ અક્ષરે કાગળ ઉપર એકજ બાજુએ શાહીથી લખવા રીવાજ રાખવો. બનતા સુધી લેખ તથા ચર્ચાપત્ર લખનારે પોતાનું ખરૂ નામ અને ઠેકાણુ પ્રગટ કરવા વૃત્તિ રાખવી, છતા પણ તેમ ઇચ્છા ન હોય તોપણ અમારી જાણ માટે તો પોતાનુ પુરેપુરૂ નામ તથા ઠેકાણુ જણાવવા ચુકવું નહી. નનામા તથા ખોટા ઠેકાણાવાળા તેમજ અશુદ્ધ લેખો કચરાપટીની ટોપલીને સ્વાધિન કરવામાં આવશે.

તમામ જાતનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઑ. વ્યવસ્થાપક, "કચ્છી જૈન મિત્ર,"
ઠે "શ્રી કચ્છી જૈન મિત્ર" માસિક ઓફિસ,
કથાબજાર—મુંબઇ, પોસ્ટ ન. ૩ જો.





ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ મિરઝા મહારાઓશ્રી ખેંગારજી,
સવાઈ બહાદુર, જી સી આઇ ઈ,

રાવ ઓફ કચ્છ-સ્ટેટ




દયા, શ્રદ્ધા, ઐક્ય, સેવા, અમારા સૂત્ર એ ચારે;
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક અમારા છે.

પુસ્તક ૧ લું.] જુન ૧૯૧૭. [ અંક ૧ લો.

## પુષ્પાન્જલિ.

(રા લલીતાંગ.)

અમ્હારા સ્નેહ ભર્યાં સુમનો, સુભાગી સ્વિકારજો ! હોરાજ.
નન્દનવન અન્તર ઉપહારો, સુભાગી સ્વિકારજો ! હોરાજ.
લલિત સુગન્ધિત શીતધરે, અતિ દિવ્ય પ્રફુલ્લ પ્રભા,
નૌતમ નવરંગિત નવલાકરે, દિલ રન્જિત સદા
ચુંટેલા આનન્દિત ચિત્તે, પોશેલા પ્રેમ જળે પ્રીતે,
હર્ષ ભર ઉત્સુક અમ હસ્તે, સુભાગી સ્વિકારજો હોરાજ !
ઉલ્લાસનારા વન ઉપવનને, સુહાવનારાં પૂજ્ય મુકુટને,
રમાડનારા અતિ અન્તરને, શોભાવનારા ગુણી હૃદયને,
ભર્યાં અગણિત ગુણો જેલાં, સુહાગી સ્વિકારજો હોરાજ.
મધુરા મોહક રસવાળા, સુહાગી સ્વિકારજો હોરાજ.

# ધર્મ.

રચનાર:
મૂળજી દુલભજી
વેદ.







ન્તાનુ કર્મ એ, માનવનો મર્મ એ,
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

ધરતીનો ધારનાર પૃથ્વીનો પાળનાર,
જગને જગાડનાર જીવોનો તારનાર,
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

શાસ્ત્રોના સાર એ જગતની પાર એ,
મમતાનો માર એ, જીવનનો તાગ એ,
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

પ્રાણીનો પ્રાણ એ, ક્રિયાનુ કર્મ એ,
સત્યની સાન એ કર્મનોજ મર્મ એ
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

સાધુનુ સત્ત એ, તપસ્વીનુ તત્વ એ,
જગતનુ શસ્ત્રએ, કર્મનુ કૃત્ય એ
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

રાજનો રાજ એ જ, રાજ્યોનો તાજ એ જ,
કીર્તિનુ કાજ એ જ, સાગરની પાજ એ જ,
એક એક એ એક ધર્મ ધર્મ ધર્મ

કળીયુગનો ભાગ એ, સતયુગનો સાર એ,
અક્ષય ભંડાર એ ભૂનો આધાર એ,
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

પ્રભુનો પ્રકાશ એ, આત્માની આશ એ,
વિમળ વિલાસ એ, વિશ્વમય વિકાસ એ
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ

પ્રગતિનો પથ એ, વિશ્વની વસત એ,
શાન્તિના તત્રનો સનાતન મંત્ર એ,
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ





# આરંભ.

## ઉદ્દેશ અને આશા.





“બન્ધુઓ!

જાગો—નિદ્રા દેવીનો ત્યાગ કરી આળસ તજી દઈ જાતિ અને દેશની ઉન્નતિના સત્કાર્યોમા પાહોંમ કરી કુદો, ઘુમો અને જય મેળવી અનંત કીર્તિ પ્રાપ્ત કરો. ‘આપણે કેળવણીથી હીન છીએ’ એવો ખોટો ભ્રમ રાખી મગજને અથડાવો નહીં. ‘જેના કામ હોય તેજ કરે—આપણાથી કાંઈ બની શકનાર નથી’ એવા અવિચારના અંકુરોને જડ મૂળથી બાળી ભસ્મ કરી નાખો. લોકાપવાદ સહન કરવાની શક્તિ ધારણ કરો, તેથી ડરી જઈ બેસી—ન રહો. આપણા ઇષ્ટ દેવે દરેક બન્ધુઓમાં સૂક્ષ્મ પણ સમર્થ આત્મ બળનો ગુણ આપ્યો છે, તે ગુણને મંદ પાડી, ઝાંખો રાખી, તેને નહિવત્—શુન્ય ન લેખો, એ શક્તિને ખીલાવો, અજમાવો અને સત્કાર્યોમા વાપરી ભાગ્યશાળી થાઓ. સમતા, ધૈર્ય અને ક્ષમાના સદ્ગુણો ધારણ કરી કુશળતાથી કાર્ય આદરશો તો ચોક્કસ ફત્તેહ મેળવશો. બન્ધુઓ! મારૂં હૃદય દાઝે છે, મારૂ લોહી ઉકળે છે અને મારુ મગજ આકુળ વ્યાકુળ થાય છે. કૃપા કરી જમાનાને ઓળખી કુંભકર્ણની ઘોર નિદ્રામાથી જાગ્રત થાઓ અને દેશ તેમજ કોમોપયોગી સત્કાર્યોમા તમારૂ ક્ષણભંગુર પણ ઉપયોગી જીવન અર્પો.”

**મર્હુમ ગોવિંદજી મૂળજી મેપાણી, બી એ , એન એલ બી.**

બ્રિટીશ સામ્રાજ્યના સુખદ શાસન તળે આધુનિક સમયમા દરેકે દરેક વ્યક્તિ અને કોમ વખતના વહેતા વહેણમા પોતપોતાની ઉન્નતિ સાધવા અનેક જાતના પ્રયત્નો પૂર જોસમાં આદરી રહી છે. ત્યારે આપણી શ્રી સમસ્ત કચ્છી જૈન કોમ આજ પર્યંત ઉન્નતિના માર્ગ તરફ તદ્દન ઉદાસીન રહી છે, એ કેટલી બધી શોચનીય બીના છે? અમો નથી ધારતા કે આજે દુનિયામાં એવો એક પણ મનુષ્ય, કે જેને પોતાની ઉન્નતિ પ્રિય

# અમારા આદ્ય સહાયકો અને પ્રેરકો.



વિશનજી નીંમજી,
નાઈટ





શ્રીયુત લખમશી હીરજી મૈશેરી
બી એ એલ એલ





મુનિ મહરાજ શ્રી રત્નચંદ્રજી





શ્રીયુત ખીમજી હીરજી કાયાણી,
જે પી





શ્રીયુત પદમશી શીવજી.

કરશે તો કોમના નેતાઓ તેમને જોઇતી સહાય આપવા સદા તત્પરજ છે, એવાન અનુભવ સિદ્ધ છે. અમારા 'અનેક' મિત્રોની સલાહ અને સહાયતાથી અમે માસિક કાઢવાનો દૃઢ સંકલ્પ કરી કોમના આગેવાનો પાસેથી આશાઓ રાખવા લલચાયા ત્યારે અમને કોમના ઘણા આગેવાનો અને સાધારણ ગૃહસ્થો તરફથી સહાનુભૂતિ દર્શક પત્રો મળ્યાં, એટલુંજ નહીં પણ તેઓ તરફથી માસિકના શરૂઆતના ખર્ચને માટે જોઇતી પૈસાની સહાય પણ મળી. અમને શરૂઆતમાં અનેક જાતની સલાહ આપી માસિક પ્રગટ કરવાની પ્રેરણા કરનાર પુજ્ય મુનિમહારાજ શ્રી ૧૦૮ મુનિ રવિચંદજી તથા શ્રીયુત શેઠ ખીમજી હીરજી કાયાણી, જે. પી., છે કે જેઓના નામ અમોએ આદ્ય પ્રેરક તરીકે દાખલ કરેલ છે. વિશેષ આનંદ લેવા યોગ્યતો એ છે જે માસિકના નિભાવફંડ ખાતે સર વસનજી ત્રિકમજી નાઈટ, શેઠ લખમશી તથા પુનશી હીરજી મૈશેરી, શા. નેણશી દેવશી ની કુ. વાળા શેઠ પદમશી શિવજી, શેઠ ખીમજી હીરજી કાયાણી, જે. પી. વગેરે શ્રીમંત આગેવાન ગૃહસ્થોએ શરૂઆતના ખર્ચ ને માટે એકત્ર થઈ આ કાર્યને સંમતિ આપી યોગ્ય સહાય અને સલાહ આપેલ છે. જ્યારે શેઠ વેલજી લખમશી નપુ, બી. એ., એલ એલ. બી., શેઠ શાન્તિદાસ આસકરણ શાહ, શા ટોકરશી કાનજીની કું. વાળા શેઠ લખમશી દામજી, તથા શેઠ રતનશી માણેચંદ વગેરે શ્રીમંત સજ્જનોએ આગળ ઉપર સહાય આપવા વચન આપેલ છે. તેમજ અમને અમારા આ કાર્યમાં અનેક જાતની નિઃસ્વાર્થમય સલાહ આપનાર 'વીસમી સદી' માસિકના સમ્પાદક શ્રીયુત હાજી મહમદ અલારખ્યા શિવજી, જાણીતા લેખક રા. વાડીલાલ મોતીલાલ શાહ, રા. મોહનલાલ દલીચંદ દેશાઈ, બી. એ., એલ. એલ. બી., તથા શેઠ પદમશી શિવજી છે. આ સર્વેનો તેમજ અત્યાર અગાઉ થઈ ચૂકેલા અને હવે પછી થનારા ગ્રાહક વર્ગનો અને લેખક વર્ગનો અમો અંતઃકરણથી આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે હવે પછી પણ તેઓ અમારા આ કાર્યને સદા સર્વદા ટેકો આપ્યા વગર રહેશે નહીં.

અમારા હિતૈષીઓ, ઉત્તેજકો તથા વાંચક વર્ગ પ્રતિ અમારે જે કંઈ કહેવાનું છે તે માત્ર એટલુંજ છે કે, અમોને તુચ્છકારી ના કાઢશો, અમારી ભુલ હોય તો સુધારશો, અમારો બહાર આવવાનો માર્ગ બંધ ના કરશો, કારણ—અમો આપની આજ્ઞાનું પાલન કરીશું. અમો આપ સજ્જનોને ગુરૂ માની અનુયાયી થઈશું. આપનો અનુભવ અને આપની સહનશીલતા અમારા ઉત્સાહ અને ઉમંગ સાથે જોડો. આપણે જુદા નથી પણ એકજ માબાપનાં બાલક છીએ: એકજ ગૃહમાં રમીએ છીએ, મેલ ખેલીએ છીએ અને જીવન ગુજારીએ છીએ. કલાપી સત્યજ કહે છે કે:—



"બ્રહ્માંડ આતો ગૃહ તાતનું છે, આધાર સહુને સહુનો રહ્યો જ્યાં:
સે છે સહુ કે સહુને દઇ કે, આભાર સહુનો સહુ ઉપરે છે."

અમો કેટલાક રસ્તાઓથી અજ્ઞાન છીએ. માટે કેટલીક ગલી કુંચીઓમાંથી પસાર થવા માર્ગદર્શકોની અમને જરૂર છે, તેથી અમો આપ સજ્જનોને ભોમીઆ તરીકે સાથે લઈ આગળ વધવા ઇચ્છા રાખીએ છીએ. આશા છે કે આપ સુશીલ સંતો અમારા નાયક, નેતા અને સરદાર થઈ અમને દરેક પ્રકારની દરેક વખતે સહાય આપવા ચૂકશો નહીં.

માટે અમારા માનવંતા કચ્છી જૈન નરવીરો, પૂજ્ય વડીલો અને પ્રિય મિત્રો, હવે ઘોર નિદ્રામાંથી જાગો, આળસને ત્યાગો, કમર કસો અને આ 'કચ્છી જૈન મિત્ર' રૂપી શસ્ત્રને કરમાં પકડી ઉન્નતિના માર્ગે આગળ ગતિ કરો. આ શસ્ત્રથી અજ્ઞાન રૂપી શત્રુને મારી હઠાવો, ખરી વસ્તુસ્થિતિ સમજી તમારાં મન અને હૃદયને ખીલાવી સુખ-શાન્તિમાં મ્હાલો. આ માસિક દીપરૂપ છે, તે અંધકાર દુર કરી પ્રકાશ પાડશે. આને ખુણે ના નાંખશો, જરા તેનુ સન્માન કરજો તે તમારો અતીથિ છે અને અતીથિનો આદરસત્કાર કરવો એ આપણી ફરજ છે.

અમારા માનવંતા સહાયક મંડળની સહાયતાથી આ ઉપયોગી કાર્યની શરૂઆત તો સારી થઈ ચુકી છે, તોપણ હજુ વધુ સહાયની જરૂર છે. સહાય માત્ર પૈસાનીજ નહી પણ ગ્રાહકો મેળવી આપવાની પણ છે તેથી જો અમારા બન્ધુઓ અમને વધુ અને વધુ ગ્રાહકો મેળવી આપશે તો અમારા સહાયકો હજુ પણ પોતાના બન્ધુઓ માટે પોતાની દોલતનો વધુ ભોગ આપવા સદા તત્પરજ છે, અને તેથીજ અમો અમારા ગ્રાહક અને વાચક વર્ગને જરૂર પુરતુ સચિત્ર વાચન પુરૂ પાડવા અમારાથી બનતો પ્રયત્ન કરવા અમો ચુકશું નહી. કદાચ આ પહેલો અંક જોઈએ તેટલો રસિક બનાવવામાં ન આવ્યો હોય તો પણ અમો આપને ખાત્રી આપીએ છીએ કે હવે પછીના તમામ અંકો એથી વિશેષ સુંદર રસિક અને શ્રેષ્ટ બનાવિશુ તેમજ નિયમીત બહાર પાડીશું. છેવટે અમો પ્રોફેસર વેસ્લીનો નીચેનો મંત્ર યાદગરી કરાવી અત્રે વિરમીશુ.—

1 "Do all the good you can,"
2 By all the means you can,
3 "In all the ways you can,"
4 In all the places you can,
5 "At all the times you can,"
6 To all the people you can,
7 "As long as ever you can"

આપણાથી બને તેટલુ, બને તેટલા સાધનવડે, બને તેટલા પ્રકારે જેજે સ્થાને બની સકે ત્યાં ત્યાં, જે જે સમયે બને તે તે સમયે, જેટલા મનુષ્યોનું બની શકે તેટલાનું અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ભલુ કરો એવો **શ્રી વીર પ્રભુનો** મહાન્ અને ઉત્કૃષ્ટ આદેશ છે. એજ શુભાશા.

**કચ્છી જૈન મિત્ર માસિક ઑફીસ,**
કાથા બજાર–માંડવી, મુબઈ.

**ઑ. તંત્રી.**






લખનારઃ—ગ. ખીમજી હીરજી કાયાણી. જે પી.





**ગ**યા સવારે મને સ્વપ્ન આવ્યું કે, મુંબઈથી જે **"શ્રી કચ્છી જૈન એસોસીએશન"** ના સભાસદો કોમની ઉન્નતિને માટે લુગાની લેવા નીકળેલા તે ફરતા ફરતા મારી પાસે આવ્યા. કેટલીક છુટક છુટક વાતો કર્યા બાદ તેમણે નીચે પ્રમાણે મારી સાથે સવાલ જવાબ કર્યા.

**સભાસદનો સવાલ—શ્રી કચ્છી જૈન કોમની** ઉન્નતિ થવી એ કેવળ નિરાશાજ છે, કે કંઈ આશા ભરેલું છે?

**મારો જવાબ**—જો કે બીજી કોમની જોડે સરખાવતાં આપણે પાછળ રહી ગયા છીએ પણ ધીમે ધીમે કેળવણી અને જાગૃતિ વધતાં જાય છે. મને તો એમ આશા લાગે છે કે, હવે આપણી ઉન્નતિ થવાનીજ. પેઢીઓ સુધી મુર્છાગત થએલો આપણો સમાજ ઉન્નતિ પામશે એનું સુચિન્હ આપ કમીશન અર્થે આવ્યા છો તે, અને આ **"કચ્છી જૈન મિત્ર"** માસિક ની શરુઆત થઈ તેજ જણાવી આપે છે.

**સવાલ**—આપણા સુધારકો કેટલાક વખતથી તો પ્રયાસ કરતા આવે છે પણ કેમ ફતેહ પામતા નથી?

**જવાબ**—જે ફતેહ ન પામે તેનો નામના સુધારકો, તે સુધારકોના સામાવાળા બહુ હોય છે. એ સુધારકો તથા સામાવાળાના આદર્શ નીચા હોય છે પદ્ધતિ ખોટી હોય છે અને સિદ્ધાંત એક તરફી હોય છે.

**સવાલ**—વધારે સ્પષ્ટ કહો

**જવાબ**—જે વધારે સમજી શકે છે તેને માથે વિશેષ ધર્મ છે પહેલ કાઢવી, લોકોની બત્રીશીએ ચડવુ, ગેરસમજુતીના ભોગ થવુ, ટીકા અને હાંસીના વિષય થવુ, દુખી થવુ અને પોતાના કુટુબીઓને દુખી કરવા આ સર્વ દુખ સહન કરવાને જ્યા સુધી કાર્ય કરનારાઓ ન નીકળે ત્યા સુધી હાલના વિચાર અને અધાધુધી ચાલ્યા કરવાના મારૂ ચોક્કસ માનવુ છે કે જે કાઈ ઉમદા વિચાર હોય છે તે આખરે ફત્તેહ પામે છેજ

"There has been no great and noble idea that once promulgated did not triumph in the end, although it might traverse centuries of obstacles and persecutions . . . '

(Mazzini)

**સવાલ**—હાલની પદ્ધતિ પ્રમાણે ન્યાતમા આગેવાનો ધારે તે કરી શકે તે સબધે તમારો શો મત છે?

**જવાબ**—ઓછા બળવાળાએ વધારે બળવાળાને શરણ થવુ પડે છે એતો જગતનો નિયમ છે પણ એ બળ બુદ્ધિબળ હોવુ જોઇએ ગમે તે સિદ્ધાત સ્વીકારો પણ ન્યાતમા અમુક વ્યવસ્થા અમુક નિયમ અમુક ધોરણ મુજબ વિચાર થાય અને તે પરથી ઠરાવ અને પછી ઠરાવ પરથી અમલ એવુ કઈક દાખલ થવુ જોઈએ વ્યક્તિઓની નિરકુશ મરજી ઉપર થોડો ઘણો દાબ મૂકવો જોઇએ હાલ બધી જગ્યાએ જ્ઞાતિઓના બધારણમા ત્રણ પ્રકારની વ્યવસ્થા જોવામા આવે છે

(૧) પહેલા પ્રકારની વ્યવસ્થામા આખી જ્ઞાતિ એક શેઠ કે પટેલની ઇચ્છાનુસાર ચાલે છે આ યોજના જુની છે અને આપણા કચ્છ દેશમા વસતા બીજા કેટલાએક ભાઇઓમા વિશેષ છે આ યોજના પ્રમાણે જો પટેલ કે શેઠ ડાહ્યો માણસ હોય તો ઉત્તમ છે પરતુ ઘણે ભાગે આવા શેઠ અને પટેલ અજ્ઞાન અને અણસમજુ હોય છે અને મ્હોટા કુટુબ તથા સગવગાઈ કે નોકર ચાકરોથી જ્ઞાતિ ભાઈના મ્હોઢા ઉપર કાબુ ધરાવવા વગેરે કોઈ કારણાનુસાર આગળ ઉપર અપાયેલ પટેલાઈ પેઢી ઉતાર ચાલ્યા કરે છે, એ રીવાજ ઘણે અંશે બહુજ હાનીકારક નીવડે, એ સભવિત છે

(૨) બીજા પ્રકારની વ્યવસ્થામા, કઈક દ્રવ્ય અને બળવાળા પુરૂષોના મત અનુસાર જ્ઞાતિનુ તત્ર ચાલે છે આ વ્યવસ્થામા, દ્રવ્ય અને તેવા કઈક બીજા પ્રકારના બળ વગરના હોય છે તેમનુ બળ ગણનામા લેવાતુ નથી અને તેઓ બબડ્યા કરે છે પરતુ ન છુટકે તેમને બળવાનની ઇચ્છાને અનુસરી વર્તવુજ પડે છે આ વ્યવસ્થામા ઘણે ભાગે સ્પર્ધાનુ બળ વધારે હોય છે અને તેથી એકદરે આ વ્યવસ્થા બીલકુલ પસદ

**જવાબ**—What is a dream to-day will be a reality to-morrow. આજનુ સ્વપ્ન આવતી કાલે યથાર્થ થશે.

**સભાસદ**—તમારી ન્યાત ભેગી થાય છે તો શું કામ કરે છે?

મારા જાણવા પ્રમાણે કોઈપણ ન્યાતીલાને મદદ કરવા માટે અથવા તો કોઈ પણ મહાન શુભ હેતુથી સારાં કાર્યો કરવા માટે ન્યાત ભાગ્યેજ ભેગી થાય છે જો મારી યાદદાસ્ત મને ઠગતી ન હોય તો જ્યારે જ્યારે ન્યાત ભેગી થએલી ત્યારે ત્યારે ઘણે ભાગે કોઇને દંડ કરવા, મરણ પાછળના જમણવાર ઠરાવવા અને કોઇને બીજી કંઇ શિક્ષા કરવાજ ભેગી થાય છે.

**સભાસદ**—અને તેમા વ્યવસ્થા કેવા પ્રકારની?

**જવાબ**—એમાં પુછવુ શુ! અંધાધુંધી! રાત્રીની રાત્રી જાગરણ કરીએ અને છેવટે પાણી વલોવી કાઢવાનુ, કદાપિ કંઇ ઠરાવ થાય 'તો પક્ષે ન્યાય' એ કહેવત સમજી લેવાનીજ. તે વખતે વ્યવસ્થા હોય છે તે મારાથી વર્ણવી શકાય તેમ નથી. આગેવાનોને Receiver લગાડીને રાખ્યું હોય તો તેજ અદલ ઇન્સાફ આપી શકે.

**સવાલ**—તમારી ન્યાતમા કેળવણી કેવી છે?

**જવાબ**—ગુજરાતીમાં ઘણા ખરા છોકરા અભ્યાસ કરે છે. આમાંથી લગભગ અર્ધ ભાગના કરતા વધારે છોકરા અંગ્રેજી નિશાળમાં બેસે છે તેમાથી કેટલાક અધવચ મૂકી દેછે, ઘણોજ નાનો ભાગ મેટ્રીક સુધી ભણેછે, મેટ્રીક પસાર કર્યા બાદ થોડાકજ કૉલેજમા અભ્યાસ કરવા દાખલ થાય છે. અને મ્હોટો ભાગ નોકરી શોધવા માંડે છે. એટલે ઉચી કેળવણી ન લેવામાં એક તો સાધનનો અભાવ, અને બીજુ વિદ્યાર્થી અવસ્થામાંજ પરણાવવાની તૈયારી.

**સવાલ**—સ્ત્રી કેળવણી વિષે શુ કહો છો?

**જવાબ**—હાલમા કેટલીક છોકરીઓ ભણતાં શીખી છે, અને નિશાળે જાય છે. સ્ત્રી કેળવણી એ ઉન્નતિનો પાયો છે. પણ તે કેળવણી એટલે શું તેમાં બધા ગુંચવાય છે, તો તેમા મારો એવો અભિપ્રાય છે કે પ્રથમ તો પુરૂષ જાતે બરાબર કેળવાએલો હોવો જોઇએ. છોકરીએ તેના માબાપને ઘેર રહે ત્યા સુધી લખતાં વાચતાં તથા ઘરનું કામકાજ કરતાં શીખવું જોઇએ અને પછી સાસરે જાય તેની કેળવણી તેના ધણીએ હાથ લેવી જોઇએ અને પોતાને યોગ્ય લાગે તેવી રીતના એક બે કલાક હમેશ કેળવણી આપવાની ગોઠવણ કરવી જોઇએ. પુરૂષના માથે આ ફરજ રહેલી છે એવું મારૂં માનવું છે.

**સવાલ**—વારૂ, લગ્ન કેવા પ્રકારના થાય છે?

**જવાબ**—રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર નહી હોવાથી અને દુષ્ટ રીવાજોને લઇને પૈસાદાર વૃદ્ધો અને તેઓના મૂર્ખ પુત્રો પોતાની સ્ત્રી ગુજરી ગઇ કે તેના બીજેજ દીવસે તેઓનુ વેશવાળ થએલું સાંભળવામાં આવે છે. તેથી ઘણા કેળવાએલા યુવાનો હાથ ઘસતા રહી

જાય છે. વળી કજોડાં વિષે તો પૂછવુંજ નહીં. વર કરતાં કન્યા મોટી હોય એવું તો ઘણું વધારે નથી. પણ કન્યા કરતાં વરની ઉમર પાંચ ગણી વિશેષ તથા બુદ્ધિ, રૂપ અને સ્વભાવનાં કજોડાં ઘેર ઘેર મળી આવે તેમ છે.

**સવાલ**—જમણવાર સંબંધે કંઈ કહેશો કે?

**જવાબ**—પહેલાં કરતાં હવે અમે ઠીક ઠીક તેમાં સુધર્યા છીએ. પહેલાં પાંચ સાત લાખ ચાર મહીને ઉડાડતા તે હવે ત્રણ કે ચાર લાખનો ધુમાડો કરીએ છીએ. પણ તેટલું તો હાલ તરત ભલે રહેવાદો. નહીં તો તમે કશું નહીં કરી શકો. ભલે ન્યાતો જમે ને જમણવાર થાય, પણ જે ખર્ચ થાય તેના ઉપર વધારે પડતું કર નાખવાની અગત્ય છે. અને આ કરના પૈસામાંથી હુન્નર ઉદ્યોગશાળાઓ ખોલી ન્યાતના દુઃખી માણસોને તેમાં ધંધે લગાડવા જોઈએ. આથી એક પંથ ઔર દો કાજ થશે. હા, પણ જમણ વખતે કંઈક યોગ્ય બંદોબસ્ત થવાની ખાસ અગત્ય છે. તે એજ કે જમનારાઓને બીજાના એંઠા વાસણ પોતાના હાથે લઈ સાફ કરી અને એંઠવાળા—કચરા-વાળુ થએલી જગા ઉપર ભુમાભુમ અને રગડાગોળ વચ્ચે જમવું પડે છે તે રીતને સુધારવી જોઈએ.



**સવાલ**—ત્યારે હવે હિંદ શું કરવું?

**જવાબ**—પ્રથમ હિંદુસ્તાનમાં તથા બહાર દેશમાં આપણી કોમનું નામ તાર વતની પત્રક ભરવું જોઈએ. વસ્તી પત્રકમાં તમામ હકીકત ખુલાસાવાર સ્પષ્ટ આપવી જોઈએ કે જેથી આગળ ઉપર આપણું આપણી ઉન્નતિ માટે કેવા ઉપાયો યોજવા તે સહેલાઈથી તારવી શકીએ.

**સભાસદ**—વાહ ત્યારે હવે આપ આ સંસ્થામાં જોડાઈ અમને મદદ કરતા શાઓ. લ્યો આ ફારમ મહેરબાની કરીને ભરી આપો

હું જેવો ફારમ ભરવા ઉઠ્યો કે તરતજ મારી આંખ ઉઘડી ગઈ. સવારના છ વાગી ગયા હતા. એટલે પથારીપરથી ઉઠી જઈ આ લેખ લખી નાખ્યો.

ઉપરક એટલું ઉમેરું છું કે સવારનું સ્વપ્ન ખરૂં પડે છે. એવી લોકની સાધારણ માન્યતા હોવાથી રખે મારૂં સ્વપ્ન ખરૂં પડવાનો તુરતમાં વખત આવી લાગે!!!





# કચ્છી જૈન બંધુઓ વિષે કંઈક*

લેખક—રા. મોહનલાલ દલીચંદ દેસાઈ,
બી એ એલ એલ બી



કચ્છ દેશનું પ્રાચીન નામ શું હશે તે જાણવામાં નથી. કોઈ કહે છે કે તેને આનર્ત દેશ કહેવામાં આવતો હતો. પણ તે માટે શંકા રહે છે કારણ કે હરિવંશના ૧૦મા અધ્યાયના શ્લોક ૩૧ મા જણાવ્યું છે કે 'आनर्तविषय श्चासीत् पुरीचास्य कुशस्थली' એટલે આનર્ત દેશની રાજધાની કુશસ્થળી હતું, તે કુશસ્થળી સંબંધે મહાભારતના મહા સભા અધ્યાય ૧૪ ના ૫૨ અને ૫૩ શ્લોકમાં એવું જણાવેલું છે કે —



इति संचिन्त्य सर्वेस्म प्रतीचीं दिशमाश्रिता ।
कुशस्थलीं पुरीं रम्यां रैवतनो पशोभिताम् ॥
ततो निवेश तस्यां च कृतव ता वय नृप ।

આ પરથી કુશસ્થળી એ રૈવતપર્વત ( ગિરનાર ) પાસેની પ્રાચીન નગરી હતી કે જ્યાં યાદવો મથુરાથી આવ્યા. વનપર્વના ૧૯ મા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં કૃષ્ણે આનર્ત સંબંધી ઉલ્લેખ કર્યો છે. આ રીતે આ જાતનો આનર્ત હાલનો કચ્છ ન હોઈ શકે. આ સંબંધમાં પ્રાચીન શોધખોળ કરવાની જરૂર છે. એટલું તો નિર્વિવાદ છે કે કચ્છ એ પ્રાચીન દેશ છે અને તેનું પાટનગર હાલનું ભૂજ તે ભદ્રાવતી† નગરી છે.

હાલના કચ્છ દેશની સીમામાં તેની ઉત્તરે, પૂર્વે અને અગ્નિ કોણે કચ્છનું રણ છે, દક્ષિણે અને નૈઋતે કચ્છનો અખાત તથા હિંદી મહાસાગર છે અને પશ્ચિમ તથા વાયવ્ય દિશાએ સિંધુ નદીની કોરી નામની શાખા તથા રણ આવેલા છે. કચ્છની ઘણામાં ઘણી

* આત્મારામજી કેશવજી દ્વિવેદી કૃત કચ્છદેશનો ઇતિહાસ પ્ર. સને ૧૮૭૬

† ભદ્રાવતી એ ભૂજ નહીં પણ ભદ્રેસર નામનું પ્રસિદ્ધ પવિત્ર તીર્થ છે.
ઑ. તંત્રી.

લંબાઈ ૧૮૦ માઈલ અને પહોળાઈ ૫૦ માઈલ છે. એક ઠેકાણે તો ફક્ત ૧૫ માઈલ જ પહોળાઈ છે. રણ જે કચ્છનો ભાગ છે તે સુધ્ધાં તેનો વિસ્તાર ૯૦૦૦ ચોરસ માઈલ અને રણ બાદ કરતાં ૬૫૦૦-ચોરસ માઈલ છે..

અહીંની આબો હવા નથી ઘણી ગરમ તેમ નથી ઘણી ઠંડી.* દેશના મધ્યભાગમાં એપ્રિલ અને મે મહિનામાં થર્મોમીટર ૧૦૦ ડીગ્રી ઉપર ૫-૧૦ સુધી ચડી જાયછે, પણ તે વખત દરિયા કિનારાની હવા સારી હોય છે. ઘણામાં ઘણી ઠંડી કોઈ વખત ૫૦ ડીગ્રી સુધી જાય છે. વરસાદ ૧૦-૧૫ ઇંચ બસ થાય છે. તેથી થોડો તે થોડો અને વધારે તે વધારે કહેવાય છે.

આવી આબો હવામાં ભીંધીઓના સિંધના અને કાઠીઓના કાઠીઆવાડના પડોશી તરીકે આ કચ્છના દેશજનો શરીરે મજબૂત, પરાક્રમી અને શ્રમજીવી હોય તે સ્વાભાવિક છે. મુંબઈમાં આવી પોતાનું નસીબ અજમાવી શ્રીમંતો થનાર સાહસીક નરોમાં ગુજરાતી અને કાઠિઆવાડીઓ કરતાં કચ્છીઓએ અગ્રસ્થાન લીધું છે. મુંબઈ સિવાય દક્ષિણમાં કોચીન મલબાર અને મદ્રાસ સુધી તેમજ હિંદના જુદાં જુદાં સ્થળોએ કચ્છી બંધુઓએ વિહાર કરી પોતાની આજીવિકા, વ્યાપાર અને વણિગ્વૃત્તિ સિદ્ધ કર્યા છે.

પૂર્વના જૈન મુનિઓએ અહીં પણ વિહાર કર્યો છે અને અનેકને પ્રતિ બોધી જૈન-ધર્મને વિસ્તાર્યો છે. ખબર પ્રમાણે ત્યાં દિગંબરી એક પણ નથી, પરંતુ શ્વેતામ્બરજ છે. તેમાં શ્વેતામ્બર મૂર્તિપૂજકમાં અંચલ ગચ્છીય સાધુઓનો તથા મુખ્યપણે વિહાર હોવાથી તેમજ ત્યાં તેમની પટ્ટગાદી હોવાથી મુખ્ય ભાગે અંચલ ગચ્છીય છે અને તપ ગચ્છ તથા ખરતર ગચ્છ વાળા તે અપેક્ષાએ અલ્પ સંખ્યામાં છે. ગઓશ્રી ભારમલ્લજી (પહેલા) ના સમયમાં (સં. ૧૬૪૨-૧૬૮૮) તપા ગચ્છીય ભટ્ટારક શ્રી વિજયસેન સૂરિના સમયમાં તેમના આદેશથી પંડિત વિવેકહર્ષ ગણિએ સં. ૧૬૫૬ માં કચ્છના ખાખર ગામને પ્રતિબોધીને સારૂં ધર્મક્ષેત્ર બનાવ્યું હતું. તેમણે ત્યાં રહેલા સેંકડો ગમે ઓશવાલોનાં ઘરોને સમ્યક્ પ્રકારે જિન ધર્મ પ્રતિબોધીને તથા શ્રાવક સંબંધી સઘળી સામાચારી શીખવીને ઉત્કૃષ્ટ શ્રાવક બનાવ્યા હતા. (આ સંબંધી સં. ૧૬૫૬ ના ફાગણ શુદિ ૧૦ નો શિલા લેખ ખાખરમાં શત્રુંજયા-વતાર નામના દેરાસરમાં મોજૂદ છે કે જેનું ધ્યાન બીજા લેખમાં અનુકૂલ સમયે આપવામાં આવશે.).

કચ્છમાં ઓસવાળોની વસ્તી મૂળથી ઘણી હતી તે જ્ઞાતિનાં દશ હજાર માણસો કચ્છમાંથી જામનગર આવી વસ્યા હતા. તે સંબંધી જામનગરના પ્રખ્યાત મંત્રી વર્ધમાન શાહ તથા રાયસી શાહ† ની હકીકત જાણવા યોગ્ય છે. "તેઓ કાઠીઆવાડની ઉત્તરે આવેલા કચ્છ નામના દેશમાં આવેલા અલસાણ નામે ગામના રહેવાસી હતા. તેઓ ઘણાજ ધનાઢ્ય

* કચ્છ દેશનાં હવા પાણી ઘણાંજ ઉત્તમ મનાય છે.

† આ બંને શાહુકારો કચ્છીઓ ઓશવાળ જ્ઞાતિના હતા.

ઑ. તંત્રી.

તથા વ્યાપારના કાર્યમાં પ્રવીણ હતા. તેઓ બંને વચ્ચે વહેવાઈનો સંબંધ હતો. તેઓ બંને જૈન ધર્મ પાળતા હતા. એક દિવસે જામનગરના રાજા જામસાહેબે તે અનસાણાના ઠાકોરની કન્યા સાથે લગ્ન કર્યા તેમાં જામશ્રીના કહેવાથી તે કુંવરીએ દાયજામાં પોતાના પિતા પાસે તે બંને સાહુકારો જામનગરમાં આવી વસે એવી માગણી કરી. તે માગણી તેના પિતાએ કબુલ રાખવાથી ઓસવાળ જ્ઞાતિના દસ હજાર માણસો સહિત તે બંને સાહુકારોએ જામનગરમાં આવી નિવાસ કર્યો.

ત્યાં રહી તેઓ અનેક દેશો સાથે વ્યાપાર કરવા લાગ્યા અને તેથી જામનગરની પ્રજાની પણ ઘણી આબાદી વધી. વળી તે બંને સાહુકારોએ પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવા માટે ત્યાં (જામનગરમાં) લાખો પૈસા ખર્ચીને મ્હોટા વિસ્તારવાળા તથા દેવવિમાનો સરખા જિનમંદિરો બંધાવ્યા. તે મંદિરો વિક્રમ સંવત્ ૧૬૭૬ માં સંપૂર્ણ થયાં. અનુક્રમે શ્રીવર્ધમાન શત્રુંજય, ગિરનાર, વગેરેની યાત્રા કરી અને ત્યાં પણ જિનમંદિરો બંધાવ્યાં. એવી રીતે પોતાના લાખો પૈસા ખર્ચીને તેમણે આ ચપળ લક્ષ્મીનો લાવો લીધો. વર્ધમાન શાહનું રાજ્યદરબારમાં ઘણું સન્માન થવા લાગ્યું, તથા જામશ્રી પણ ઘણું ખરૂં કાર્ય તેમની સલાહ પ્રમાણે કરવા લાગ્યા. આથી કરીને જામ સાહેબના એક મુત્સદ્દી કારભારીને દ્વેષ થયો તેથી વર્ધમાન શાહ પરની જામસાહેબની પ્રીતિ ઓછી કરાવવાની તજવીજ કરાવવા લાગ્યો. એ દ્વારા રાજ્યમાં પૈસાનો ખપ છે એમ જણાવી જામશ્રી પાસે વર્ધમાન શાહપર નેવું હજાર કોરીની ચીઠી લખાવી અને તેના આંકડામાં એક મીંડું ઉમેરી એટલે નવલાખની ચીઠી કરી વર્ધમાન શાહ ઉપર મોકલાવી તેમનાપર તુરતજ આપવા ફરમાણ કર્યું. 'હમણાં વ્યાળુ કરવાનો સમય છે તો કાલે આવો,' એવું કહેવામાં આવતાં કારભારીએ તો તેજ વખતે તે નવેલાખ કોરી લેવાની હઠ કરી તેથી વર્ધમાન શાહે તેને તેજ વખતે કાંટો ચઢાવી પોતાની વખારમાંથી નવલાખ કોરી તોલી આપી. વર્ધમાન શાહને કારભારીના આ કર્તવ્યથી ગુસ્સો ચઢ્યો. તે પ્રભાતમાં રાયસી શાહ સાથે મળીને ઠરાવ કર્યો કે રાજ્યમાં રહેવું નહી ને કચ્છ ચાલી જવું. કચ્છ જવા પ્રયાણ કર્યું તે વખતે રાયસીશાહે ખુટામણથી કહ્યું કે આ દેરાસરનું કામ અધુરૂં હોવાથી મ્હારાથી આવી શકાશે નહિ. એટલે વર્ધમાન શાહ એકલાએ સાડાસાત હજાર ઓસવાળો સાથે લઈ કચ્છ તરફ ગમન કર્યું. બધાની ખાધાખોરાકી પોતે પૂરી પાડવાનું માથે લીધું. પ્રયાણ કરી ધ્રોળ પહોંચ્યા એટલે જામસાહેબને ખબર પડતાં પાછા બોલાવવા માણસો મોકલ્યા પણ શાહ આવ્યા નહિ એટલે પોતે જાતે ગયા. કારણ પૂછી જાણ્યું એટલે પોતે જણાવ્યું કે મે તો નેવું હજારની ચીઠી તેના કહેવાથી લખી હતી. પછી કારભારીપર ગુસ્સો ચઢ્યો. શેઠને મનાવી જામનગર લાવ્યા. રસ્તામાં કારભારી મળતાં તેને જમૈયાથી જામશ્રીએ ઠાર કર્યા. વર્ધમાન શાહે નવ લાખ કોરી તોલી તે વખારનું નામ હાલ નવલખાથી ઓળખાય છે ને તે મકાન જામનગરની માંડવી પાસે છે. તેમના ચણાવેલા અત્યંત મનોહર જીન મંદિરોપણ હાલ તે સમયની તેમની જાહોજલાલી દૃષ્ટિગોચર કરે છે. તેમનું રહેવાનું મકાન પણ હાલ જામનગરમાં જીર્ણ અવસ્થામાં હયાત છે. તેમણે અનેક ધર્મકાર્યો તથા લોકોપકૃતિના કાર્યો કરેલાં છે."*

* જુઓ રા. હીરાલાલ હ. સરાજ કૃત **વિજયાનન્દાભ્યુદય કાવ્ય** તેપરથી મુનિશ્રી જીનવિજયજીએ પ્રાચીન જૈન લેખ સંગ્રહની પ્રસ્તાવનામાં લીધેલો ઉલ્લેખ

વર્ધમાન શાહ અને તેના ભાઈ પદ્મસિંહ બન્ને જામનગરના એક સાથે તત્કાલીન પ્રધાનો હતા. બંનેએ હાલારના નવાનગર (જામનગર) માં જામશ્રી શત્રુશલ્ય (છત્રસાલ–સતોજી) ના પુત્ર શ્રી જસવંતજીના રાજ્યમાં અચલ ગચ્છના આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શાન્તિનાથનું મંદિર બંધાવ્યું તેમાં તેમની તથા બીજા તીર્થંકર આદિની ૫૦૧ પ્રતિમાની બે પ્રતિષ્ઠાઓ, એક સં ૧૬૭૬ વૈશાખ શુદ ૩ બુધવારના દિવસે અને બીજી સંવત ૧૬૭૮ ના વૈશાખ શુદ ૫ શુક્રવારને દિને કરાવી અને તેમાં સાત લાખ રૂપીઆ ખરચ્યા. વળી સંવત્ ૧૬૭૬ ના ફાગણ શુદ ૨ ને દિવસે નવાનગરથી શા પદ્મસિંહે મ્હોટો સંઘ કાઢ્યો અને અંચલ ગચ્છના ઉક્ત કલ્યાણસાગર સૂરિ સાથે શત્રુંજયની યાત્રા કરી શત્રુંજય પર કરાવેલા બંને ભાઇઓના મંદિરમાં અનેક પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી.

દશા (લઘુ શાખીય) ઓશવાળ શેઠ કેશવજી નાયકની વ્યાપાર કુશળતા અને સમૃદ્ધિ હમણાં સુધી દરેક કચ્છી જૈન બંધુના હૃદયમાં જીવતી જાગતી છે. કચ્છ કોઠારા ગામના રહીશ અર્જુનશી નામે શેઠ, તેના પુત્રનું નામ નાયક. નાયકને પોતાની સ્ત્રી હીરબાઇથી પુણ્યવાન્ કેશવજી નામનો પુત્ર થયો. તે પોતાના મામાની સાથે મુંબઈ આવ્યો અને ત્યાં વ્યાપાર કરવા લાગ્યો. વ્યાપારમાં તેણે પુષ્કળ ધન ઉપાર્જન કર્યું. તેઓ દેવ, ગુરુ અને ધર્મપર પૂર્ણ શ્રદ્ધાવાળા હતા, અને તેમની કીર્તિ સ્વજનોમાં સારી પેઠે વિસ્તાર પામી હતી. તેમની સ્ત્રી પાબાની કુખેથી નરસિંહ નામનો પુત્ર થયો. નરસિંહની સ્ત્રીનું નામ રતનબાઈ હતું. તે પતિભક્તા અને સુશીલા હતી. કેશવજી શેઠને માકબાઇ નામની બીજી પત્નિથી ત્રિકમજી નામનો પુત્ર થયેલ તે અલ્પ વર્ષે ગુજર્યો.

શેઠ કેશવજી* પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યનો સદુપયોગ કરવા માટે અનેક ધર્મકૃત્યો કરવા લાગ્યા. તેઓ પોતાના પરિવાર સમેત મ્હોટા સંઘ કાઢી શત્રુંજય આવ્યા અને કચ્છ, મોરબી, ગુજરાત, મારવાડ, મેવાડ અને કોકણ આદિ બધા દેશોમાં કંકુમ પત્રિકાઓ મોકલી સ્વજનોને આમંત્રણ કર્યું તેથી હજારો લોકો ત્યાં ભેગા મળ્યા. અંજનશલાકા કરવા માટે મ્હોટો મંડપ તૈયાર કરાવ્યો અને તેમાં સોના, ચાંદી અને પાષાણના હજારો જિનબિંબો સ્થાપન કર્યા, સં. ૧૯૨૧ માહ શુદ ૭ ને ગુરૂવારના દિવસે અચલ ગચ્છના રત્નસાગરસૂરિની આજ્ઞાથી મુનિ દેવચંદ્રજી અને બીજી ક્રિયાવિધિના જાણકાર અનેક શ્રાવકોએ વિધિપૂર્વક બધા જિનબિંબોની અંજનશલાકા કરી. તે વખતે સંઘપતી કેશવજીએ જિનપૂજન, સંઘભક્તિ અને સ્વધર્મીવાત્સલ્ય આદિ ધર્મકૃત્યોમાં ખુબ ધન ખર્ચ્યું. પોતાની ધર્મશાળા ઉપરાંત ધર્મશાળામાં આરસ પહાણનું બનાવેલું શાશ્વતજિનનું જે ચતુર્મુખ ચૈત્ય હતું તેની અને પર્વત ઉપરના અભિનંદન મંદિરની મહા શુદ ૧૩ બુધવારના દિને ખુબ ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવી પોતાના પરિવાર સાથે શેઠે તેમાં અભિનંદન આદિ તીર્થંકરોની પ્રતિમાઓ સ્વહાથે તખ્તનશીન કરી. આવી રીતે ગોહીલવંશથી ઠાકોર સુરસિંહજીના સમયમાં પાલીતાણામાં શેઠ કેશવજીએ વિપુલ દ્રવ્ય ખર્ચી જૈન ધર્મની ઘણી પ્રભાવના કરી †

* પ્રાચીન જૈન લેખ સંગ્રહની પ્રસ્તાવના, ૪૭–૪૮, સંગ્રાહક મુનિશ્રી જિનવિજયજી.

† ઉદાર શ્રીમંત, પરોપકારી, અને પોતાના બન્ધુઓ માટે પોતાની અઢળક લક્ષ્મીનો ભોગ આપનાર, અને 'જ્ઞાતિ શિરોમણીનું' બિરુદ ધરાવનાર શેઠ નરસિંહ નાથા એજ સમયમાં થઈ ગયા છે કે જેઓની પાછળ આજે શ્રી નરશીનાથા ઓશવાળ જૈન બોર્ડીંગ ઓળખાય છે.

સૌ તંત્રી.

આ મંદિર ખરતરવસહિ ટુંકમાં આવેલ છે. આવી રીતે અસંખ્ય ધન ખર્ચનાર શેઠ કેશવજી નાયકના અન્ય ધર્મકૃત્યો ઘણાં હોવાં જોઇએ, પરંતુ દિલગીરીનો વિષય એ છે કે ઉપરની હકીકત શિલા લેખમાં જળવાઈ રહી છે તેટલી પણ શિલાલેખ ન હોત તો તેમના ચરિત્ર આચવી લખાવવા તે પ્રગટ કરવાનો પ્રયાસ થવાના અભાવે મળી શકત નહિ. શેઠ કેશવજીની પ્રસિદ્ધિને અંગે હાલના તેમના પૌત્ર વંશજ શેઠ જેઠાભાઈ નરસી દશા ઓસવાળ જ્ઞાતિના અગ્રગણ્ય શેઠ લેખાય છે.

હમણાં સર વસનજી ત્રિકમજી નાઈટ, શેઠ ખેતશી ખીઅશી, જે. પી., શેઠ વેલજી લખમશી નપુ, બી.એ., એલ.એલ.બી., શેઠ શાંતિદાસ આસકરણ શાહ વગેરે શ્રીમંત અને આગેવાન શેઠીઆ મોજૂદ છે. આવા પુરૂષો જે કોમમા હોય અને ઉપર જણાવેલા વર્ધમાન શાહ અને શેઠ કેશવજી જેવા થઇ ગયા હોય (બીજા તો અનેક થઇ ગયા હશે પરંતુ પ્રતિષ્ઠાસનના અભાવે તેમજ માહિતી ન હોવાને લીધે તે આપણને અજ્ઞાતજ રહેશે) તે જ્ઞાતિ સંપ, ઉદારતા અને પરાક્રમ દાખવે તો કેટલું બધું જ્ઞાતિને અને જૈન કોમને આગળ પાડવા માટે કરી શકે કે તેની હદ નહિ.

પૂર્વેની સ્થિતિ–હાલ નથી–જાહોજલાલીના નામ નિશાનના ભણકારા તાજા છે સા માર્ગીક દૃષ્ટિથી નિરખીશું તો માલુમ પડશે કે અનેક કારણો–કુવેશો–દુર્ગુણો કચ્છી જૈન બધુઓમા પેસી ગયા છે કે જો તેનો અટકાવ અત્યારથી નહિ થશે અને સાવધાન થઇ તે માટે કચ્છી જૈન પ્રજા ચેતીને નહિ ચાલશે તો ન માલુમ કે તેમનું ભવિષ્ય કાલાનુક્રમે કેવું ભયંકર અને દુઃખદાયક આવશે, તે કહી શકાય તેમ નથી.

એક ખાસ ધ્યાનમા લેવા લાયક એ બીના છે કે કચ્છમાં દશાને વીશા ઓસવાળ તથા ગુર્જર વાણીઆઓ (માત્ર કોઈ અપવાદ સિવાય) સર્વે જૈન છે. આવી પરિસ્થિતિ બીજા કોઇપણ પ્રાંતમાં નથી, અને તેથી તેવી સ્થિતિનો લાભ પુરેપુરો લેવાય તો જેમ પારસી કોમ પૈસેટકે અને વિદ્યાએ આગળ વધી બીજી કોમ કરતા ઘણું વધારે સુખ માને છે અને આગળ પડતી ગણાય છે તેવી રીતે કચ્છી જૈન કોમ પણ તેવાજ સ્વરૂપમા પોતાને મૂકી શકશે. હાલતો આટલું કહીને હવે પછી શું સ્થિતિ બદલાઇ છે, કેવી બદીઓ પેઠી છે, તે નિવારવા-માટે શું કરવું જોઇએ તે બીજા લેખમા આપવાનું વચન આપી તુરતને માટે વિરમું છું.






# જીવનના—અનુભવ.

નીચેના આઠ પ્રશ્નો વાચક વર્ગને ખાસ જાણવા જોગ હોવાથી અમોએ **વીશા ઓશવાળ** કોમના માનવંતા આગેવાન શ્રીયુત શેઠ **વેલજી લખમશી નપુ**, બી. એ , એલ એલ. બી , ને લખી મોકલ્યા હતા. કે જેનાં તેઓએ લખી મોકલેલા જવાબો આ સાથે રજુ કરેલ છે. અમો આ જવાબો તેઓના હસ્તાક્ષરોમાંજ છપાવવાનાં હતા તેમજ તેઓ શ્રીનો ફોટો પણ દાખલ કરવાના હતા. પણ દીલગીર છીએ કે મોડ થઇ જવાથી અમો તેમાનું કશુ કરી શકયા નથી. આ સર્વ સુધારો આવતા અ કથી થશે

ઑ. વ્યવસ્થાપક.

૧ આપના જીવનમાં સાર શું જણાયું?

**સ્વાર્થત્યાગ.**

૨ દાનનો શ્રેષ્ઠ માર્ગ આપ કયો ગણોછો?

**વિદ્યાદાન.**

૩ સાંપ્રત સમયમાં દેશ સેવાનો શ્રેષ્ઠ માર્ગ શો?

**સમાજ સેવા.**

૪ મનુષ્ય તરીકેની મહાન ફરજ શીછે?

**પરોપકાર.**

૫ જ્ઞાતિની મહાન સેવા શી?

**પેટા જ્ઞાતીઓમાં અરસ પરસ સંપ વધારવો.**

૬ ધર્મનો પ્રથમ ઉપદેશ શું છે?

**દયા પાળવી.**

૭ ખરી મ્હોટાઇ શેમાં સમાયલી છે?

**લઘુતામાં.**

૮ આપણે આગળ શાથી વધીએ?

**સંપ થકી.**

(સહી) **વેલજી લખમસી.**





# દયા.

( લેખક—બી. એન. મહીશેરી. )

## MERCY IS LOVE.



વિશ્વની અનેક ઘટનાઓમાં ઘડાતું આ માનવ જીવન, પ્રાણીમાત્રના કલ્યાણાર્થે ઉદ્ભવ પામ્યું છે, એ સત્ય સ્વરૂપ, માત્ર થોડાજ વિચારશીલ સત્પુરૂષો સમજે છે અને તેઓ પોતાની ક્રિયામાં પણ મૂકે છે, આવા પુન્યશાળી ભવિજીવો આ સૃષ્ટિમાં "મહાત્મા" તરીકે ઓળખાય વા પુજાય, તો તેમાં અતિશયોક્તિ જેવું લેશ પણ નથી

હવે ઉપર દર્શાવેલ મહાનુભાવો સિવાયનાં, અન્ય જે લોકો છે, તેઓ ધર્મનાં ભિન્ન ભિન્ન રૂપાન્તરો બનાવીને, તેમાં તલ્લિન થયેલા છે, અને તેઓ પોતાનાં વિચાર અને વર્તન એ મનસ્વિભાવે મનાયેલા સ્વધર્માગે ઉપસ્થિત કરે છે.

સૃષ્ટિમાં રચાયલા, અનેક નામોથી ઓળખાતા ધર્મના વાડાઓ, કયા મૂળ આશય ઉપર ગતિમાન છે, એ પ્રત્યક્ષ કરવા માટે, એ વાડાના અનુયાયીઓનાં વિચાર અને વર્તન ઉપર આધાર રાખવો પડે, એ સ્વાભાવિકછે તદપિ, વર્તમાન સ્થિતિ પ્રત્યે લક્ષ કરતા, એ નિયમ વિશેષ ઉપયોગી થતો હોય એમ ભાસતું નથી

આધુનિક કાળમાં સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરતા, આપણી દ્રષ્ટિ સમક્ષ એવા અનેક મનુષ્યો નજરે પડે છે કે જેઓનું વર્તન આપણને હિંસામય ભાસે છે અને જેઓનાં વિચારો દયાહીન હોય એવું જણાય છે. તો પછી તેવા સત્યજ્ઞાનવિમુખ મનુષ્યોનાં ભ્રષ્ટ આચાર વિચારથી આપણે એમનાં ધર્મનાં સિદ્ધાન્તોવિશે કેવી રીતે જ્ઞાન થઈ શકીએ,

**"હિંસા એ મહા પાપ છે"** આ સૂત્રને સર્વ ધર્મો સ્વિકારેછે તો પછી એવા હિંસક મનુષ્યોનાં વર્તન પરથી એમનો ધર્મ "દયા" વગરનો છે. એમના ધર્મમાં "દયા" એ શબ્દજ નથી એમ આપણાથી કેવી રીતે કહેવાય, કારણ કે ભક્ત તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

"દયા ધર્મ કા મૂલ હય, પાપ મૂલ અભિમાન"
"તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાન"

અર્થાત—સર્વ ધર્મોનું મૂળ દયા છે. વળી એક કવીશ્વરે એટલે સુધી આગળ વધીને કહ્યું છે કેઃ—



"દયા મહા નદી તીરે, સર્વે ધર્માઃ તૃણ સમાઃ

અર્થાત—વિશ્વમાં મનાતા સર્વ ધર્મો એ "મહા નદી દયા"ના શાન્તિકર કીનારા ઉપર એના નિર્મળ પવિત્ર જળનું પાન કરી પોતાનુ જીવન ટકાવતા ઘાસનાં તૃણખલા સમાન છે. આથી એટલું તો સિદ્ધ છે કે, દરેક ધર્મોની પોષણ શક્તિ, એ મહાદેવી દયાના શુભ હાથમાં છે. અને જે ધર્મમાં દયાના નિર્મળ નીરનુ સિંચન છે. જે ધર્મનાં ખંડે ખંડમાં દયાનું પોષણ છે, અને જે ધર્મનાં સૂત્રો સત્ય દયાથી વિભુષિત છે, તેજ સત્ય ધર્મ છે તેજ સનાતન જ્ઞાન છે.

ઉપરોક્ત વિચારોથી, મનુષ્યના વર્તન વા વિચારોના અંગે, એના ધર્મનાં સિદ્ધાન્ત વિષે મત બાંધવું, એ અચોકસતા ઉપ્તન્ન કરનાર છે. દાખલા તરીકે, આપણે ખ્રિસ્તિ ધર્મના અનુયાયીઓ પ્રત્યે લક્ષ કરશું, તો આપણને એવા સેંકડો ખ્રિસ્તિઓ મળી આવશે, કે જેઓ પોતાના જીવન ઉત્પત્તિનાં શુભ આશયને કોરે મુકીને, પ્રાણી હિંસામાંજ મજા માનતા હશે. જ્યારે **મહાત્મા ક્રાઇસ્ટના લખેલા પવિત્ર બાયબલમાં સાફ લખ્યું છે કેઃ—Thou shalt not kill.** અર્થાત—**તું હિંસા કરીશ નહીં.** વળી ઇસ્લામધર્મનાં સેંકડો અનુયાયીઓ માંસાહારને પ્રિય ગણે છે. જ્યારે, એમના **પવિત્ર પેગમ્બરનુંજ પવિત્ર નામ "રહીમ" છે. કે જે પવિત્ર નામજ દયામય છે.** પ્રાણી માત્ર પ્રત્યે રહેમ, કૃપાની નજરથી જોવું, એવા શુભ આશય સાથનુ એ દયાવિભુષિત પવિત્ર નામ શું "અહિંસા"નું ભાન કરાવતું નથી? અસલના મહા પુરૂષ "રહીમ" એ પ્રાણીમાત્રના ભલાની શુભ ભાવના હૃદયમાં ધારનાર, મહા દયાળુ હતા. તો પછી તે દયાના મીઠા દરિયામાંથી હિંસાની ઝેરીલી છો ક્યાંથી ઉછળે? ચંદ્રમાંથી તો મીઠું પિયૂષજ પ્રસરે.

તે ઉપરાંત એક અંગ્રેજ કવિવર્ય મહાશયે એક સ્થળે લખ્યુ છે કે "**જેને જીવન આપવાની શક્તિ નથી તેને જીવનનો નાશ કરવાનો શો હક છે?** આ સત્ય છે. કારણ કે **કુદરતના સાચા કાનુનોમાં પ્રાણીમાત્રનો જીવન સંબંધીનો હક સરખો છે.**

વિશ્વમાં એવો એક પણ ધર્મ ન હશે કે જેમાં "દયા"ની શુભ ભાવનાની હસ્તિ ન હશે." "**હિંસા એ મહા પાપ છે**" એ સૂત્ર સર્વ ધર્મોમાં પ્રધાન પણે વ્યાપક છે. આથી માણસ જાતની આત્મિક ઉન્નતિનો મુખ્ય આધાર દયાની શુભ ભાવનામાં છે. દયા કરવી એ માણસ જાતની મુખ્ય ફરજ છે. પરંતુ હા! દયા એવી ન હોવી જોઇએ કે જે ડાકણનું રૂપ પકડે; દયાધર્માધર્મનો વિચાર કરીને કરવાની છે. બે ચાર માણસોનું ખૂન કરનાર ખૂની ઉપર દયા કરવી એ દયા નથી. હિંસા કરનારની તો હિંસાજ કરવી પડે, અને તે હિંસા તે પાપ નહીં પણ ધર્મ છે. હજારોની હિંસા કરનાર નાદિર, તૈમુર અને અલાઉદ્દીન જેવા નિર્દય નરો તરફ દયા બતાવવી તે ધર્મ નથી. એવાઓના નાશમાંજ મનુષ્યોનુ

કલ્યાણ છે. જેવી રીતે કોઈ એક કસાઈ અમુક ગાયની પાછળ તેનો વધ કરવાને દોડતો હોય અને ગાય તેના હાથમાં ન આવતાં કયાંક સંતાઇ જાય કે જે ગુપ્ત સ્થાનની કદાચ આપણને ખબર હોય અને તેવા વખતે જો ગાય કયાં સંતાઇ છે એ વિષે તે કસાઈ આપણને પૂછે તો તે વખતે અસત્યં બોલવું એજ ધર્મ. તેજ પ્રમાણે 'દયા પણ ધર્માધર્મનો વિચાર કરીને કરવાની છે. આજકાલ સેંકડો જૈનો દયા નિમિત્તે પચાસ રૂપીઆની ગાયના સો રૂપીઆ આપી તે ગાયને કસાઈ પાસેથી છોડાવે છે, પરંતુ એઓને એટલી ખબર નથી કે એ સો રૂપીઆમાંથી એ કસાઇ બીજી બે ગાયો નવી ખરીદ કરશે અને તેનો વધ કરશે કે જે વધ, જે હિંસાની જોખમદારી, એ ગાય છોડવનારાઓનાં શીર છે. એ વધુ હિંસાનાં પાપનો બોજો એ દયા કરનારાઓના માથે પડે છે. અને એવી રીતે ધર્મ કરવા જતાં ઉલટું પાપ થઈ જાય છે. પરંતુ જો જીવદયાના નિમિતે ભેગા થતા લાખો રૂપીઆઓનો ઉપયોગ ચપળ બુદ્ધિના યુવકોને વિદ્વાન બનાવવા પાછળ ખર્ચવામાં આવે, અને પછી તે યુવકોને દેશ તેમજ પરદેશની માંસાહારી પ્રજાઓને અહિંસાના સત્ય સિદ્ધાન્તો સમજાવવા માટે વિશ્વ-યાત્રા એ મોકલવામાં આવે તો તે યુવકો પોતાનાં ભાષણો અને લેખો આદિની સહાયથી દુનિયામાં થતી હિંસામા ઘણો ઘટાડો કરી શકે એમ છે. **અને એક માણસને સદાનો માંસ ખાતો અટકાવવો એ પુન્ય સો ગાયોને કસાઇવાડેથી છોડવવા કરતાં લાખ ગણું વધારે છે.** જૈન સમાજ ને એવા યુવકો ઉત્પન્ન કરવાની ઘણીજ જરૂર છે. **'હજારો અર્ધ દગ્ધ વિદ્યાર્થીઓ કરતાં ફક્ત એકજ બર્ક, ફક્ત એકજ રાનાડે'** બસ થશે.

વ્હાલા વાંચકો, દયાની વ્યાપકતા આપ સમક્ષ મારી શક્તિ અનુસાર જણાવ્યા બાદ હવે હું દયાની વ્યાખ્યાનો યથાશક્તિએ ચિતાર આપવાનો પ્રયત્ન કરીશ. અલબત્ત દયા જેવા ગહન વિષયને સંપૂર્ણ પણે વિસ્તારપૂર્વક આલેખવો એ તો મારી બુદ્ધિની કદાચ વ્હારની વાત હશે તદપિ હું મારા અલ્પ મતાનુસારે મારી બનતી કોશીશ કરીશ, જેમાંથી આપને જે પ્રિય અને સત્ય લાગે તે સ્વિકારવું.

પ્રિય પાઠકો, વિશ્વના અનેક જીવાત્માઓના ભિન્ન ભિન્ન વિચારીક આંદોલનોના અંગે "દયા"ના સ્વરૂપને ભિન્ન ભિન્ન રૂપે ઓળખવામાં આવે છે. કે જેથી દયાના સત્ય સ્વરૂપનાં અનેક રૂપાન્તરો થઇ જાય છે પરંતુ સત્ય રિતે જોનાં **"દયા"એ દાન નથી. દયા એ પરોપકાર નથી. દયા એ કીર્તિ મેળવવાનું સાધન નથી** વા દયા એ પ્રભુતા **નથી. પરંતુ દયા એ પ્રેમ છે.** મોતથી પણ જેમાં ભેદ પાડી ન શકાય એવો એ સ્નિગ્ધ નિઃસિમ સ્વર્ગીય પ્રેમ છે. દયા એ પરાણે ખેંચી શકાય એમ નથી. પરંતુ દયા એ માણસના હૃદયની પવિત્ર ભાવના છે. શુધ્ધ અંતઃકરણની સત્ય ઉર્મિ છે, મનસ્વી ભાવે પ્રગટતી લાગણી છે. પ્રસિદ્ધ અંગ્રેજ નાટકકાર **શેક્સપીયરે** પોતાનાં ધી મરચન્ટ ઓફ વેનીસ ના નાટય પ્રયોગમાં દયાની વ્યાખ્યા સમજાવતાં લખ્યું છે કે:—

'The quality of mercy is not strain'd;
It droppeth; as the gentle rain from heaven,
'Upon the place beneath;'

અર્થાત—દયાનું સત્ય સ્વરૂપ એવું નથી કે જે કોઈના પણ હૃદયમાંથી પરાણે ખેંચી શકાય, એતો જેવી રીતે આકાશમાંથી મેઘના નિર્મળ નીરની શીતળ ધારાઓ શાન્તિ પ્રકટાવતી ભુમિ ઉપર પડે છે, તેવી રીતે એ મનુષ્ય હૃદયમાંથી સ્વભાવિક પણેજ વહે છે એ દયાનો અમૃતઝરો આપોઆપ ઝરે છે અને તેજ સત્ય દયા છે. આજે આધુનિક સમયમાં દાનો સખાવત, ના સહાય કરવાની રૂઢી ગાડરીયા પ્રવાહની માફક ઘણા ખરા ભાગોમાં પડી ગઈ છે તે દાન, તે સખાવત, વા તે સહાય એ દયા નથી દયા એ અન્ય રીતે જોતા મનુષ્યની ફરજ છે અંગ્રેજ બાનુ લેખક મીસ મેરી કોરેલીના ટેમ્પલ ઓફ હેવન નામના પુસ્તકમાં તત્વાધિશ ડેવીડ હેમરવેલને જગતમાં એકલો દુખી હાલતમાં પડેલો જોઈને એક ગરીબ દુકાનની રંક પુત્રી મીસ મેરી તેને મદદ કરવાને દુખની તળેટી આગળ આવી હતી. આ વખતે મીસ મેરીને એ ખબર ન હતી કે આ માણસ તે લન્ડનનો મોટો ધનાઢ્ય માણસ છે એ તો માત્ર ઈશ્વરી માનુષી પ્રેમની પ્રેરણાથી, હૃદયમાં થતી લાગણીઓ ને નહી રોકવાથી અને દયા કરવી એ ફરજ છે એ ભાવનાથી આવી હતી તેણે તે દુખી નરને ઉઠાડ્યો અને પોતાને ઘેર લઈ ગઈ જ્યાં એની સારી રીતે આગતા સ્વાગતા કરી. અને મી હેમરવેલનાં "તમે મારા માટે આટલું બધું શા માટે કરો છો? મારા તરફ આટલી બધી દયા શા માટે?" એ સવાલના જવાબમાં તે વીર બાળાએ પ્રત્યુત્તર આપ્યો કે હું ફક્ત નતુ, કે વિશેષ કરતી નથી આપ વૃદ્ધ છો અને હું યુવાન છું અશક્ત વૃદ્ધ પુરૂષોને યુવાનોએ સહાય કરવી એ એઓનો ધર્મ છે આપ અશક્ત છો અને શક્તિવાળાએ સહાય કરવીજ જોઈએ! ધન્ય છે, ધન્ય છે, એ ઉદાર વૃત્તિ દાખવનાર ને! આનું નામ તે નિસ્વાર્થી દયા, આનું નામ તે નિર્વિકારી પ્રેમ! તેજ પ્રમાણે અમેરીકાના માજી પ્રમુખ મહાશય રૂઝવેલ્ટ સાહેબ એક વખત પોતાની મોટરમાં બેસીને જંગલમાં ફરવા જતા હતા જે વખતે એક અબળા સ્ત્રીને કાદવ અને કીચડથી ભરેલા ખાડામાં પડી ગયેલી અને તે માંથી બહાર નીકળવાને ફાંફા મારતી દુખી હાલતમાં જોઈ આ દુખી ચિતાર રૂઝવેલ્ટ સાહેબની દયાળુ આંખોથી જોઈ શકાયો નહીં રૂઝવેલ્ટ સાહેબે તરતજ પોતાની મોટર ઉભી રાખી અને પોતાના કપડાં કાદવથી બગડશે વા પોતે અમેરીકા જેવા મોટા દેશના પ્રમુખ થઈને એક સાધારણ સ્ત્રીને સહાય કરવાને જાય છે એ જોઈને લોકો હાંસી કરશે, એ બાબતની કશી પણ પરવા કર્યા વગર તરતજ તે દુખી સ્ત્રીને કાદવમાંથી બહાર કાઢીને પોતાની મોટરમાં બેસાડી તેને તેના ઘેર પહોંચાડી. જે વખતે તે અબળા નારીએ મી રૂઝવેલ્ટનો આભાર માન્યો, જેના જવાબમાં મી રૂઝવેલ્ટ સાહેબે જણાવ્યું કે "આભાર માનવાની કશી જરૂર નથી આ કાંઈ તમારા ઉપર ઉપકાર કર્યો નથી, એ તો માત્ર મારા હૃદયમાં કોણ જાણે એવી લાગણીઓ ઉભરાઈ કે મને આ કામ કર્યા વગર છુટકોજ ન હતો મેં માત્ર મારી લાગણીઓને શાન્ત કરવા ખાતરજ આ કાર્ય કર્યું છે" વાહ! કેવી ઉચ્ચ ભાવના, કેટલી ઉદારતા, આનું નામ તે હૃદયની દયા, આનું નામ તે ઈશ્વરી પ્રેમ!

ધર્મવીર પુજ્ય શ્રી શાન્તિનાથ ભગવાન એક કબુતરની રક્ષા ખાતર પોતાના આખા શરીરના ક્રમશઃ ટુકડે ટુકડા ભાગ આપવાને તૈયાર થયા હતા તેનું નામ તે સત્ય દયા! તેજ નિસીમ પ્રેમ કે જેમાં મોત પણ ભેદ પાડી શકે એમ ન હતું ખરેખર આવી સત્ય દયા, આવો પ્રાણીમાત્ર તરફનો નિસીમ પ્રેમ દરેક મનુષ્યોએ ધારણ

કરવો એજ ખરૂં મનુષ્યત્વ છે. દયાનું પાલન કરવું, અને હિંસા થતી અટકાવવી, એ માણસ માત્રનો ધર્મ છે. તદપિ ઘણા અજ્ઞાન મનુષ્યો પોતાની સત્ય ફરજને નું સમજતાં માત્ર લાગણીઓને વશ થઇને બીચારા નિર્દોશ મુંગા પ્રાણીઓનાં જીવનનો નાશ કરે છે. તે ન ઇચ્છવા જોગ બીના છે. અને તે અજ્ઞાનતા તે અકાર્ય તે પાપ જે લોકો "અહિંસા પરમો ધર્મ" એ સત્યને માને છે તેઓએ આ અટકાવવું જોઇએ તેવા ગુન્હાઓ જેમ ઓછા થાય તેમ કરવું જોઇએ. અને તેવા પગલાઓ લેવા જોઇએ. "હિંસા એ મહા પાપ છે" એ મતને બૌધ, જૈન, અને હિન્દુ ધર્મ પ્રધાન પણે માને છે. પરંતુ દિલગીરી માત્ર એટલીજ છે કે એ મતના સૈંકડો અનુયાયીઓ એ સિદ્ધાન્તથી ઉલટું વર્તે છે.

પ્રાણી માત્રના ભલાની શુભ ભાવના પ્રગટાવનાર બૌધમત હાલ એવા સેંકડો માણસોને પોતાના મતમાં ધરાવે છે કે જેઓ માંસાહાર અને મદિરાપાનમાં મગ્ન છે. જે ધર્મનાં સૂત્રો દયાનુ જ્ઞાન કરાવે, તેજ ધર્મના અનુયાઇઓ મોટે ભાગ માંસ ખાય, હિંસા કરે એ કેટલી બધી નવાઈની વાત છે? વળી હિન્દુ સમાજ કે જે હિંસાનો અટકાવ પોતાનાં નામ સાથેજ અર્થ સુચકપણે પ્રદિપ્ત કરે છે. જે હિન્દુ નામનોજ અર્થ **हिंसाम् दुपयति इति** અર્થાત હિંસા કરવામાં દોષ છે, હિંસાએ પાપ છે, તેજ હિન્દુ સમાજમાં; તેજ હિન્દુઓ અડકતા–આભડછેટ લાગે તેવા હિન્દુઓ માંસ ખાય છે. દારુ પીએ છે, અને તેને હિન્દુધર્મ હિન્દુ તરીકે સ્વીકારે છે. કેવી દીલગીર થવા જેવી બાબત છે. વળી જૈન સમાજ કે જેની અંદર "દયા" ને એટલે સુધી પ્રધાન પણે માનવામાં આવે છે કે, જેની પ્રમુખતા બીજા કોઇ પણ ધર્મે આપી નથી તેજ દયાનાં દરિયામાં આજ સૈંકડો હિંસક મગરમચ્છો હસ્તિ ધરાવે છે કે જેઓ બ્હારથી દયા સાગરના સ્થંભ રુપ, શોભા રૂપ જણાય છે. પરંતુ અંદર ખાનેથી નાની નાની સેંકડો માછલીઓના શિકાર કરે છે. "અહિંસા પરમો ધર્મ"નો વિશ્વમાં ડંકો વગાડનાર જૈન સમાજ જ્યારે પોતેજ સત્ય દયાને ઓળખતાં ભુલી જાય તો પછી બાકી શું રહ્યું?

વર્તમાન કાળમાં જૈન સમાજમાં મોટે ભાગે દયાનું સ્વરૂપ જુદુંજ માનવામાં આવે છે. અને એનું પાલન પણ વિચિત્ર રીતેજ થાય છે કે જે રીતિ, માણસ જાતને કેવળ બાયલાપણું વા ભિરૂતાજ ભણાવે છે.

આજકાલ એવા અનેક ધનિકો આપણી નજરે પડે છે કે જેઓ, વિદ્વાન, પણ રંક પુરુષો પાસેથી પૈસા આપીને ભાષણો લખાવે છે. અને તે ભાષણો જાહેર સભાઓમાં પોતાની બંદુકમાંથી પારકી ગોળીઓનો વર્ષાદ વર્ષાવવાની માફક બોલી જાય છે. કે જેને શ્રોતા વર્ગ તરફથી તાળીઓની ગર્જના અને વાહવાહના પોકારોથી વધાવી લેવામાં આવે છે. અને ત્યાર બાદ બીજે દિવસે તે ભાષણ ધનબળથી વા બીજી કશી પ્રેરણાથી છાપાની બે ત્રણ કોલમ રોકતું જૈન સમાજને દ્રષ્ટિગોચર થાય છે. કે જેથી એ ધનિકો ફુલાઇને બે ત્રણ મિંડાવાળી બે ચાર નોટ દાન તરીકે અર્પણ કરી દે છે. પરંતુ આવી રીતનું દાન એ દયા નથી.

વળી કેટલાક તો ગામના ગરીબોનાં ગળાં રેંસીને મનવાન બનેલા ગર્વાન્ધ શ્રીમાનો માત્ર એ. બી. સી ડી નાં પુછડાવાળા કિતાબો મેળવવાનીજ ઇચ્છાથી. લાખોની સખાવતો

છુટ હાથથી કરે છે. અલબત આથી જાહેર ને કદાચ લાભ થવાનો સંભવ છે. પરંતુ એ જાતની સખાવત, એ દયા નથી. એ સાચા પ્રેમની લાગણી નથી. પરંતુ એ કેવળ કીર્તિ મેળવવા અને દુનિયાના મુખે વાહવાહ સાંભળવાની સુધરેલી અપ-ટુ-ડેટ રીતિ છે. પરંતુ આ સ્થળે ભુલવાનું નથી કે "દયા એ ફરજ છે" પરંતુ ફરજ એ કીર્તિ નથી કીર્તિએ ફરજનાં રસ્તામાં રખડતી વસ્તુ છે. અને તે ફરજ બજાવનારને સહેજમાં મળી જાય છે.

માણસ જાતનું ભલું કરવું, માણસ જાતની અગવડો તરફ દયા ખાવી એ માણસ જાતની ફરજ છે. અને ફરજ બજાવનારે બદલાની આશા ન રાખવી જોઇએ. ફરજ એ પરોપકાર નથી.

સાચી દયા, સાચી ફરજ, વા સાચો પ્રેમ એ બાહ્ય આડંબરમાં નથી પરંતુ આંતરિક સત્ય ભાવનામાં છે.

દેવ મંદીરોનું મફતનું કેસર બગાડીને કપાળમાં મોટા મોટા ચાંદલા કરી ફરનારા, નિત્ય સામાયક પ્રતિક્રમણ અને તપ જપ કરનાર અને બ્હારથી મોટા ભકતનો ડોળ બતાવનારા અનેક ઢોંગી ધુતારાઓ આપણી નજરે પડે છે. કે જેઓ લાગ મળતાં ખુદ દેવનીજ મિલકતને પચાવી પાડવામાં લેશ પણ શરમાતા નથી.

વળી મોટા દયાળુ ધર્માત્માનો ડોળ ઘાલનાર, કંદમૂળ આદિ અભક્ષ્યને ન ખાનાર, અને કીડી કંસારીનું રક્ષણ કરનાર, સ્વાર્થ માટે પોતાની પ્યારી પુત્રીઓનું જાહેર બજારે લીલાંઉ કરતા એ હિચકારાઓ જરા પણ ડરતા નથી. ખરેખર એવા બેશરમ ઢોંગીઓ ધર્મનાં સત્ય ફરમાનને, પવિત્ર ક્રિયાઓને, અને લાભકર્તા બાધાઓને લજવે છે—સમસ્ત જૈન સમાજને ડાઘ લગાડે છે. દયાના ડોળ ઘાલુઓ કેવળ નામનીજ દયા કરી જાણે છે. કેવી અજાયબ થવા જેવી કહાણી! બીચારા સેંકડો ગરીબોની પસીનાની કમાઇઓ ડોળઘાલુ કસાઇઓના લીમીટેડ કંપનીના ફંદામાં ભોગ થઈ જાય છે, અને એ આબરૂદાર સફેદ બગલાઓની દિવાળાં કાઢવાની નીચ રીતિમાં બિચારા સેંકડો નિર્દોષ રંક પ્રાણીઓની હોળી થઈ જાય છે. જૈન સમાજનાં મોટે ભાગે પ્રવર્તતી દયા માત્ર બોલવાની છે. પાળવાની નથી. જૈન સમાજના લાખો રૂપીઆનો ધુમાડો જમણવારો અને લગ્નની નાચ પાર્ટીઓમાં થાય છે. પરંતુ અફસો જન્મારો વિદ્યાદેવીની ઉપાસના કરવા પાછળ વ્યતિત કરનાર બિચારા રંક વિદ્વાનોની સહાય માટે જૈન સમાજમાં એક પણ સંગીન ખાતું નથી.

ખ્રિસ્તી સમાજ કે જે માંસાહારી છે, ત્યાં પણ તે સમાજનું અનુકરણીય ખાતું "મુક્તિફોજ" જે સ્તુતિ પાત્ર કાર્ય કરી રહ્યું છે. તે દયાનો દાવો કરનાર વીરના પુત્રો જૈનોથી નથી થતું. જ્યારે સાલવેશન આર્મિ—"મુક્તિફોજ" માણસ જાતની તમામ અગવડોને દુર કરે છે. રંક લાચાર મનુષ્યોને વિદ્યાદાન આપે છે, સારી સારી નોકરીઓ અપાવે છે, લગ્ન કરાવી આપે છે અને એવી રીતે માણસ જાતના ભલાની સર્વ ભાવનાઓને પ્રગટ કરે છે. ત્યારે "દયા"નો ડંકો વગાડનાર જૈન સમાજ તેમાનું એક પણ કરી શકતી નથી. બી. એ., એમ. એ. અને સંસ્કૃત ભણેલા પંડિતો બિચારાઓ વીશ વીશ

રૂપરડીની ખાતર શ્રીમન્તોની ખુશામત કરી રહ્યા છે, તેઓની ગુલામી સ્વિકારી રહ્યા છે બિચારા સેંકડો ગરીબો પચાસ પચાસ વર્ષ કુંવારી જીંદગી ગુજારીને આખરે એકજ લાકડે સ્મશાનમા જાય છે બિચારા અનેક ગરીબો શેઠીઆઓના અગવડ ભર્યા ખાણાઓ ખાઇને આખો દીવસ વાણીના બળદની માફક વૈતરૂ કરે છે અને રાત્રે કોઇ ઓળખીતાની દુકાને અથવા જાહેર રસ્તા ઉપર સુઈ રહે છે, એવી રીતે જૈન સમાજમા અનેક દુખી માણુસો છતા જૈન સમાજના ધનાઢ્યો તે માટે કઇ પણ કરતા નથી, એ નવાઈ પામવા જેવુ છે **જે અમીરી જે પ્રભુતા અન્ન વસ્ત્ર વિના ટળવળતા ભાઇઓનાં કલ્યાણાર્થે કામ લાગતી નથી, તે અમીરી શુ કામની છે!** ધુળ પડો એ અમીરીમા જે ગરીબોના મઝા રેસવામાજ કામે લાગે છે હોળી પ્રગટો એ દોલતમા જે પરમાર્થ કાજે વપરાતી નથી **નષ્ટ થજો તે પ્રભુતા જે રંક પામર પ્રાણીઓનાં કષ્ટ કાપવા માટે કામ આવતી નથી.**

સત્ય દયા, ખરી મ્હોટાઈ અને ધર્મ પ્રાણી માત્રના કલ્યાણમાજ છે વાચક વર્ગ, હુ કદાચ જુસ્સાના આવેશમા કડક શબ્દોમાં લખી ગયો હોઇશ તો તે માટે દિલગીર છુ. મારો આશય એવો નથી કે સમસ્ત જૈન સમાજ એવો છે. અલબત એવા ઘણા ધર્મ ધુરંધર કર્મવીરો જૈન સમાજને દિપાવતા હશે કે જેઓ પોતાના દેશ અને જાતની ખાતર પોતાના તન મન અને ધન નો ભોગ આપતા હશે પરંતુ જે થોડો ઘણો સડેલો ભાગ છે તેને દુર કરવાની જરૂર છે જેઓ કેવળ ઉગ ધાલુ ધુતારાઓ છે, અને જૈન સમાજને પોતાના નીચ આચરણોથી ડાઘ લગાડનારા છે તેઓને સુધારવાની અનિવાર્ય જરૂર છે અને સમાજમા પેસેલા દુષ્ટ હાનીકારક સડાઓનો નાશ કરવાની અગત્ય છે

છેવટમા મારી એજ આશા છે કે સદીયો તણી નિદ્રા તજીને જૈન સમાજ હવે જાગશે, "અહિંસા પરમો ધર્મ" એ મહા વાક્યનો વિશ્વમા વિસ્તાર કરનાર, "શાસન રસી સવિજીવ કરૂ" એ મહા મંત્રને ક્રિયામા મુકનાર, અને પ્રાણીમાત્રના કલ્યાણાર્થે પોતાના જીવનનો ભોગ આપનાર **કર્મવીરશ્રીમહાવીર** પરમાત્માના પુત્રો જાગશે, અને જૈન સમાજની ઉન્નતિનો વિજય ડંકો વિશ્વમા વગાડશે અસ્તુ





**આપણી વ્યવહારૂ દયા!!!**

જે અમીરી—જે પ્રભુતા અન્ન વસ્ત્ર વિના ટળવળતા ભાઈઓનાં કલ્યાણાર્થે કામ લાગતી નથી તે અમીરી શું કામની છે? નવ થજો તે પ્રભુતા જે રંક પામર પ્રાણીઓનાં કષ્ટ કાપવા

પા. ૨૪.

# ઘરજમાઈની કહાણી.

(લેખક:-સુશીલ.)



## અભયકુમારની આત્મકથા.

**મા**રૂં નામ અભયકુમાર છે. પિતાનું નામ આપવાની ઇચ્છા નથી. કારણ કે મારા જેવા એક ઘરજમાઈએ પિતૃકુળનો પરિચય ન આપવો એજ ઉચિત છે. મારા સસરાનું નામ શું છે તે મહેરબાની કરી પૂછશો નહીં. કારણ કે જીંદગીમાં સસરાનું કે સાસુનું નામ પણ ન લેવું એવી મ્હેં પ્રતિજ્ઞા કરી છે. એ પ્રતિજ્ઞાનો ભંગ કરવા હું ખુશી નથી. માત્ર શ્વસુરવંશના ગુણનીજ એક વાત આ સ્થળે કહીશ તેટલા ઉપરથીજ તમે તેની ખાનદાની અને ગૃહસ્થાઇનો સહેજ ખ્યાલ આણી શકશો. પછી તો તમને પણ એમજ લાગશે કે મેં મારા સાસુ-સસરાનો પરિચય નહીં આપવામાં કંઇજ અયોગ્ય કર્યું નથી.



મારો સસરો એક મ્હોટો માણસ ગણાય છે. ધનમાં-માનમાં-વ્યાપારમાં તથા સમાજમાંજ તે મ્હોટો મનાય છે એટલુંજ નથી પણ સરકાર-દરબારમાં પણ તેમનું માન યથેષ્ટ છે. છતાં તે કેટલો ન્હાનો છે તેનું વર્ણન મારાથી થઈ શકતું નથી. તેનું હૃદય અતિ નીચ છે-નીચમાં નીચ છે. તેના હૃદયમાં ગૃહસ્થાઇનો કે સભ્યતાનો છાંટો પણ નથી. સસરાને કેવાં વિશેષણથી ઓળખાવું તો ઠીક તે પણ મારાથી હજી સુધી નક્કી થઇ શક્યું નથી.

તમે કહેશો કે મુરબ્બી મગનલાલ-સબંધીની નિંદા કરવા માટે જ આ કલમ મેં હાથ લીધી છે પરન્તુ વસ્તુત તેમ નથી, હું માત્ર તેમનો પરિચય જ આપવા માગુ છુ—તેની નિંદા કરવાની એ રોમમા પણ લેશમાત્ર ભાવના નથી તેમણે મારા ઉપર બહુ ઉપકાર કર્યો એ વાત હું છુપાવવા માગતો નથી પરતુ તેમણે જે કંઈ ઉપકાર મારા ઉપર કર્યો છે ઉપકારનો બદલો જો પ્રાણ અર્પણ કરવાથી વળી શકતો હોય તો આ ક્ષણે હું મારું જીવન આપી તેમના ઉપકારરૂપી બોજામાથી છુટો થઈ 'હાશ હવે હું તમારી પરવા રાખતો નથી' એમ કહી છુટકારાનો છેલ્લો શ્વાસ ખેચવા તૈયાર છુ હું ઇચ્છુ છુ કે હું તેમ કરી શક્યો હોત

મારા જીવનની એક બે ઘટનાઓ ધીરજથી સાભળો મારા શરીરમા કોઈપણ પ્રકારની શક્તિ હવે રહી નથી રોગથી તન-મન છેક જીર્ણ થઈ ગયુ છે મૃત્યુના ઓળાં પડી અતિશય દુ ખ અને શોકની કરુણકથા તમારા મને નાખતો જઉં છુ તમને તે ઉપયોગી થશે કે નહીં તે હુ જાણતો નથી પણ મારા હૃદયનો ભાર તો ઘણો હલકો થશે એમા મને શક નથી

ગરીબ ઘરમા મારો જન્મ થયો છે પિતાજીએ બની શકે તેટલી કાળજી અને મહેનત કરી મને ભણાવ્યો છે અમારા ગામડા-ગામમા એક અગ્રેજી નીશાળ હતી અગ્રેજી પાચ ધોરણ સુધીનો અભ્યાસ તે નિશાળમા થઈ શકે એવી સગવડ હતી એથી વધારે અભ્યાસ મારા જેવા ગ્રામ્ય છોકરાના નસીબમા ન હોય એ મારાથી અજાણ્યુ નહોતુ છતા મને ખાત્રી હતી કે ગ્રામ્યશાળાનો અભ્યાસ પૂરો કરી પિતાજીનુ કામકાજ ઉપાડી લઈ સુખ અને શાન્તિમા જીવન શરૂ કરીશ પરતુ મારુ નસીબ મને કોઇક જૂદા જ માર્ગ ઉપર લઈ જવાને તૈયાર થઈ રહ્યુ હતુ અગ્રેજી પાચમા ધોરણમા હુ ઉચે નબરે પાસ થયો છુ એમ એક ગૃહસ્થના જાણવામા આવતા મને માસિક પદર રૂપીઆની સ્કોલરશીપ આપવાનુ વચન આપ્યુ આવી યોગ્ય તક મળવા છતા હુ અભ્યાસ મૂકી દઉં તે મારા જેવો કમનસીબ અને મનસીબ બીજો કોણ કહેવાય? મે આગળ અભ્યાસ ચલાવવાનો ઠરાવ કર્યો મારા પિતાજીએ પણ કહ્યુ કે-'શેહેરનુ બીજુ ખર્ચ તથા ભાડાખર્ચ ખુશીથી નીકળી જશે છતા બે પાચ રૂપીઆની વધારે જરૂર પડશે તો હુ ગમે તેવુ દુ ખ ભોગવીને પણ તને નિયમિત મોકલતો રહીશ તુ તારો અભ્યાસ અમારી ખાતર બધ કરીશ નહીં' પિતાજીની આજ્ઞાને માન આપી હુ અમદાવાદ ખાતે ભણવા આવ્યો

હુ મેટ્રીકમા હતો તે વખતે જ અકસ્માત પિતાજી આ નશ્વર સસારનો ત્યાગ કરી ચાલી નીકળ્યા સમસ્ત સસારમા હવે માતા સિવાય મારુ બીજુ કોઈ સગુ-વહાલુ રહ્યુ નહીં પિતાજી ગામડામા રહી પરચુરણ વ્યાપારનુ કામકાજ કરતા અન્યાયથી એક પાઈ પણ પેદા ન કરવી એવો તેમનો દૃઢ સકલ્પ હતો તેથી ગરીબોનુ લોહી ચૂસી પૈસાદાર બનવાનો તેમણે કદી પ્રયત્ન કર્યો નહોતો પેટ પૂરતી આવક કરતા વિશેષ લોભ રાખવો એ તેમની પ્રકૃતિથી વિરુદ્ધ હતુ પિતાજીની હૈયાતીમા અમે બહુ સુખી હતા

પિતાનુ મૃત્યુ થવાથી સસારનો સઘળો બોજો મારા શિરે પડે એ સ્વાભાવિક છે અભ્યાસ બધ કરવાનો વિચાર કર્યો પણ પછી મનમા એમ થયુ કે પદર રૂપીઆ તે

સહેજે મળે છે. મૅટ્રીક પાસ થઈ જઉં એટલે બસ. પછી તો ગમે ત્યાં એકાદી નોકરી મેળવી માતાનું ભરણ-પોષણ કરી સુખેથી દીવસો કહાડીશ. માતા તરફથી પણ મને અણધાર્યું ઉત્તેજન મળ્યું. તેણીએ કહ્યું કે-"બેટા, તું તારો અભ્યાસ મુકીશ મા. ગામડા-ગામનું ખરચ કાઢવું એ મને મુશ્કેલ નથી સુખે-દુઃખે હું ઘર સાચવીને બેઠી રહીશ. મારી ખાતર તું તારી જીંદગી જોખમમાં નાખીશ મા. તું તારે ખુશીથી અભ્યાસ કર." મારા આંતરિક વિચારને ટેકો મળ્યો. સતત્ પરિશ્રમ કરી મેટ્રીકની પરીક્ષામાં પાસ થયો. પરતું સ્કૉલરશીપ મળે એવી આશા રહી નહી.

એટલેથી જ અભ્યાસ બંધ કરી પિતાજીનું કામકાજ મેં ઉપાડી લીધું હોત તો મારે જે કષ્ટ તથા અપમાન સહન કરવું પડયુ છે તે સહન કરવાનો દુઃખદાયક પ્રસંગ પ્રાપ્ત થાત નહી. મને બી. એ. ની તથા એલએલ. બી. ની ઉપાધિ પ્રાપ્ત કરવાનો લોભ થયો. એ વખતે મારૂં નસીબ અદ્દશ્યમાં અટ્ટહાસ્ય કરી રહ્યું હતું તેની મને ખબર નહોતી. ભવિષ્યનું ઉજ્જ્વળ ચિત્ર મારી દ્રષ્ટિ આગળ રમી રહ્યું હતું. એમ. એ. કે એલએલ. બી. થઈ મહાન્ વિદ્વાન તરીકે ખપવાની તૃષ્ણા મને અંદરથી ધકેલ્યા કરતી હતી. હું એક ગ્રેજ્યુએટ થઇશ, લોકો મારી સલાહ લેવા આવશે, સભા-સમીતીઓમાં મને આદરપૂર્વક આમંત્રણો થશે, એવી એવી જાતના અનેકાનેક ઉચ્ચાભિલાષોએ મને ઉન્મત્ત બનાવી દીધો. એકાદી ઉપાધી તો પ્રાપ્ત કરવીજ! ગમે તેમ થાય પણ માન-કીર્તિ તો મેળવવીજ! ભાગ્ય-યોગે મારી માતુશ્રીએ આ વખતે પણ મારા સંકલ્પને ઉત્તેજન આપ્યું. તેણીએ કહ્યું કે—"બેટા, ચાર-પાંચ વર્ષ આજકાલ કરતાં નીકળી જશે. તું તારે તારો અભ્યાસ મૂકીશ નહીં એકવાર નસીબ અજમાવી જો."

નસીબ તે વખતે અનુકૂળ હતું. અમદાવાદનો એક ધનિક ગૃહસ્થ પોતાની કન્યા-માટે એક યોગ્ય વરની શોધમાં હતો. મારા જેવો એક ગરીબ ઘરનો જમાઈ મળે તો ઠીક એવી તેની ઇચ્છા હતી. નિર્ધન જમાઇનુ ભરણપોષણ કરવા તથા તેના વિદ્યાભ્યાસનું ખર્ચ આપવા તે દરેક રીતે તૈયાર હતો. તેને એક કન્યા સિવાય બીજું સંતાન નહોતું તેથી તે પોતાનો સઘળો વારસો પોતાની કન્યાને કિંવા જમાઇનેજ આપી જવા માગતો હતો મારી ઉપર તેમની પસંદગી ઉતરી. મૅટ્રીકમાં ઉંચા નંબરે પાસ થયોછું એ વાત પણ તેમના જાણવામાં આવી. અમારી નિશાળના હેડમાસ્તરે પણ કહ્યું કે-"છોકરો બહુ ચાલાક તથા બુદ્ધિવાન છે. જો તેને યોગ્ય મદદ મળ્યા કરે તો એમ. એ. કે એલએલ. બી. ની પરીક્ષા સહેજે પાસ કરે એમાં શંકા નથી. તે ઉપરાંત તેનો સ્વભાવ તથા વર્તણુક પણ નિર્દોષ છે." મારા ભાવી સસરાને એથી વિશેષ ગુણોની જરૂર નહોતી મને પણ આવા ધનવાન સસરાના જમાઈ હોવાનો લોભ જન્મે એમાં આશ્ચર્ય નથી. મારા ઉચ્ચા-ભિલાષો સાર્થક થશે એમ માની ભાગ્યદેવીની મેં સ્તુતી કરી. મારે ઘરજમાઇ તરીકે રહેવું પડશે એવી સરત થઇ નહોતી. કદાચ થઇ હોત તો તે વખતનો મારો ઉત્સાહ એવો હતો કે હું તેમાં અસંમત થાત નહી, એમ પણ મારે સ્પષ્ટ રીતે કબુલવું જોઇએ. વસ્તુતઃ તે વખતે આવી નજીવી બાબતનો વિચાર કરવાનો પ્રસંગ નહોતો લક્ષ્મી જ્યારે ચાંદલો કરવા આવી છે ત્યારે મ્હોં ધોવા જવું એ મને યોગ્ય લાગ્યુ નહીં. મારી માતુશ્રી છેક નિષ્કપટી તથા ભાવિક હતાં. તેમજ મારા સુખ કલ્યાણમાંજ પોતાનું સુખ કલ્યાણ,

પુત્ર હોવાનુજ તેમને વિશેષ અભિમાન હતુ મારા જેવો એક ગરીબ રંગનો-યુવક-આશ્રિત રજ્જમાઇ એવા પ્રસંગે હાજર ન હોય તો તેમા શી ન્યૂનતા આવી જવાની હતી! મારી માતુશ્રીને તે પ્રસંગે આમંત્રણ મોકલવામા આવ્યુ હતુ-શ્વસુરગૃહનો એક નોકર મારી માતાને બોલાવવા ગયો હતો પરતુ તેણીએ પોતાના ધનિક વ્હેવાઇને ત્યા આવવાનુ યોગ્ય ધાર્યુ નહી તેણીએ પોતાના નોકર મારફત મારે એટલુજ કહેવડાવ્યુ કે-'હુ અહીં રહીને બાળકને નિત્ય આશિર્વાદ આપ્યા કરુ છુ મારે પોતાને ત્યા આવવાની શી જરૂર છે?' આમંત્રણનો અસ્વીકાર કરતી વેળા મારી માતુશ્રીને મ્હોટુ દુ ખ થયુ હશે તેની હુ કલ્પના કરી શકુ છુ આવી એક આત્મસન્માન સમજનારી માતાએ મારા જેવા નિર્માલ્ય પુત્રને કેવી રીતે જન્મ આપ્યો હશે, તેનીજ કલ્પના મારાથી થઇ શકતી નથી

ઉત્સવની ધામધુમ લગભગ સાત આઠ દીવસ સુધી ચાલી હતી મારી પરીક્ષા પુરી થઇ રહે કે તુરતજ મને શ્વસુરગૃહે હાજર થવાની આજ્ઞા મળી ચુકી હતી પરતુ મારાથી તે આજ્ઞાનુ પાલન થઇ શક્યુ નહી પરીક્ષા પુરી થઇ કે તુરતજ માતાની આકસ્મિક માદગીના સમાચાર સાભળી મને મારા પોતાના ગૃહે જવાની ફરજ પડી

હુ ઘરે પહોચ્યો તે વખતે મારી માતા માદગીના બીછાને સુતા હતા અતિશય જ્વરને લીધે શરીર છેક જીર્ણ થઇ ગયુ હતુ પાછળથી મારા સાભળવામા આવ્યુ કે પૌત્રના ઉત્સવમા નહી જઇ શકવાને લીધે તેણીએ તે આખો દીવસ રૂદન અને કલ્પાતમાજ ગાળ્યો હતો, અને એને લીધેજ રાત્રીએ સખ્ત તાપ ચડી આવ્યો હતો મને જલદી બોલાવવાને માટે પાડોશીઓએ તેણીને ઘણીવાર આગ્રહ કર્યો હતો પરતુ મારી પરીક્ષા પુરી થયા પહેલા મને માદગીના સમાચાર આપવા એ ઠીક નથી એમ કહી પાડોશીઓના મનનુ સમાધાન કર્યું હતુ

માતાની તબીયતનુ બરાબર નિરીક્ષણ કરી ડાક્ટર સાહેબે કહ્યુ કે-"આ માદગીમાથી તમારી માતા બચે એવા ચિન્હો જણાતા નથી ઔષધ આપવાનો પ્રયત્ન કરી જુઓ" માતાને ઔષધની જરૂર નહોતી નિદ્રામા-ઘેનમા પણ તેમના મુખેથી આજ શબ્દો નીકળ્યા કરતા હતા કે-'મને એકવાર બાળકનુ મ્હો જોવા દો-હુ સુખેથી સસાર છોડી જઇશ '

બપોરે માતાની તબીયત છેક બગડી ગઇ તેમણે મને બોલાવીને ભાગ્યા-તૂટ્યા શબ્દોમા માત્ર એટલુ જ કહ્યુ કે-"એકવાર બાળકનુ મ્હો દેખાડ! મારી મ્હોનમા મ્હોટી આશા પૂર્ણ કર! મને સુખેથી મરવા દે

મે કહ્યુ-"માતુશ્રી, તમે ચિંતા ન કરો હુ બાળકને અહીં લાવવાની વ્યવસ્થા કરુ છુ" માતાની પથારી પાસેથી હુ ઉઠી બહાર આવ્યો અને બાળકને અમદાવાદથી અહીં કેવી રીતે લાવવો તે વિષે સલાહ લેવા પાડોશીઓ પાસે ગયો કોઇએ માણસ મોકલવાની કોઇએ પત્ર લખવાની તથા કોઇએ તાર કરવાની એવી રીતે અનેક પ્રકારની મને સલાહો આપી છેવટે હુ મારી જૂની અગ્રેજી નિશાળના વૃદ્ધ હેડમાસ્તર પાસે ગયો તેમની સલાહ મને પસદ પડી તેમણે કહ્યુ કે—

(અપૂર્ણ)

Registered No B 1305




આદ્ય પ્રેરક,
-ખીમજી હીરજી કાયાણી,
જે પ
મુનિ મહારાજ શ્રી ન્વિચ દ્રજી.

ઑ. તંત્રી,
દામજી મોકમજી સાયલા
ઑ. વ્યવસ્થાપક અને પ્રકાશક,
જેઠાભાઈ દેવજી નાગડા

# વિષયાનુક્રમણિકા.





## અમારા આવતા અંકમાં શું જોશો ?

| | |
|---|---|
| અમારા ચાહનારા | રા. બી. એન. મહીશેરી |
| બીડી પીનાર મનુષ્યને | શ્રીમદ્ જિનેંદ્રસાગર સુરીશ્વરજી સાહેબ શિષ્ય એનામિક |
| ખેરત અને દાન | રા. ભૂમિ પુત્ર |
| ગૃહ દેવીની ગેરવ્યવસ્થા | સ્વ. ઉર્મિલા બ્હેન |
| મ્હારી સફારી | રા. પાગલ |
| શારીરીક કેળવણી | ડૉ. મનશી હીરજી મૈશેરી એલ. એમ. એન્ડ એસ. |
| જેઠાભાઈ મેપાણી અને હું | રા. મનસુખભાઈ રવજી મહેતા |
| એક તરંગ | રા. વીરજી રાજપાર માસ્તર |
| કીર્તિ કે મનુષ્ય | રા. બી. એન. મહીશેરી |
| જૈન યુવકોને આ જમાનામાં શું કરવાની જરૂર છે? | રા. સુમન ગાંધી |

આ સિવાય સ્થળ સંકોચને લઈ ગયા વખતના બાકી રહેલા લેખોને સ્થાન આપવામાં આવશે. લેખકોએ પોતાના લેખો તુરતથી મોકલી આપવા કૃપા કરવી કે જેથી અમો તેને સચિત્ર બનાવવા માટે વિચાર કરી શકીએ. અમારા લેખો અને ચિત્રોને માટે જાણીતા જાહેર વર્તમાન પત્રો જેવાકે—ગુજરાતી, હિંદુસ્થાન, જૈન, લહાણા હિતેચ્છુ, દિગંબર જૈન, તેમજ જૈન અને જૈનેતરોએ એવી અમારી પ્રશંસા કરી છે અને કરે છે. તુરત ગ્રાહક થઈ અને તમારા મિત્રોને ગ્રાહક બનાવી સાહિત્ય, દેશ અને કોમ સેવા બજાવવાની તમારી ફરજ અદા કરો.

Printed by N. V. Chumre at the Lakshmi Art Printing Works 8"B Sankli Street Byculla Bombay and Published by Jethabhai Devji Nagda at Meghji Hirji House Katha Bazar Mandvi Bombay



# શ્રી કચ્છી જૈન મિત્ર

## માસિકના સાધારણ નિયમો.



૧. આ માસિક કોમ સેવા બજાવવાના તથા દેશ પરદેશમાં રહેતા આપણી કોમ (શ્રી કચ્છી વીશા ઓશવાળ, દશા ઓશવાળ તથા ગુર્જર જૈન કોમ) ના દરેક ભાગને બને તેટલી ઉચ્ચ સ્થિતિએ લાવવાના મુખ્ય ઉદ્દેશથી પ્રગટ કરવામાં આવે છે. આ માસિકમાં કોમના કોઈપણ ગૃહસ્થ, સ્ત્રી તથા વિદ્યાર્થીના યોગ્ય લેખો અને ચર્ચાપત્રો લેવામાં આવશે.

૨. માસિકનો દરેક અંક દરેક અંગ્રેજી માસની શરૂઆતમાં છપાઈ બહાર પડશે અને પાંચ દીવસમાં ગ્રાહકોને રવાના કરવામાં આવશે.

૩. કોમ હિતને લગતી જુદી જુદી બાબતોપર ચર્ચાપત્રો તથા જન્મ, મરણ, સગપણ, વિવાહ વગેરેના ખબરો જ્ઞાતિજનો તથા દરેક ગામના મહાજનના કાર્યવાહકો ઉત્સાહથી લખી મોકલી કોમ પ્રતી પોતાની ફરજ બજાવશે એવી આશા છે.

૪. બનતાં સુધી કોઈપણ લખાણમાં અંગત સ્વાર્થ, દ્વેષબુદ્ધિ કે ખોટા હુમલા ન થવા જોઇએ, કારણ કે આ માસિક આપણામાં ભ્રાતૃભાવનો વધારો કરી બને તેટલો સંપ તથા સુધારો કરવા ઇચ્છે છે. ફક્ત લોકોની ભૂલો બતાવીને બેસી રહેવાનું નથી, પણ ભવિષ્યમાં ભૂલો ન થવા પામે તે જોવાનું છે.

૫. કોમના કોઇ પણ ગૃહસ્થની વિદ્યા, હુન્નર, વ્યાપાર વગેરેમાં ફત્તેહ મળ્યા બાબતની તથા કોમના કોઇપણ ભાગમાં જાણવા જોગ બનાવો અને તેની હકીકત દરેક ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અગર કેળવાએલા અને ઉત્સાહી બન્ધુઓ મોકલી આપવા તજવીજ કરશે એવી આશા છે.

૬. દરેક ગામમાં ગ્રાહક થાય તેવા તથા લખાણો લખી શકે તેવા અથવા નમુનાની નકલ મોકલવા લાયક ગૃહસ્થોનાં નામની યાદી તે ગામના યુવકો મોકલી આપશે તો અમો તેઓના આભારી થશું.

૭. બનતાં સુધી માસિકના દરેક મહીને તે માસના ધાર્મિક દિવસ તથા તેના મહત્વ વિશે ટુંક હકીકત પ્રગટ કરવામાં આવશે.

૮. માસિકનું લવાજમ જુજ એટલે દર વરસે ભેટના ઉત્તમ પુસ્તક તથા પોસ્ટેજના ખર્ચ સાથે ફક્ત રૂ. ૩) રાખવામાં આવ્યુ છે કે જેથી દરેક સાધારણ માણસ પણ તેનો લાભ લઈ શકવા ભાગ્યશાળી થાય આમાંથી કોઇને નફો લેવાનો નથી. ખર્ચ જતાં વધારો રહેશે તો સહાયકોની સલાહ પ્રમાણે સારા માર્ગમાં વપરાશે.

૯ કોઇપણ ગૃહસ્થને કંઇપણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબ સારૂ ટીકીટ બીડવા વિનતી કરવામાં આવે છે.

૧૦ લેખો મોકલનારાઓએ કોઇપણ અંગ્રેજી માસની તારીખ ૨૦ મીથી પહેલાં મોકલી આપવા મહેરબાની કરવી, કે જેથી અમો અમારી સગવડતા એ તે પછીના માસમાં પ્રગટ થનારા અંકમાં દાખલ કરી શકીએ.

૧૧ વર્તમાન સમાચાર લખી મોકલનારાઓએ કોઇ પણ અંગ્રેજી માસની તા. ૨૦ મીથી પહેલા મોકલી આપવા, કે જેથી અમો તેજ માસમાં પ્રગટ થનારા અંકમાં દાખલ કરી શકીએ. વર્તમાન સમાચારો સમજાય તેવી રીતે ટુંકાણમાંજ હોવા જોઇએ.

૧૨. ગ્રાહક મહાશયોને માસિક સબંધી પત્રવહેવાર કરવો હોય તો પોતાના સરનામા ઉપર આવતો નંબર ટાંકવા ચૂકવુ નહી

૧૩ નવીન લેખકોએ પોતાનો છેલ્લામાં છેલ્લો ફોટો અથવા નાની સાઇઝનો તૈયાર બ્લોક લેખની સાથે મોકલી આપવા મહેરબાની કરવી.

૧૪. જે ગ્રાહક મહાશયોને તા. ૧ લી થી તા. ૧૦ મી સુધીમાં માસિક નમળ્યું હોય તેઓએ પોતાના નંબર સાથે ખબર આપવા કે જેથી માસિક નિયમીત મોકલવા બદોબસ્ત કરીએ.

૧૫. નોટ પેડ પત્રો લેવામાં આવશે નહીં. કોઇપણ લેખ પાછો મોકલવા કે પ્રગટ કરવા અમો બંધાતા નથી લેખ લખનારે શુદ્ધ અક્ષરે કાગળ ઉપર એકજ બાજુએ શાહીથી લખવા રીવાજ રાખવો બનતાં સુધી લેખ તથા ચર્ચાપત્ર લખનારે પોતાનું ખરૂં નામ અને ઠેકાણુ પ્રગટ કરવા વૃત્તિ રાખવી, છતાં પણ તેમ ઇચ્છા ન હોય તોપણ અમારી જાણુ માટે તો પોતાનું પુરેપુરૂ નામ તથા ઠેકાણુ જણાવવા ચૂકવું નહીં. નનામા તથા બીન ઠેકાણાવાળા તેમજ અશુદ્ધ લેખો ઉપર બીલકુલ ધ્યાન આપવામાં આવશે નહીં.

તમામ જાતનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઑ વ્યવસ્થાપક, "કચ્છી જૈન મિત્ર,"
ઠે. "શ્રી કચ્છી જૈન મિત્ર" માસિક ઑફિસ,
કાથાબજાર-મુબઈ, પોસ્ટ નં. ૩











દયા, શ્રદ્ધા, ઐક્ય, સેવા, અમારા સૂત્ર એ ચારે;
ગજાવીશુ ખુણે ખુણે, અહાલેક અમારા છે.

પુસ્તક ૧ લું.] જુલાઈ ૧૯૧૭. [અંક ૨ જો.


## આર્ય માતૃ ભૂમિને.

(રાગ ગાઢ)

સત્વ મૂર્તિમની ! ભારતી દેવી ! પ્રભુભીગે ધરી પ્યાર,
કર્મ ભૂમિ તું, ધર્મ ભૂમિ તું, પતિત પાવન હાર;
વિશ્વપતીની રમ્ય વાટિકા, મુક્તિ તણી દાતાર. અમારી સત્વ.
દેખી સુષુપ્તીમાં માત ઓ તુજને, જાગ સુતા બહુ કાળ,
ત્યાગી નિદ્રા હવે જાગને માવડી, પુત્રોની લેવા સંભાળ. અમારી.
પ્રેમ, વિદ્યા, ને આત્મિક બળ થી, સાહજો શણગાર,
ઉન્નત ભાવના નવો ઉમેરી, અવિદ્યામાંથી ઉગાર. અમારી.
વિશ્વમાં આદર્શ દેશ બનાવી, સતયુગ પુનઃ પ્રસાર,
સુચન શ્યામ તું આણી ને ઉરમાં, તુજ સંતાનો તાર. અમારી.

શામજી ઉમરશી કાપડીઆ.

## શ્રી સિદ્ધ ક્ષેત્ર.

( છે અજબ પ્રાન્ત ગુજરાત વાત વાહ!
શી રીતે વરણુાય–એ લયમાં. )

શ્રી સિદ્ધક્ષેત્ર સુપવિત્ર, મિત્ર હો ! મુજ મન ત્યાં લલચાય,
મુજ મન ત્યાં લલચાય, મિત્ર હો ! વિમલગિરિ મન ધાય–શ્રી સિદ્ધ.
અમી ઝરણા ઝરતું જ્યોતિઃ બિમ્બ આત્મિ સોહાય,
ચાતક ભવિજન જોતા પીતાં, ધ્યાન મગ્ન તો થાય,
ધ્યાન લીન તો થાય, મિત્ર હો ! રૂપ–પિંડસ્થે ધ્યાય–શ્રી સિદ્ધ
રાગ દ્વેપ શત્રુને છતી, શત્રુંજય સુખદાય,
રુપાતીત આત્મા રમણમા, શુકલ ધ્યાન વિલસાય,
શુકલધ્યાન વિલસાય, મિત્ર હો ! સિધ્ધિ–પ્રાપ્તિ થાય–શ્રી સિદ્ધ

**વીર ભક્ત, બી એ , એલ એલ. બી.**

---

## બનાવો બાળ બ્રહ્મચારી.

( ગઝલ )

અરે ! ઓ હિંદ દેવીના, સુપુત્રો સાંભળો સર્વે;
ચહો જો હિંદનુ હિત તો, બનાવો બાળ બ્રહ્મચારી. ૧
આપણા આર્ય બંધુમા, વળી સ્વાતન્ત્ર્ય ચાહો તો;
કહુછું તે સુણો ભાઈ, બનાવો બાળ બ્રહ્મચારી. ૨
થઈ છે બાળ લગ્નોથી, દશા આ દેશની બુરી;
પુનઃ ઉદ્ધાર જો ઇચ્છો, બનાવો બાળ બ્રહ્મચારી ૩
દશા દેખી અતિ પડતી, જુવો માતા દુઃખે રડતી;
હરખશે તે થતાં ચડતી, બનાવો બાળ બ્રહ્મચારી. ૪
થશે સહુ કોમની ચઢતી, થશે સહુ ધર્મની ચઢતી:
અલૌકિક જાગશે શક્તિ, બનાવો બાળ બ્રહ્મચારી. ૫

દેવજી જેઠાભાઇ નાગડા.



# પ્રાસંગિક નોંધ.



**અમને મળેલો આવકાર.**

**મા**સિકનો આ બીજો અંક આપની સેવામાં નિયમીત રજુ કર્યો છે. લખતાં અતિ હર્ષ ઉત્પન્ન થાય છે કે જાહેર પ્રજા તરફથી અમોને ધારવા કરતાં વિશેષ આવકાર મળ્યો છે. જાહેર પ્રજાએ અને જ્ઞાતિ બન્ધુઓએ અમારી કિંચિત્ સેવાની જે કદર બુજી છે તે માટે અમો તેઓના આભારી છીએ. અમારા આદરેલા કાર્યમાં અમો વિશેષ ઉત્સાહ અને ઉમંગથી આગળ વધશુ એવી અમારી અડગ શ્રદ્ધા છે. શ્રીમંતો કરતાં અમને સાધારણ વર્ગે અને લેખક વર્ગે વિશેષ આવકાર આપ્યો છે. આશા છે કે શ્રીમંત વર્ગ જે અન્ય કાર્યોમાં હજારોનું પાણી કરી નાંખે છે તેઓ આવા–કોમ, દેશ અને સાહિત્યના ઉપયોગી કાર્યમાં તન મન અને ધનથી મદદ આપી અમારા કાર્યને પ્રોત્સાહિત કરશે. શરૂઆતની જેમ આ વખતે પણ શેઠ **શાંતિદાસ આસકરણ શાહે** અમારા સહાયક થઈ અમને જે ઉત્સાહ અને સહાયતા આપેલ છે તેમજ શેઠ **તેજુભાઇ કાંયા,** જે.પી., દા. શાં. **દેવજીભાઇ,** શેઠ **માણેકજી જેઠાભાઈ** તથા શેઠ **વેલજીભાઇ શિવજી** એ અમોને આગળ ઉપર સહાય આપવા વચન આપેલ છે તે માટે અમો તેઓનો અતિ આભાર માનીએ છીએ; અને આશા રાખીએ છીએ કે કચ્છી જૈન જ્ઞાતિના અન્ય શ્રીમંતો એમનું જરૂર અનુકરણ કરી માસિકના કાર્યને સંગીન બનાવશે.

**આપણા નેક નામદાર મહારાજાની નામદાર સરકારે બુઝેલી યોગ્ય કદર.**

ગઈ તા. ૪–૬–૧૭ ના રોજ આપણા માનવંતા શહેનશાહ નામદાર **જ્યોર્જ ધિ ફિફ્થના** જન્મ દિવસની ખુશાલીમાં નામદાર **કચ્છના રાવશ્રી ખેંગારજી સવાઇ બહાદુરને** G. C. S. I. (Grand Commander of the Star of India) નો માનવંતો ખિતાબ નામદાર બ્રિટીશ સરકાર તરફથી એનાયત કરવામાં આવ્યો છે. આજ સુધીમાં નામદાર મહારાજાશ્રીએ લડાઈ વગેરે કાર્યોમાં ના. સરકારને જે મદદ કરી છે તે ઘણીજ વિશાળ અને અનુકરણ કરવા લાયક છે એમ કહેવામાં બિલકુલ અતિશયોક્તિ નથી. અમો આ ખુશાલીના પ્રસંગે નામદાર મહારાજાશ્રીને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપીયે છીએ અને ઇચ્છીએ છીએ કે કચ્છ રાજ્યે પ્રજાની કેળવણી પ્રત્યે જે લક્ષ્ય આપ્યું છે તેથી વિશેષ લક્ષ આપી પોતાની પ્રજાને ઉન્નતિના માર્ગે દોરશે.

**દશા ઓશવાળ મહાજનની વ્યવસ્થાપક કમીટીની તથા અધિકારીઓની થનાર ચુંટણી સંબંધી કંઈક**

આજ* સુધીમાં થએલ ચુંટણી સંબંધી ચુથણા ચુથવા કરતા હવેની ચુંટણી કયા પ્રકારની થવી જોઈએ તે વિષે કંઈક લખવું અમોને વધુ વાજબી લાગે છે. કોઈપણ નાતિના ઉદ્ધારનો આધાર મહાજન મંડળ ઉપર છે મહાજન મંડળનો આધાર તેની વ્યવસ્થાપક કમીટી ઉપર છે જ્યારે વ્યવસ્થાપક કમીટીના આધાર તેના સેક્રેટરી ઉપર છે આના પ્રકારનુ જોડાણ હોવાથી સેક્રેટરીની ચુંટણી ખાસ કરીને કોઈ લાયક, કેળવાયેલા, સ્વતંત્ર નિષ્પક્ષપાતી અને અનુભવી એ સદ્ગૃહસ્થોની કરવી જોઈએ આમ થશે ત્યારેજ મહાજન મંડળનું કાર્ય ઉત્તમ રીતે પાર પડશે અધિકારીઓની ચુંટણી પણ યોગ્ય ગૃહસ્થોની થવી જોઈએ બર્ક (Burke) એક સ્થળે કહે છે કે કોઈપણ સમાજની ઉન્નતિ તેના કેળવાયેલા સંસ્કારી અને ઉત્તમ ચારિત્ર બળવાળા ગૃહસ્થો ઉપર આધાર રાખે છે તેઓનું જીવન આદર્શ શુદ્ધ અને અન્ય ગૃહસ્થો માટે ધડો લેવા લાયક હોવું જોઈએ' બર્કના આ શબ્દો ધ્યાનમાં લઈ કમીટીમાં ઉત્તમ ચારિત્રવાળા ગૃહસ્થોનીજ ચુંટણી થવી જોઈએ નહી તો કમીટીના સભાસદો પાસેથી નાતિની ઉન્નતિની આપણે જે આશા રાખીએ તે વ્યર્થ છે માન પાન તથા પક્ષાપક્ષીને બાજુએ મુકી જે આગેવાન ગૃહસ્થો મહાજનના દરેક કાર્યમાં વગર તેડાવે તન મન અને ધનનો ભાગ આપે એવાઓનેજ અધિકારીઓ નીમવા એ નાતિની પ્રગતિ અર્થે શ્રેયસ્કર છે જે ગૃહસ્થો કમીટીમાં અધિકારીઓ અને સભાસદો હોવા છતાં ભાગ્યેજ કોઈક મહાજનમાં અથવા કમીટીમાં આવે છે તેઓએ પોતે સમજુ થઈ પોતાની જગ્યાનો લાભ અન્ય ઉત્સાહી વર્ગને આપશે તો મહાજન મંડળનું કાર્ય ઘણે દરજ્જે ઉત્તમ થશે એમ અમારૂં માનવું છે દશા ઓશવાળ અથવા આપણી સમસ્ત કચ્છી જૈન કોમમાં જો કોઈપણ આગેવાન ખાનદાન શ્રીમંત અને મોભાદાર-વજનદાર સદ્ગૃહસ્થ હોય તો તે **સર વિસનજી ત્રીકમજી નાઈટ** છે અમો ચોક્કસ કહીએ છીએ કે મહાજનની વધામ-પ્રમુખપદ જેમ વિસનજીને આપવામાં આવે તો કચ્છી દશા ઓશવાળ મહાજનની ઉન્નતિ થતાં બીલકુલ વખત લાગશે નહીં નાતિના સેક્રેટરીની ચુંટણી પણ આગળ જણાવ્યા પ્રમાણે કોઈ ઉત્તમ ચારિત્રવાન અનુભવી અને કેળવાયેલા એ સદ્ગૃહસ્થોની થવી જોઈએ અમારી દ્રષ્ટિએ તેવા બે સદ્ગૃહસ્થ શ્રીયુત **લખમશી હીરજી મૈશેરી**, બી એ, એલએલ બી, તથા શ્રીયુત **હીરજી રતનજી મારૂશી** પડે છે જ્યારે મહાજનની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ તરીકેના અમારી દ્રષ્ટિ શ્રીયુત **ખીમજી હીરજી કાયાણી**, જે પી ઉપર પડે છે અમો આશા રાખીએ છીએ કે ચુંટણી કરવા માટે નીમાયલી સબ કમીટી તથા વ્યવસ્થાપક કમીટી તેમજ સમસ્ત મહાજન અમારા મતને મળતા થઈ ઉત્તમ પ્રકારની ચુંટણી કરી પોતાની શાહોથી દેખાડશે

---

* મહાજન સંબંધીની વિશેષ ઉપયોગી ઉત્તમ હકીકત વાંચવી હોય તો આ માસિકના પહેલા નંબરમાં શ્રીયુત ખીમજી હીરજી કાયાણી જે પી નું પ્રગટ થયેલુ 'સવારનું સ્વપ્ન' વાંચવા ખાસ ભલામણ કરવામાં આવે છે

**યુનીવર્સીટીનીઓઆ વર્ષની પરિક્ષાઓમાં પસાર થએલા આપણા વિદ્યાર્થીઓને અભિનંદન.**

આ વર્ષે* મુબઈની યુનીવર્સીટીની પરિક્ષાઓમાં પસાર થયેલા વિદ્યાર્થીઓને અભિનંદન આપતાં અમોને બહુજ હર્ષ ઉત્પન્ન થાય છે. આપણી કોમ ઉચ્ચ કેળવણીમાં બહુજ પછાત છે એ જાણી કોઇપણ સહૃદયી જ્ઞાતિ બન્ધુને દિલગીરી થયા વિના રહેશે નહીં. એટલું તો સર્વત્ર સિદ્ધ છે કે કોઇપણ સમાજની ઉન્નતિ તેની કેળવાયેલી અને સંસ્કારી પ્રજા ઉપર આધાર રાખે છે. સમસ્ત કચ્છી જૈન કોમ (દશા, વીશા અને ગુજર) જે ૩૦ હજારની ઉપર વસ્તી ધરાવે છે તે કોમમાં માત્ર ૧૦ થી ૧૨ જ ગ્રેજ્યુએટો હોય, એ બીના કોમના ચાલકો વાસ્તે શરમ પમાડે એવી છે. જે કોમ લગ્ન, નાચ, ટીપાર્ટી અને ફેશન વિગેરે બાબતોમાં લાખોનું પાણી કરી નાખે છે તે કોમમાં ઉચ્ચ કેળવણી તરફ આવું દુર્લક્ષ અપાતુ જોઈ અમારા શોકની સીમા રહેતી નથી.

ઓ. તંત્રી.



# દૈવી અવાજ.



કોઇના તેજમાં અંજાઈ જઈ, કોઇની લાગવગથી દોરાઇ જઇ, કોઇના જથાના જોરે જકડાઇ જઈ, સ્વાર્થ બુદ્ધિએ અંધ થઈ, અન્યાય ન કરશો. ન્યાતમાં સર્વ સમાન છે–પછી ભલે તે તવંગર હોય કે ગરીબ હોય, ભણેલો હોય કે અભણ હોય, જથાવાળો હોય કે એકલવાયો હોય, બુમો પાડી બીવરાવનારો હોય કે શાન્તિ પકડી મૂંગો રહેનારો હોય, ન્યાતનો પટેલ હોય કે સાધારણ વ્યક્તિ હોય, ગમે તે હોય તો પણ સર્વને સારૂ કાયદો એકજ હોવો જોઇએ. જુદા જુદા કાયદા ન હોવા જોઇએ. સમતાનું સૂત્ર ભુલવુ ન જોઇએ. ન્યાય તોળજો, ન્યાયબુદ્ધિએ વર્તજો અને અન્યાય થતો અટકાવજો. આથી તમો સદા વિજયી થશો, તમારી કીર્તિ ઉજ્વળ થશે અને તમારૂ નામ જ્ઞાતિ જનોના હૃદય પટપર સદા સોનેરી અક્ષરે કોતરાઈ રહેશે. ન્યાયથી જોવાનો, વર્તવાનો અને બોલવાનો તમારો ધર્મ એજ તમારૂં જીવન–મૂત્ર છે.

---

* આ સંબંધી વિશેષ હકીકત પાછળ આપવામાં આવી છે.



# આ દેશનું વિદ્યાર્થી જીવન.

(લેખક-રા. લખમશી હીરજી મૈશેરી, બી. એ., એલ એલ બી)



મુંબઈની એક પ્રતિષ્ઠિત જૈન બૉર્ડીંગમાં વિદ્યાર્થીઓનું એક ભવ્ય સંમેલન થવાનું છે, એવા સમાચાર ઘણા દીવસથી સાંભળવામાં આવતા હતા. નિયમિત દીવસે સંમેલનના કાર્યક્રમનો તથા તે સાથે આમંત્રણનો એક પત્ર મને પ્રાપ્ત થયો. હું તથા મારા મિત્ર મી. શાંતિલાલ ઑફીસમાંથી રજા લઇ સંમેલન જોવાની ઇચ્છાથી ગયા. બેશક સંમેલન અથવા ગેધરીંગને હજી એક કલાકની વાર હતી. લગભગ બે વાગ્યાનો સમય થયો હશે.

હું તથા મારા મિત્ર મી. શાંતિલાલ 'જુના જમાનાના' ગણાઇએ છીએ. અમે એ જુના જમાનાની ઉપાધિ અમારી રાજી ખુશીથી સ્વીકારી નથી તેમજ વસ્તુતઃ અમે છેક જુના પુરાણા વિચારમાં ઉછર્યા છીએ અને જે કાંઇ જુનું તેજ સારૂં એવો દુરાગ્રહ ધરાવીએ છીએ તેમ પણ નથી. છતાં અમારી પાસે આવતા નવશિક્ષિત યુવકોએ અમારી દલીલ સાંભળ્યા વિનાજ અમને એ પદવી આપી દીધી છે. અલબત્ત અમે જે વખતે અંગ્રેજી અભ્યાસ કરતા તે વખતે આવા બોર્ડીંગ અને હોસ્ટેલ જેવા સાધનોની બહુલતા ન હોતી. પુસ્તકો તથા ફરનીચરનો આટલો બધો આડંબર ન હોતો. અમારા શિક્ષકો પણ એટલા બધા સુધરેલા ન હોતા, છતાં ગામડાના એક ખુણે મીડલ સ્કુલના માસ્તરના હાથ નીચે જે કેળવણી અમે પ્રાપ્ત કરી છે અમારા માતપિતાના સ્નેહપૂર્ણ આશ્રય તળે જે ભાગ્યુંતુટ્યું અંગ્રેજીનું તથા ગણિત વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેમજ કોડીઆના દીવા આગળ પાથરેલી એક જાજમ ઉપર બેસી નાના ભાઇ બ્હેનોને રમાડતા રમાડતા જે કાંઇ મ્હસ્થ કર્યું છે તે છેક હસી કાઢવા જોગ તો નથી જ. અમને પણ અંગ્રેજી કેળવણીનો વા લાગ્યો છે. અમે પણ મીલ તથા સ્પેન્સર જેવાના ગ્રંથો વાંચી મનન કરી શકીએ છીએ. માત્ર અમે જે વખતે વિદ્યાભ્યાસ કરતા તે વખતે અમારે અનેક પ્રકારની મુશ્કેલીઓ સહન કરવી પડતી—ચોમાસાના દિવસમાં જ્યારે નિશાળમાં છાપરામાંથી પાણી પડતું ત્યારે અમારે લપાઇને એક ખુણે બેસી રહેવું પડતું. ઉનાળામાં પરસેવાના રેલા વહતા હોય છતાં ઉપરથી પંખો ખેંચાય એવા સાધનો નહોતા. યોગ્ય પુસ્તકના અભાવે એક ચોપડીનો બે-ત્રણ વિદ્યાર્થીએ ખુશીથી ઉપયોગ કરી શકતા. મુશ્કેલીમાં વિદ્યાભ્યાસ કરવો અને નવા જમાનાના



અર્વાચીન અને પ્રાચીન વિદ્યાર્થી જીવન

મી. શાંતિલાલ મારી ભાવનાઓથી પરિચિત હતા. તેમની પાસે હું કોઇપણ પ્રકારનો વાગાડંબર કર્યા વિનાજ મારું હૃદય ખાલી કરતો. અમે પ્રત્નકીય જીવન, પ્રત્નકીય ઉન્નતિ તથા પ્રત્નકીય જાગ્રતિ વિષે અનેકવાર ચર્ચાઓ કરી હતી તેથી તેમને મારા બોલવામાં સમજવુ ન પડે એવું કશું ન હોતું. તેઓ મારને તો આ વિષય સારી રીતે ચર્ચા શકત એટલું જ નહીં પણ મારા વિચારોમાં હું કયાં કેવી રીતે છેતરાઉં છું તે પણ તેઓ ઐતિહાસિક દ્રષ્ટીએ બતાવી શકત. પરંતુ સંમેલનનો વખત થઇ જવાથી તેમણે મૌન ધારણ કર્યું. સંમેલનમાં જતાં જતાં તેમણે માત્ર એટલું કહ્યું કે—" એ બધી વાતોને એક બાજૂએ રહેવા દઇ વર્તમાનકાળના વિદ્યાર્થીઓ જે પ્રકારની સાધના કરી રહ્યા છે તે સાધનાને આપણે વસ્તુતઃ સાધના અથવા તપશ્ચર્યા કહી શકીએ કે કેમ એજ મારે જાણવાનું છે. એ સાધનાને ભારતવર્ષની જાગ્રતિ સાથે સંબંધ છે કે નહીં તે તો કોઇ બીજે પ્રસંગે વિચારીશું."

અમે ગેધરીંગના મેળાવડામાં આવ્યા ત્યાં અનેક પ્રકારનાં દૃશ્યો અમારી સમક્ષ રજુ કરવામાં આવ્યાં. રંગભૂમિ ઉપર ઉતરેલા વિદ્યાર્થીઓ જે અંગ્રેજી ગુજરાતી તથા સંસ્કૃત ભાષણો કંઠસ્થ કરી લાવ્યા હતા તે તેમણે બહુ હાવભાવ અને આવેશપૂર્વક રજુ કર્યા તેમના ભાષણો સંવાદો અને સંગીતના આલાપોથી પ્રેક્ષકોને બહુ આનંદ થયો. ગેધરીંગનું કામ સમાપ્ત થયેથી એક આગેવાન વિદ્યાર્થીએ પ્રેક્ષકોનો આભાર માન્યો તેમજ બોર્ડીંગને ઉદાર આશ્રય આપનાર શ્રીમંત ધનિકોનાં નામોનો ઉલ્લેખ કરી તેમને અભિનંદન અર્પ્યું ત્યારપછી બીજા પણ કેટલાંક ભાષણો થયાં અને તેમાં વિદ્યાર્થીઓને હજી આ બોર્ડીંગમાં કેટલા કેટલા પ્રકારની અગવડતાઓ વેઠવી પડેછે, કેટલા વિદ્યાર્થીઓની અરજીઓ ફંડના અભાવે પાછી વાળવી પડેછે ઇત્યાદિ બાબતો ઉપર વિવેચનો થયાં. આ વિવેચનોની મારા મગજ ઉપર કંઇક જુદીજ અસર થઇ. મને ભારતવર્ષનું વિદ્યાર્થીજીવન યાદ આવ્યું. યુરોપ અને અમેરિકાના વિદ્યાર્થીઓનાં પુસ્તકોમાં વાંચેલાં જીવનો સ્મરણમાં આવ્યાં વિદ્યાર્થી જીવનની વર્તમાન વિચિત્રતા સ્ફુટરૂપે પ્રત્યક્ષ થઈ. મી. શાંતિલાલે ઘેર ગયા પછી એજ વિષય ચર્ચવાનું મને કહી રાખ્યું હતું તેથી હૃદયનો ઉભરો ખાલી કરવાનો તુરતજમાં સુયોગ મળવાનો છે એમ ધારી શાંત થયો.

ઘેર જતાંવેતજ મી. શાંતિલાલે પ્રશ્ન કર્યો કે "આ દેશનો વિદ્યાર્થીવર્ગ જે પ્રકારે વિદ્યાર્થી-જીવન ગુજારે છે તેને આપણે કલ્યાણકર માની શકીએ કે કેમ?" મેં મારી ખુરશી ખેંચતાં કહ્યું કે એ વિષય ઉપર બહુ વિસ્તારથી બોલી શકાય તેમ છે. હરદ્વારનું ગુરૂકુળ કે સત્યાગ્રહાશ્રમ જેવી સંસ્થાઓને બાદ કરતાં ભારતવર્ષમાં વિદ્યાર્થી-જીવન છે કે નહીં તેનીજ મને તો શંકા છે. આપણે આપણા વિદ્યાર્થીઓને તદન વૈરાગી કે કોઇપણ જાતની કામનાવાસના વગરના મસ્ત ફકીર કે યોગી બનાવવા જોઇએ એમ હું કહેતો નથી. તેમજ વિદ્યાર્થીઓએ એક જેલખાનાના કેદી જેવી કષ્ટમય કે પરાધીન જીંદગી ગુજારતાં શીખવું જોઇએ એમ પણ મારો કહેવાનો ઉદ્દેશ નથી. રસ વગરનું જીવન નકામું છે. જીવનમાં રસજ મળતો બંધ થાય તો વર્તમાનકાળના વિદ્યાર્થીઓ પોતાના દેશનું મુખ ઉજ્વલ કરી શકે નહીં. પરાધીન અને પરાવલંબી જીવન પણ આત્મહત્યા કરવા સિવાય બીજું ફળ આપી શકે નહીં. વિદ્યાર્થીજીવનમાં જો સાધના તપસ્યા કે પ્રતિજ્ઞા ન હોય તો તે જીવનને વિદ્યાર્થીજીવન કહેવું એ

તો શબ્દનો જ દુરૂપયોગ કરવા બરાબર છે. આપણા દેશનું પ્રાચીન વિદ્યાર્થીજીવન યાદ કરો સુદામા અને કૃષ્ણ એ બન્નેને ગુરૂ માત્ર પુત્ર તરીકેજ પાળતા હતા. પ્રસંગોપાત તેમને જંગલમાં લાકડાં કાપવા પણ મોકલતા હતા ગુરૂ સાંદિપનીની દ્રષ્ટિએ રાજકુમાર કૃષ્ણ અને સુદામો એક શિષ્યરૂપે જ પ્રતીતમાન થતા હતા શિષ્યોને ફી વગેરે કંઇ આપવુ પડતુ નહોતું. ગુરૂ અને ગુરૂપત્ની સાથે વિધ્યાર્થીઓ વસ્તીગૃહોથી બહુ દુર આવેલા રમણીય પ્રદેશમા રહેતા. ત્યાં તેમને સૃષ્ટિ સૌંદર્ય નીરખવાના અને વિવિધ પશુપક્ષીઓનાં જીવનો અનુભવવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થતા. અલબત્ત આપણા વિધ્યાર્થીઓને એક પ્રકારનુ કઠોર જીવન ગુજારવું પડતું હતું પણ તેને શુષ્ક જીવન કહેવાની ભુલ કરવી જોઇતી નથી. સંયમમા કઠોરતાની પગલે પગલે જરૂર પડેછે, અને જ્યા સંયમ નથી ત્યાં રસ હોઇ શકતો નથી. એક દારૂડીયો તથા ભાંગપીનાર સંયમ રાખી શકતો નથી તેથી મનુષ્યજીવનનો રસ લઇ શકતો નથી. એ વિષય ઉપર બોલવાજતાં વિષયાંતર થઈ જાય તેમ છે તેથી સયમ અને રસ વિષે આપણે બીજે કોઈ પ્રસંગે વિચાર કરીશું. મારી કહેવાની મતલબ એટલીજ છે કે વિદ્યાર્થી અવસ્થા કે જે મનુષ્ય જીવનના બીજસ્વરૂપ છે તે અવસ્થામા સૌંદર્ય, બોધ, રસાસ્વાદન તથા સહનશીલતા પ્રાપ્ત ન થાય તો તે જીવન સંપૂર્ણ અંશે સાર્થક થઇ શકતુ નથી."

મારા મિત્ર વચમાંજ બોલી ઉઠ્યા કેઃ—એક ઉન્મત્ત વ્યકિત બોલતાં બોલતાં મગજની સમતોલનતા જેવી રીતે ગુમાવી બેસે છે તેવી રીતે તમને પણ ભારતવર્ષ પ્રત્યેની અધશ્રધ્ધા વર્તમાન વિધ્યાર્થીજીવનનું મહત્વ આંકવામાં ભુલ કરાવતી હોય એમ મને લાગે છે. જો કષ્ટમય, કઠોર અને તપશ્ચર્યામય જીવનથી જ વિદ્યાર્થીજીવન સુધરતું હોત તો યુરોપ કે અમેરીકા જેવા દેશો, ગ્લેડસ્ટન જેવા પ્રધાનો, એડીસન જેવા શોધકો અને શેક્સ્પીઅર જેવા રસિકો ઉત્પન્ન કરી શકત નહી. પૂર્વકાળનું ભારત જ યથાર્થ મનુષ્યો ઉત્પન્ન કરી શકતું અને કરી શકે એ માન્યતા તો હવે બદલાવી જોઇએ સુખસગવડની મધ્યમાં રહી નિશ્ચિંતપણે વિદ્યાર્થી જે પ્રકારે માનસિક શક્તિઓને કેળવી શકે તે પ્રકારે મુસ્કેલીઓની સામે નિરતર યુધ્ધ કરનાર, કઠોર પરિશ્રમથી વિધ્યાર્થી પોતાની સમસ્ત શકિતઓને ખીલવી શકે નહીં. મને મી.' શાંતીલાલના આ વિચારો સાંભળી આશ્ચર્ય થયું નહી કારણ કે ઘણીવાર, તેઓ માત્ર મારા વિચારો જાણવાની ઇચ્છાથી જ એવી ચર્ચા ઉપસ્થિત કરતા.

મેં કહ્યુંઃ—"સગવડતા એ વસ્તુતઃ નુકશાન કરતા નથી. પણ મ્હોટે ભાગે સગવડતાનો જે દુરૂપયોગ કરવામાં આવેછે તે જ નુકશાન કરે છે. મુસાફરીના સાધનો વધ્યાં અને તેની સાથે સગવડતા પણ વધી પરંતુ એ સગવડતાનો કેવો દુરૂપયોગ કરવામાં આવે છે! માત્ર નજીવાં બ્હાના કાઢી મુસાફરો શું નહીં ઇચ્છવાજોગ ખર્ચ નથી કરતા? વિલાયતમાં મીલોની સંખ્યા વધી ગઈ તેની સાથે સગવડતા પણ વધી. પરંતુ મીલોને લીધે મજુર વર્ગ કેવી કઢંગી સ્થિતિમાં આવી પડયો છે? સગવડતાની સાથે જો સામંજસ્ય સાચવવામા આવે તો જ એ સગવડતા ઉપયોગી થઈ પડે છે. અભ્યાસના સબધમાં પણ એજ નિયમ લાગુ પડે છે. પુસ્તકોનાં સાધનો વધવાથી વિદ્યાર્થીઓની માનસિક શક્તિ વધી છે એમ શુ કહી શકાશે? વિદ્યાલયોની વૃદ્ધિ થઇ તેની સાથે સરસ્વતી દેવીની કૃપાની વૃદ્ધિ થઈ એમ

શું કહી શકાશે? ઉપનિષદ્‌માં એક એવો મંત્ર છે કે "કલ્યાણકર પ્રભુને નમસ્કાર હો અને સુખકર પ્રભુને પણ નમસ્કાર હો." આપણે સૌ કોઈ સુખકરને તો નમસ્કાર કરી શકીએ છીએ પણ કલ્યાણકર પ્રભુને નમસ્કાર કરી શકતા નથી. અર્થાત્ કલ્યાણનો માર્ગ કઠિન છે. સુખનો માર્ગ સરળ છે. આપણે ધારીએ તો જન્મથી લઇને તે મૃત્યુ પર્યંત હાથ-પગ હલાવ્યા સિવાય બીછાનામા સુખેથી પડ્યા રહી શકીએ. અનેક ઠોકરો ખાધા પછી જે ચાલતા આવડે છે, હાથ પગનો ઉપયોગ કરતાં આવડે છે તે ઠોકરો અને શીક્ષાઓને દૂર કરી શકીએ, અને એ રીતે જન્મથીજ સુખમાં રહી શકીએ. પરંતુ શુ આપણે તે રીતે આપણુ કલ્યાણ કરી શકીએ? જો આપણે ચાલતા શીખવું હોય તો માત્ર માતપિતાની કેડ ઉપર બેસી રહેવાથી શીખી શકીએ નહીં. એ શીક્ષણ પ્રાપ્ત કરતાં ઠોકરો ખાવી જોઇએ, પાંચ-પચીસ વખત પછડાવુ પણ જોઇએ અને એ રીતે આપણે આપણું કલ્યાણ સાધવું જોઇએ જે વિદ્યાર્થી જીવનમા માત્ર સુખ જ છે અને કઠોરતા કે કષ્ટ જેવું કઇજ નથી તે જીવન કલ્યાણકર થઈ શકતુ નથી. વિદ્યાર્થીજીવન તપસ્યામય-સાધનમય હોવું જોઇએ, તેમાં ભોગ-વિલાસ કે વાસનાને સ્થાન નથી

કઠોરતામય જીવન એ માત્ર ભારતવર્ષની જ વસ્તુ છે એમ માની લેવાની ભુલ કરવી જોઇતી નથી ભારતવર્ષનું સત્ય જો માત્ર ભારતવર્ષને માટેજ હોય તો તે સત્ય નથી. જે પ્રકાશ માત્ર ઓરડીને જ અજવાળી શકે તે પ્રકાશને સૂર્યનો પ્રકાશ કહી શકાય નહીં. સત્યને અને પ્રકાશને કોઇપણ જાતની સીમા કે બંધન હોતું નથી તમે અમેરિકામા જઇને જોશો તો જણાશે કે ત્યાના વિદ્યાર્થીઓ અભ્યાસની સાથે પોતાની આજીવિકા ચલાવવા ન્યુસપેપરો વેચવાનો ધંધો ઉત્સાહથી કરે છે, બગીચાઓમા અને ખેતરોમાં જઈ મજુરી કરતા પણ અચકાતા નથી, એટલુજ નહી પણ વિવિધ દેશના રમણીય સ્થાનોનું અવલોકન કરવાને માત્ર નજીવી રકમ પોતાની પાસે રાખી એક સાધુની માફક બ્હાર નીકળી પડે છે. તેઓ વિદ્યાર્થી જીવનમા અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે છે. માત્ર માનસિક શક્તિઓ ખીલવવી એવા સકુચિત ઉદ્દેશથી નહીં પણ શારીરિક, માનસિક અને કાર્યકારી શક્તિઓને ખીલવવાના વિશાળ ઉદ્દેશથી પોતાનુ દૈનિક જીવન નિર્ગમે છે. તેઓમાં આશાનો, ઉત્સાહનો, સહનશીલતાનો, પરિશ્રમપ્રિયતાનો જુસ્સો પ્રબલ વેગે વહેતો હોય છે. આપણા ભારતવર્ષના વિદ્યાર્થીઓનુ જીવન તેથી છેક જૂદી જ દિશામાં વહેતુ હોય એમ તમને નથી લાગતું? તેમના મુખ ઉપર ઉત્સાહ નથી, આશા નથી, ચૈતન્ય નથી, માત્ર પરીક્ષા પાસ કરવી અને ગમે તે પ્રકારે એકાદ નોકરી સ્વીકારી અમૂલ્ય માનવજીવનને સાર્થક કરવું એ સિવાય વિશેષ મહત્વાકાંક્ષા પ્રતીત થતી નથી. તમે ગ્લૅડસ્ટન જેવા જે મહાપુરુષોનાં દૃષ્ટાંતો આગળ ધરોછો તે દૃષ્ટાંતોમા પણ સાધનો અને પરિશ્રમપ્રિયતા સિવાય બીજુ શુ છે? તેમણે દરેકે કલ્યાણકર પ્રભુનેજ નમસ્કાર કરવાની ટેવ પાડી હતી. અર્થાત મુશ્કેલીઓની મધ્યમાં રહી પોતાનું વીર્ય કેવી રીતે સ્ફુરાવવું અને એ રીતે કેવા પ્રકારે પોતાનું કલ્યાણ સાધવું એ વાત તેઓ બરાબર સમજતા હતા અને તેથી જ આજે તેઓ પોતાનુ યશસ્વી નામ જગત્‌ના ઇતિહાસમાં ચિરસ્થાયી કરી ગયા છે.

માત્ર સુખ કે સગવડમાં રહેવાથી જ મનુષ્ય આગળ વધી શકે છે એ માન્યતા સ્વીકારવાયોગ્ય નથી. એક શ્રીમંત વંશમાં-જન્મેલ શિશુને તેની આયાદ્વારા પરિચાલિત

થતી એક નાજુક ગાડીમાં બેઠેલો તમે ઘણીવાર જોયો હશે. તેના સુખનાં સાધનોની વિપુલતા જોઈ તમે ઘડીવાર દિગ્મૂઢ થઈ ગયા હશો. પરંતુ એ સાધનો મનુષ્યત્વ ખીલવવામાં સહાય કરે છે એમ ભાગ્યેજ સિધ્ધ કરી શકશો. વસ્તુતઃ અસંતોષ અને અગવડતા એજ પ્રગતિને જુસ્સો આપનાર મુખ્ય શકિત છે. સુખ અને સગવડ એ વસ્તુતઃ પ્રગતિના અંતરાયો છે. કારણ કે અનેકવાર તેનો નહીં ઇચ્છવા જોગ રીતે દુરૂપયોગ થાય છે એ વાત હું તમને આગળ જ કહી ગયો છું. સુખ-સ્વચ્છંદે રહેનાર વર્તમાન વિદ્યાર્થી વર્ગમાં ભાગ્યે જ એવો કોઈ વિદ્યાર્થી હશે કે જે પોતાના હિતની ખાતર સમસ્ત કલ્યાણની ખાતર થોડું પણ કષ્ટ સ્વીકારી શકે. સેવાધર્મની ભાવના આજકાલ આ દેશમાં વધુ અને વધુ બળવાન થતી જાય છે અને વિશેષે કરીને એ ભાવના વિદ્યાર્થીવર્ગમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. પરંતુ તેને માટે જે સાધનો અને તપશ્ચર્યા વિદ્યાર્થીઓએ સ્વીકારવી જોઇએ તે સ્વીકારવામાં આવતી નથી. આપણા વિદ્યાર્થીઓ મહત્વાકાંક્ષાના સ્વરૂપને સમજી શકે છે તેની હું ના પાડતો નથી પણ તેને માટે કેવી સામગ્રી તૈયાર રાખવી જોઇએ તે તેમના હૃદયમાં હજી યથાયોગ્યભાવે ઉતર્યું નથી. વિદ્યાર્થી જીવનમાં ધાર્મિક અંશો દાખલ થવા જોઇએ એવી એક ફરીયાદ આપણે નિત્ય સાંભળીએ છીએ. પણ "મનુષ્યત્વ" ખીલવવા સિવાય બીજો કોઈ ઉપાદેય ધર્મ હોય એમ હું માનતો નથી, અને એ "મનુષ્યત્વ"ની ખીલવણી સિવાય વર્તમાનકાળનો વિદ્યાર્થીવર્ગ દેશનું, જ્ઞાતીનું કે સમાજનું મુખ ઉજવળ કરી શકે એવી આશા પણ હું રાખતો નથી."



મારા મિત્ર મી. શાંતિલાલ હવે કંટાળી ગયા હોય તેમ મને જણાયું, કારણ કે વખત પણ ઘણો થઈ ગયો હતો. મેં મી. શાંતિલાલની ક્ષમા માગી મારૂં બોલવું સમાપ્ત કર્યું. મી. શાંતિલાલે જતી વખતે કહ્યું કે "મનુષ્યત્વ" કોને કહેવું અને "મનુષ્યત્વની ખીલવણી એ જ ધર્મ" એમ જે તમે કહો છો તે હજી મારાથી સમજાયું નથી. તેની સાથે રસને અને કઠોરતાને શું સંબંધ છે એ પણ સમજવાનું બાકી રહે છે. બીજે કોઈ પ્રસંગે એ વિષય ચર્ચીશું. વિદ્યાર્થી જીવનમાં સાધનાને અને તપસ્વીતાને સ્થાન હોવું જોઇએ એટલું તો હું પણ સ્વીકારૂં છું. સરસ્વતી દેવીની મયૂરાસનવાળી મૂર્તિજ એ વાત સમજાવે છે.



# પિતાની સંપત્તિ અને સન્તતિ.

(રા બી. એન. મહીશેરી.)

**In Thy will is our peace —*Dante.***





માનવ હૃદયના ઉચ્ચ અભિનાશે વડે, સૃષ્ટિમા પૂજાતા અને મહાન ગણાતા, મહા પુરુષોના વિચારિક આદોલનો વડે ઉત્પત્તિ પામેલા ધર્મ મતોની તુલના કરતા વિશ્વના તમામ પ્રાણી માત્ર પ્રત્યે "દયા અને ક્ષમા" ની પવિત્ર ભાવનાના નિર્મળ પ્રવાહથી વિભુષીત કરનાર મત સર્વોપરી મનનીય અને વંદનીય થઇ શકે એ નિર્વિવાદ છે મહાત્મા ક્રાઇસ્ટના વિચારો વિલોકતા માત્ર મનુષ્ય જીવનની રક્ષા અને મનુષ્ય પ્રેમની પરિસીમાએ પ્રદિપ્ત થાય છે "Mercy to thy neighbours" એ મહા વાક્યમાજ એમની મનોભાવના પૂર્ણ થાય છે વળી ધર્મવીર પેગમ્બરના પવિત્ર ફરમાનોનુ પ્રતિપાદન કરતા સ્વધર્મી ભ્રાતૃભાવ પ્રગટાવવો માનવ વ્યક્તિઓ ને જ ચ્હાવુ એ સત્કાર્ય મનાતુ પ્રત્યક્ષ થાય છે તેમજ વિશ્વના અન્ય ધર્મમતોનુ નિરીક્ષણ કરતા "દયા અને ક્ષમા" ની પવિત્ર ભાવના કેવળ સંકુચિત ભાવેજ વિરમેલી જણાય છે જ્યારે **કર્મવીર શ્રી મહાવીર** ના વર્તન અને વિચારોની ઘોષણા કેવળ "દયા અને ક્ષમા' માજ તદાકાર થયેલી આપણને પ્રત્યક્ષ જ્ઞાત થાય છે એઓશ્રીના પવિત્ર પ્રેમાળ હૃદયમાથી સર્વદા, સમસ્ત વિશ્વના સર્વ જીવાત્માઓને શાન્તિ આપવા 'દયા અને ક્ષમા" ની શાન્તિકર ધારા અખંડ ભાવે વ્હેતીજ હતી એઓશ્રીનુ દયામય-પ્રેમમય જીવન પ્રાણી માત્રના કલ્યાણ અર્થેજ સરજાયનુ હતુ **જીવન રક્ષા** એ એઓશ્રીની જીવન દિક્ષા હતી **ક્ષમા વીરસ્ય ભૂષણ** એ સૂત્ર એઓશ્રીના પ્રેમમય મનોરાજ્યના સામ્રાજ્યનો દિગ્વિજય કેવળ પ્રાણી રક્ષામાજ સમાયો હતો, સારાશ કે શ્રી મહાવીર દયાની પવિત્ર મુર્તિ હતા. અને એવા પવિત્ર, દયાળુ, ક્ષમા ધારી, પ્રેમાળ પિતાના આપણે (જૈનો) પુત્રો કહેવાઇએ એ ખરેખર આપણા મહાભાગ્યનીજ સીમા છે **શ્રી વીર** સમાન થવુ તે રહ્યુ, પણ શ્રી વીરના પુત્ર તરીકે ઓળખાવવુ એ પણ સદ્‌ભાગ્ય છે, અને તે સદ્‌ભાગ્ય આપણને (જૈનોને) પ્રાપ્ત થયુ છે.





સમભાવના.

# વિજ્ઞપ્તિ.

સુજ્ઞ મહાશય,

પ્રભુ કૃપાથી અને આપ બન્ધુઓના ઉત્સાહ અને સહાયથી આજે અમો "કચ્છી જૈન મિત્ર" માસિક બહાર પાડવા શકિતમાન થયા છીએ. કે જેનો પ્રથમ અંક આ સાથે આપના કર કમળમાં રજુ કર્યો છે. આપ જોશો કે આપણને મત અને ધર્મના ભેદ વગર સામાજિક, નૈતિક, વ્યવહારીક, ઐતિહાસીક, ઔદ્યોગીક અને સંસારિક વિષયોને સ્વતંત્ર–સત્યપણે અનુભવી લેખકોના હાથે ચર્ચવા આવા સચિત્ર માસિકની ખાસ જરૂર હતી કે જે આજે અમારા માનવંતા સહાયકોની મદદથી પાર પડી છે. છતાંપણ અમારે સ્પષ્ટ જણાવવાનું જોઇએ કે આ અમારા કાર્યના વિકાસનો આધાર આપ સુજ્ઞ બન્ધુઓ ઉપર છે. તો આશા છે કે આપ આ માસિકનું અવલોકન કરી તેના ઉપયોગી પણા માટે આપના પત્રમાં યોગ્ય અભિપ્રાય લખવા કૃપા કરશોજી. અને અવાર નવાર આપના સ્વતંત્ર–સત્ય વિચારો લેખદ્વારાએ લખી મોકલતા રહેશોજી.

પુનઃ જણાવવા રજા લઇએ છીએ કે આપના પ્રસિદ્ધ પત્ર/માસિક માં આ માસિક માટે પહેલી તકે યોગ્ય લખવાની કૃપા કરશોજી. અને તે માટે જે અંકમાં લખો તે અંક કૃપા કરી અમને મોકલશો તો ઉપકાર થશે.

વિશેષ જણાવવાનું કે જો આપને અનુકૂલ જણાય તો આપના પ્રસિદ્ધ પત્ર/માસિક ને આ માસિકના બદલામાં મોકલવા પ્રબંધ કરશોજી. અને જો તેમ આપ કરી શકો તો જણાવશો કે જેથી આપને આ માસિક નિયમીત મોકલવા વ્યવસ્થા કરીએ.

લી૦

ભવદીય,
જેઠાભાઈ દેવજી નાગડા,
ઑ૦ વ્યવસ્થાપક.

શ્રી કચ્છી જૈન મિત્ર માસિક ઑફિસ,
~~[illegible]~~-માંડવી, મુંબઈ.
તા. ~~[illegible]~~
17 Sept 1917

સકળ શાસ્ત્ર પારંગત સર્વ ગુણ સંપન્ન પિતાના વિચાર અને વર્તનનું અનુકરણ કરવું સુપુત્રોનો ધર્મ છે. આપણે શ્રી મહાવીરના પુત્રો છીએ. અને **શ્રી મહાવીરના પુત્રોની હાવીર થવામાંજ મોટાઈ** છે. શ્રી મહાવીરના જીવનની પ્રતિભા "આત્મ વત્ સર્વ તેષુ" એ મહા મંત્રમાંજ સમાઈ છે. અને તે મહા મંત્રની પવિત્ર ભાવના આપણામાં જૈનોમાં) સદા સર્વદા વહયાજ કરે એજ આપણું ભૂષણ છે. આપણે સર્વ બધુંઓ ીએ. એકજ પિતાના પુત્રો છીએ. ભેદાભેદની ઝેરીલી હવા આપણા નિવાસોથી સદાને ાટે દુર થવી જોઇએ. સંપના મધુરા સુખકર સદ્‌ગુણો આપણી રગેરગમાં પ્રવેશવા જોઇએ. ન્યોન્ય સહાય કરવાની સુબુદ્ધિ આપણામાં સત્વર પ્રગટવી જોઇએ આપણે શ્રી વીરના ત્રો હોવાથી, એ વીર પિતાના વિચારો સમાન આપણા વિચારો થવા જોઇએ. ેમના પવિત્ર વર્તનની શુભ નકલ આપણે કરવી જોઇએ. પિતા અને પુત્ર વચ્ચે ભિન્નતા ી શકેજ નહીં. પિતાનો વારસો પુત્રોને મળવોજ જોઇએ. અને તે મુજબ પિતાના સર્વ દ્‌વિચારો, અને સદ્‌ગુણોનો વારસો આપણને પવિત્ર સૂત્રો દ્વારા મળ્યો છે.

દિલગીરી માત્ર એટલીજ છે કે આપણે તે વારસાનો પૂર્ણપણે અને સત્ય રીતે ઉપ-યોગ કરી શકતા નથી. આપણે સ્વાર્થી અને એકલપેટા બની ગયા છીએ. નહી તો સત્ય રીતે નિરીક્ષતાં, પિતાની સંપત્તિમાં પિતાની સર્વ સન્તતિનો સરખો ભાગ છે. પિતાની સંપત્તિ એ સન્તતિના ઉદ્ધાર કાજે કામ લાગે એજ પિતાની પ્રભુતા છે. અને પિતાની પ્રભુતાના પ્રભાવનો પ્રસાર કરવો એ પુત્રોનો ધર્મ છે.

પિતાશ્રી મહાવીર સમભાવી, સમદૃષ્ટિવાળા છે. આત્માની અવિચળતામાં લીન છે. તેઓશ્રીએ સૃષ્ટિનો વ્યવહાર આપણા હસ્તમા સોંપેલો છે. અને તે વ્યવહાર નિર્મળ શુદ્ધ ભાવે ચલાવવો એ આપણું કર્તવ્ય છે. સમયના પરિવર્તન સાથે વ્યવહારમાં પણ પરિવર્તન કરવું જોઇએ. **કાર્યની દિશા સમયાધિન બનવી જોઇએ** તદપિ અમારી વર્તમાન દશા પ્રત્યે નિહાળતાં તેમાંનું લેશ પણ જણાતુ નથી.

આધુનિક સમયમાં **પિતાના નામે, મંદીર પેઢીઓ દ્વારા, પિતાના અમુક પુત્રોના હસ્તે ચાલતો ધર્મનો વ્યાપાર આજ સેંકડો બલ્કે લાખો રૂપીઆ પ્રતિ વર્ષે નશે કરે છે** અને એ રીતે હાલ **કરોડોની મિલ્કતો પ્રભુના ભંડારમાં–પિતાના ખજાનામાં, દેવ દ્રવ્યની છાપ લઇને પડેલી છે.**

ભારત વર્ષના અર્થશાસ્ત્રીઓની ગણત્રીમાં, હાલ દારિદ્રતાના આંકડા વિશેષ પ્રમાણમાં ષ્ટિગોચર થાય છે. બિચારા સેંકડો રંક જીવાત્માઓ અન્ન વિના દુઃખી થતા આપણી નજરે ડે છે. હજારો વીર પુત્રો ગરીબીના અસહ્ય દુઃખથી પિડીત થતા દુઃખી દરિદ્રી દશામાં ખાય છે. બિચારા ઘરબાર વગરનાં અનેક મનુષ્યદેવો સંજોગોની પ્રતિકુળતાથી અનેક શિયાળા ઉનાળાની હીમ અને ઉષ્ણતા પોતાનાં દુઃખી દેહપર ઝીલે છે. ન છુટકે સહન કરે છે. **આજ આપણા સેંકડો બન્ધુઓ માત્ર પંદર કે વીશ રૂપરડીનીજ નોકરી અરે ગુલામીમાં પોતાની આખી જીંદગી વ્યતીત** કરે છે. સવારના ૭ થી તે રાત્રીના ાર વાગ્યા પર્યંત ઘાંચીના બળદની માફક વૈતરું કરતા ઘસડાયા કરે છે. (બાકુતી **વિશે**

એનાં હલકાં પાણીં ખાવાં, ધર્મની ધર્મશાળાઓ અરે કોઈ ઓળખીતાની પેઢીએ કે મ્યુનીસિપાલીટોના જાહેર રસ્તાપર સુવું, અને મંદીરમાં ન્હાવું એ દશા આજ સેંકડો મનુષ્યો અનુભવે છે. બિચારા રંક લાચારો, લગ્ન કે કુટુંબનું સુખ તો સ્વપ્ને પણ જોઈ શકતા નથી. ખરેખર એમના કરતાં તો કુતરાં, બિલાડાં પણ સારૂં જીવન ગાળતાં હશે. ભારત વર્ષની પાંત્રીશ કરોડની વસ્તીમાં આજ ત્રણ કરોડથી વધારે ભાગ કેવળ અન્નવિનાજ દુઃખી થાય છે. તે ઉપરાંત ઉપર વર્ણવેલા તો જુદા. ધર્મ શ્રદ્ધાળુ ભારત વાસિયો કેવળ કીર્તિની ઇચ્છાએ લાખો રૂપીઆનો ધુમાડો નજીવા કામો પાછળ કરી નાખે છે. પરંતુ આ માનવ દેવો—આત્મ બંધુઓના ઉદ્ધાર માટે વિચાર માત્ર પણ કરતા નથી. આજ દેવ મંદીરોમાં, એ પિતાના ભંડારમાં કરોડો રૂપીઆ સડે છે. જ્યારે તેજ પિતાના સેંકડો પુત્રો આજ અન્નવસ્ત્ર વિના ટળવળે છે.—બીચારાઓને મુઠીભર અનાજની પણ મારામાર છે.

આ વ્યવહાર, આ પ્રથા, એ દયાળુ પિતાના કાર્યવાહક પુત્રોથી ચાલે છે. એ નવાઇની વાત છે. પિતાની સંપત્તિનાં સરખે હીસ્સે ભાગીદાર પુત્રોમાંથી એક પુત્રને ત્યાં લીલા લહેર જ્યારે બીજાને ઘેર અન્નની મારામાર, એક ભાઈ ગજસ્વાર ત્યાં બીજા ભાઇને રસ્તે ચાલતાં પણ અડચણ, એક ભાઈ જ્યાં લાખોની સખાવતો કરે છે ત્યાં બીજો ભાઈ તે લાંબો હાથ કરી લેછે—અરેરે! ભીખ માગે છે. સમજો કે કોઈ એક માણસનો જ્યેષ્ટ પુત્ર પોતાના પિતાના નામથી ધધો કરે અને તેમાં તે લાખો રૂપીઆ કમાય, એ અરસામાં એનો લઘુભ્રાતા અવનતિની પરિસીમાજ માપતો હોય તો શું એ વડિલ ભાઇનો એ ધર્મ નથી કે એ પોતાના લઘુબાંધવને પોતાના પિતાની સંપત્તિમાંથી સહાય કરે? અલબત્ત સહાય કરવી એ એનો ધર્મ છે. અને જો તે તેમ ન કરે તો કૃતઘ્નિ ગણાય છે. તો તે મુજબ આપણે વિચારીશું તો આપણને સ્પષ્ટ રીતે સમજાઈ આવશે કે દેવ મંદીરોમાં જમા થયેલી હજારોની મિલકતને દેવ દ્રવ્યની છાપ મારી સંઘરી રાખવી એ કેવળ વ્યવસ્થાપકોની લુચ્ચાઈ છે. **જે પિતાનું કિંમતી જીવન દુનીયાના ભલા ખાતરજ કુરબાન હતું તે પિતાના નામની જડ સંપત્તિ-રૂપીઆ, શું તે દુનીયાના ભલા ખાતર કામ ન લાગે?** નહીં નહીં એમ બનેજ કેમ? દયાળુ પિતાની પ્રેમાળ આજ્ઞા સર્વને સુખી કરવાનીજ છે. એમની અંતર ઇચ્છા સર્વનું શ્રેય કરવું એજ છે. અને તે ઇચ્છાને આધિન થવું એજ આપણો ધર્મ છે. **In Thy will is our peace** એમની ઇચ્છામાંજ આપણી શાન્તિ સમાઈ છે. એમની પવિત્ર ઇચ્છાનું ઉલ્લંઘન કરનારા અજ્ઞાન છે.—મહા પાપના ભોક્તા છે.

ગરીબોનાં ગળાં રેંસનાર, માનભુખ્યા રંકોને માંકડાની માફક નચાવનારા શ્રીમંત મદારીઓ, દેવદ્રવ્ય રૂપે મનાતી દેવળોની લાખોની મિલકતો જેને જરૂર નથી તેવા પરદેશી-પરધર્મી, ખાતાઓમાં સાડાત્રણથી ચાર ટકાનું વ્યાજ ઉપજાવવાને રોકેછે. ભાડું ઉપજાવવા નિમિત્તે બંધાયલા મકાનોમાંથી બિચારા રંક લાચાર ગરીબો અને સહાયક દેશ ઉપયોગી ખાતાઓ પાસે પણ ભાડાની કાતિલ છુરી આઠથી દશ ટકાનું વ્યાજ ઉત્પન્ન કરેછે. શું, આજ જૈન સમાજની દયા છે? શું આજ ન્યાય થાય છે? શરમ બેહદ શરમ, દયાનો ઝુંડો ફરકાવનાર જૈન સમાજ મુંગા પ્રાણીઓનાં રક્ષણાર્થે લાખોનાં ફંડ ભેગા કરી શકેછે. પરંતુ માનવ જીવન ઉધ્ધારાર્થે મનુષ્ય દેવના ભલા ખાતર કંઇ પણ કરી શકતી નથી. હજારો રૂપીઆ જીવદયા નિમિત્તે પ્રતિ વર્ષે ઉધરાય છે. પરંતુ મનુષ્ય

એ જીવ જ નથી એ મુજબ એમાંથી ફુટી કવડી પણ માણસ જાતના દુઃખનિવારણાર્થે ખર્ચવામાં આવતી નથી. **દેવમંદીરોની હજારોની મીલકતો કાયદાની મારામારી પાછળ ફના થાયછે–શ્રી મહાવીરનાં પુત્રોમાં વૈર અને વીરોધ જગાડવામાં કામે લાગેછે. હજારોનું પાણી વિજળીક બતીઓના અને વરઘોડાઓ પાછળ થાયછે અને સેંકડોનો ધુમાડો, પર્વોનાં પ્રભાવ મહિમ્તાર્થે થાયછે.** પરંતુ નિરાધાર રંક પ્રાણીઓનાં ઉધ્ધારાર્થે, કેળવણી પ્રચાર કરી સમાજ સુધારણાર્થે અને સત્ય ધર્મનાં પાલનાર્થે એક પાઇ પણ એમાંથી ખર્ચવામાં નથી આવતી. તે વખતે તો એને દેવદ્રવ્યની છાપથી શીલ કરી અંધારામાંજ રાખવામાં આવેછે. અફસોસ! જૈન સમાજ સત્યથી કેટલી વિમુખ છે.

કદી જો જૈનમંદીરોની કરોડો બલ્કે અબજોની મિલ્કતોથી એક જૈન બેંક સ્થાપવામાં આવે તો જૈન સમાજની વ્યાપારીક ઉન્નતિ કેટલી સરસ અને સુંદર થાય.

કોઇપિણ દેશ વા સમાજની ઉન્નતિનાં કારણો તપાસશું તો આપણને સ્પષ્ટપણે વિદીત થશે કે વ્યાપારની ઉન્નતિ થતાંજ એઓની ઉન્નતિનું આરોહણ થયુંછે. આપણા પ્રતાપિ રાજ્યકર્તા અંગ્રેજો અને કાર્ય કુશળ જપાનનાં દ્રષ્ટાન્ત સંપૂર્ણછે. તો પછી જૈનસમાજ શા માટે સ્વઉન્નતિનાં સાધનો હાથ ધરતી નથી હજારો રૂપીઆ પ્રતિવર્ષે જૈનસમાજ વિદેશી બેંકોને ભેટ ધરાવેછે. છતાં કોઈ પણ વીર એ સત્ કાર્યકરવાને કેમ જાગતું નથી!

કોઇપણ દેશ વા સમાજની પ્રગતિનો મૂળ આધાર તેના નેતાઓ ઉપર અવલંબેલો છે. અને સમાજના નેતાઓ સમાજ ને જ્યાં દોરવા ચ્હાએ ત્યાં તે દોરી શકે છે જૈન સમાજ માં દોરવાનુ કાર્ય જૈન શ્રીમાનો કરતાં જૈન મુનિમહારાજો ઉપર વિશેષ મજબુતી એ રહી શકે છે. જો જૈન સાધુઓ ધારે તો દેવળોની કરોડોની મિલ્કતો મહીના છઠાભાગમાં કઢાડી શકે છે. જે કાર્ય પચાશ ધનવાનો કે દશબાર વકતાઓ હાલ કરી શકતા નથી તે કાર્ય આપણા મુનિમહારાજો ધારે તો ન ધારેલા સમયમાં સાધી શકે. પૂજ્ય મુનિવર્ય શ્રી ૧૦૮ શ્રીવલ્લભવિજયજી મહારાજનું **શ્રી મહાવીર વિદ્યાલય** સ્થાપન કરવાનું સ્તુત્ય કાર્ય જૈન સમાજ થી અજાણ્યું ન હશે. આ સંસ્થા તેમજ તેવી અનેક જૈન સંસ્થાઓમાંથી હજી સુધી એક પણ સંસ્થા પ્રથમ પંક્તિની અને સંગીન પાયા ઉપર હોય તેમ જણાયું નથી.

**જૈન સમાજની ઉન્નતિનો ઉદય ત્યારેજ થશે કે જ્યારે દેવમંદીરોની કરોડોની મિલ્કતો કેળવણીનો પ્રચાર કરવાને કામ લાગશે. જૈન સાધુઓ રીંગણા બટાટાના પાપની ગણત્રી કરવાથી અને પચ્ચખાણો આપવાથી મુક્ત થઈને સમાજની કોન્ફ્રેન્સો અને સભાઓમાં ભાગ લેશે. સમાજમાં વિદ્યા, વીર્ય અને ઐકય વધારવા પ્રયાસ કરશે અને ગચ્છાગચ્છના મતમતાંતરોના ભેદભાવોને તોડી જૈન બાળકોમાં–વીરના પુત્રોમાં પ્રેમ–ઐક્ય પેદા કરશે. અને એથીપણ આગળ જ્યારે જૈન મંદીરો હાઇસ્કુલો અને કોલેજો થશે, અને તેમાં જૈન સાધુઓ શિક્ષકો અને પ્રોફેસરો તરીકે કામ કરશે ત્યારેજ જૈન સમાજ ઉન્નતિનો ઉદય જોશે.**





# આપણી કોમમાં ઉચ્ચ કેળવણીની જરૂર.

(રા. શૂમ)



એ તો નિર્વિવાદ છે કે હાલના જમાનામાં કેળવણીની જરૂર સંપૂર્ણ રીતે પુરવાર થઇ ચુકી છે. સામાન્ય મનુષ્ય પણ કેળવણીની ઉપયોગિતા સમજવા શિખ્યો છે. કેળવણીથી પોતાની જાતને, પોતાના કુટુંબને, જ્ઞાતિને અને દેશને કેવા અને કેટલા લાભ થાય છે, એ બીના હવે અજાણી રહી નથી. કેળવણી રહીત દેશ, જ્ઞાતિ, કુટુંબ અને વ્યક્તિની અવશ્ય અધોગતિ થાય છે એ બીના સૌ કોઇના જાણવામાં આવી ચુકી છે. આ વીસમી સદીના અનેક વિજ્ઞાનિક સુધારાઓ, યુરોપ, જાપાન, અમેરિકાદિ દેશોની અનેક પ્રકારની પ્રગતિઓ અને અનેક પ્રકારની શ્રેષ્ટતાઓ માત્ર કેળવણીનેજ આભારી છે. જ્ઞાતિની કે પોતાની ઉન્નતિને માટે કહો, કે હાલનો જમાનો જે ત્વરાથી ગતિ કરે છે તેના સાથે ચાલવા માટે કહો, કે વ્યવહારના કોઇપણ કાર્યમાં વિજય મેળવવા માટે કહો, જે કહો તે સર્વકેળવણીનાજ પ્રતાપ છે. વૃધ્ધો અને જુના વિચારવાળાઓને પણ હવે એ તો સ્વીકારવું પડે છે કે, કેળવણી એ આજના જમાનામાં અગત્યનુ ઉપયોગી અને લાભ કારક હથિઆર છે: એ હથિઆર વિનાની પ્રજા દુનીઆદારીના મેદાનમાં પડીને પોતાનું જીવન કદીપણ ટકાવી શકતી નથી. ખરેખર! કેળવણી અથવા વિદ્યા એ નિર્ધનોનું ધન છે, વૃદ્ધાવસ્થાનો ટેકો છે, અબળાનુ બળ છે, નિરાશ્રયનો આશ્રય છે, મુસાફરનો મિત્ર છે અને દુઃખમાં દોસ્ત છે. કેળવણી—વિદ્યા એ એક અમૂલ્ય રત્ન છે આ રત્નના ગ્રાહક ભાગ્યશાળી પુરૂષોજ બને છે. એ રત્નનો જો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તે પુરૂષ પોતે સુખી થાય છે એટલુંજ નહિ પણ પોતાના કુટુંબને, પોતાની કોમને અને પોતાના દેશને સુખી કરે છે. કેળવણીનું મહાત્મ અગાધ છે, સામર્થ્ય અપારછે, ગુણનું વર્ણન અકથ્ય છે, વ્યવહાર સિદ્ધ કરવાનો તે સરળ માર્ગ છે અને છેવટે પ્રભુપદને પ્રાપ્ત કરવાનું સાધન પણ કેળવણી–વિદ્યા–જ્ઞાનજ છે. આવી અમૂલ્ય, ઉપયોગી અને લાભકારક કેળવણીનો આપણી જ્ઞાતિ–કોમમાં કેટલો પ્રસારછે તે હવે આપણે જોઇએ. આપણી કોમના પ્રમાણમાં કેટલો પ્રસાર હોવો જોઇએ તે પણ જોઇએ. અને તે પ્રસાર ન્યુન પ્રમાણમાં હોય તો, તેના અભાવથી આપણે કેટલું સહન કરવું પડે છે તે પણ જોઇએ. આ ન્યુનતા દુર કરવા આપણી કોમના કેળવણી પામેલા ગ્રહસ્થોએ તથા ધનિક પુરૂષોએ અને મહાજન મંડળે શું પ્રયાસ કર્યો છે અને હવે શું પ્રયાસ કરવો જોઇએ તેનોપણ વિચાર કરીએ.

આપણી કોમ—સમાજના જન સમૂહની એકંદર સંખ્યા કેટલી છે તે અધાપિ પર્યંત જાણવામાં નથી. આ બાબતમાં **કચ્છી જૈન એસોસીએશન**ના સભાસદો પ્રયાસ કરી રહયા છે એમ તપાસ કરતાં જણાય છે. આ પ્રયાસનો ઉત્સાહ આદ્યાન્ત પર્યંત કાયમ રહી પરિણામ આવ્યે સંખ્યા નિશ્ચય પૂર્વક જણાશે. છતાંપણ એટલું તો જાણી શકાય છે કે, આપણી કોમનો સમુહ મોટે ભાગે **કચ્છ** અને **હાલાર** તેથી ન્યુનભાગે **મુંબઈ, રંગુન, હુબલી,** ગદગ, **પાચોરા,** જલગામ, **ચાલીશગામ** વગેરે, વગેરે સ્થળોએ તેમજ **કન્યાકુમારીથી હિમાલય** સુધી અને આફ્રિકા—સીલોન વિગેરે ઘણાં ઘણાં સ્થળોએ વસી રહેલ છે. આપણી સમસ્ત કોમનું મુળ વતન **કચ્છ** અને **હાલાર** પ્રાન્ત છે. ત્યાથી ધંધા અને ગુજરાનના અર્થે આપણા વડવાઓને તેમજ આપણને દેશ છોડી આ પરદેશ તરફ વસવાટ કરવાની જરૂર પડી છે. મુળકમાં પોતાથી કે પોતાના પિતામહ વગેરેથી આવી વસેલા ઘણાં કુટુંબો પ્રાપ્ત ધધાનો આશ્રય કરી તે ધંધામાંથીજ જે કેળવણી મળે છે તે કેળવણીના પ્રતાપે તેમાંજ ઉન્નતિની આશા રાખી રહેલાં છે. પણ તે કાંઇ ખરી કેળવણી કે જે કેળવણીને ઉદ્દેશીને અહીં લખવામાં અવિ છે તે કેળવણી નથી. કેળવણીનો સામાન્ય અર્થ બ્રિટીશ સરકારે અને પ્રજાવર્ગે સ્થાપેલી ધોરણસરની સ્કુલો, હાઈસ્કુલો અને કોલેજોમાં અપાતી કેળવણી એટલોજ થતો નથી એ ખરૂં છે. પોત પોતાના પ્રાપ્ત ધંધામાં પડયા પછી આવડત અને અનુભવના યોગે કોઈ માણસે જે કાંઇ કુશળતા મેળવી હોય તેનોપણ કેળવણી શબ્દમાં સમાવેશ થાય, છે પણ આવી કેળવણી કોઇ પદ્ધતિ કે ક્રમસર હોય નહીં. એતો આકસ્મિક છે. એવી કેળવણીનો સારો લાભતો સારા પ્રારબ્ધ અને અનુકુળ સંયોગોને આભારીછે પણ આપણી ઉન્નતિને માટે પ્રારબ્ધ અને સયોગોની રાહ જોઈ બેસી રહેવાની સુચના સલાહકારક ગણાય નહીં હાલના જમાનામા બ્રિટીશ રાજ્ય અમલમાં પ્રજાને જ્ઞાનવાન કરવા કેળવણીની જે પધ્ધતિ સ્વીકારવામાં આવી છે તે પધ્ધતિનો આશ્રય લેવાની સુચના એજ યોગ્ય રસ્તો છે. અને તેજ ઉદ્દેશે આ વિષય રજુ કરીએ છીએ.

મુંબઈમાં આવી વસેલા આપણા ભાઇઓ પ્રાપ્ત ધંધાનો આશ્રય કરી મોટે ભાગે તેમાંજ સાર્થકતા માનતો હોવાથી, આપણા ભાઇઓની સખ્યા હજારોની છતાં ગ્રેજ્યુએટોની સંખ્યા આંગળીના વેઢાથી ગણાઇ રહે તેટલીપણ હજુ સુધી થઇ શકી નથી. **કચ્છ** અને **હાલાર**માં તો કેળવણીની શુન્યતા ભાસે છે. અન્ય સ્થળોએ કેળવાયલા ભાઇઓની ઘણીજ જુજ સંખ્યા છે. આ સંબંધે અમોને જે માહિતી છે તે માહિતી એજ છે કે ગ્રેજ્યુએટોની સખ્યા આપણી કુલ વસ્તીના પ્રમાણમાં દર આઠ હજારે ૧ વ્યકિતનું પ્રમાણ પણ નિશ્ચય પૂર્વક નથી. ગ્રેજ્યુએટોથી ન્યુન પ્રકારની અને મેટ્રીક સુધી પહોંચેલા બન્ધુઓની સંખ્યા કદાચ દર ચાર હજારે ૧ વ્યકિત હોય તો કહી શકાતું નથી. આવી કેળવણીના અભાવે, માત્ર પોતાનો પ્રાપ્ત ધંધાનો આશ્રય કરી તે ધંધામાં આકસ્મિક રીતે ફત્તેહ મેળવેલા બન્ધુઓની સંખ્યા ૧ ટકાથી વધારે નથી. ગ્રેજ્યુએટોથીજ આપણું શ્રેય છે અને બીજાઓથી નથી એ આ લખાણનો આશય નથી, પણ વિદ્યાની એ પાયરી એવી છે કે, એ વિદ્યા પ્રાપ્ત પુરૂષો ધારે તો કોમ અને દેશને દીપાવી શકે, લાભ આપી શકે, પોતે રાજકીય વિષયમાં અને વિધા, હુન્નર—ઉદ્યોગ આદિમાં બહોળું ક્ષેત્ર ખોલી શકે, અને બીજાઓને લાભ આપી શકે. માટે એ વિદ્યાની એ સ્થિતી સ્વીકારવામાં આવી છે અને જે અત્યારે કેટલાકને માન્ય પણ છે.

હિંદુસ્થાનના દરેક સ્થળે વસતી આપણી કોમમાં કેળવણીનો કેટલો પ્રસાર છે તેનું સામાન્ય શંકામય માપ ઉપર મુજબ બતાવવામાં આવ્યું છે હવે બીજી જ્ઞાતિઓમાં તે જ્ઞાતિના સમુહના પ્રમાણમાં કેળવણીનું માપ કેટલા પ્રમાણમાં છે તેની સરખામણી કરવી જોઇએ આ પ્રમાણે વસ્તી પત્રકના દશ વાર્ષિક પત્રકો ઉપરથી જાણી શકાય, પણ તે સાધન અમારા પાસે નથી. આપણા સાથે આ દેશમાં વસ્તા પારસી ભાઇઓ, મોઢ, દશા, વીશા, ખડાયતા આદિ ભાઇઓ તેમ કપોળ ભાઇઓ કેળવણીમાં કેટલા આગળ વધ્યા છે અને તેથી તેઓ કેવા સુખી છે તથા પોતાના ગરીબ બન્ધુઓને સુખી કરવા-કેટલી જાતના પ્રયત્નો કર્યા છે અને કરે છે તે આપણે પ્રત્યક્ષ જાણી જોઈ શકીએ છીએ. તે જ્ઞાતિમાંના ઘણા ગ્રેજ્યુએટોએ પોતાના જ્ઞાતિને અને પોતાના દેશને દીપાવેલ છે, તેમણે જ્ઞાતિની અને દેશની સેવા કરી છે અને કરે છે, ઘણાઓ તે વિદ્યાના બળે મોટા ધંધામાં અને હુન્નર ઉદ્યોગમા આગળ વધેલા છે, રાજ્યમા અને રાજ્યદ્વારી વિષયોમા તેઓ નેતા થયા છે. આ ઉપરથી સ્પષ્ટ કહી શકાય છે કે આપણા કરતાં અન્ય કોઇપણ જ્ઞાતિ-કોમમા વિદ્યા-કેળવણીનું પ્રમાણ મોટા પાયા ઉપર છે.

આપણી કોમમાં ઉપર મુજબ કેળવણીનું પ્રમાણ ઘણુંજ જુજ નહીં જેવું છે. ત્યારે વિદ્યા જ્ઞાનના વિયોગે આપણી સ્થિતિ કેવી છે તેનો સહજ ખ્યાલ કરીએ.

વ્યાપારમાં અતિ સાહસીક ગણાતા આપણા જ્ઞાતિ ભાઇઓ કોઇપણ રાજદ્વારી વિષયમા કે રાજ્યદ્વારે અગ્રણી થઈ શકયા નથી. કોઇએ પણ મહાન ઉદ્યોગ, કે જે ઉદ્યોગે દુનીઆના ઘણા ભાગના વ્યાપાર ઉપર અસર કરી હોય તેવા ઉદ્યોગમાં પોતાની બાહોશીનો ફાળો આપ્યો નથી. હુન્નરના કે સાહિત્યના મેદાનમાં **કચ્છી જૈન** તરીકે પ્રસિદ્ધી મેળવી નથી જે લક્ષ્મીવંતને દુનીઆના કે અમુક દેશનાજ લોકો જાણવા જોવા માગે તેવા લક્ષ્મીવંત પણ થયા નથી. માત્ર ઉપલક સામાન્ય સ્થિતિ-ઉદ્યોગમાં, વ્યાપારમાં અને પૈસામાં જોવામા આવેછે. આ કાંઈ ઓછુ શોચનિય નથી. આટલેથીજ બસ નથી, પણ આપણા ભાઇઓનો ઘણો મોટો ભાગ માત્ર નોકરી અને વીશી તરીકેની સ્થિતિ ભોગવી સુખે દુ:ખે તેમાંજ પોતાની જીંદગી વ્યતીત કરેછે. વિદ્યા-જ્ઞાનના અભાવે તેઓ પોતાની હાલની સ્થિતીમાં લેશ માત્ર પણ ઉન્નતિ કરી શકતા નથી. મુબઇથી બહાર દેશમાં પણ ઘણા ભાઇઓ નિર્માલ્ય ધંધામાં નિર્માલ્ય સ્થિતિ ભોગવેછે. તેમને ગુજરાનના પણ વાખા થઈ પડે છે. વિદ્યા વૃધ્ધિના જમાનાને ૭૫ વર્ષ ઉપરાંત મુદત વીતી જવા છતાં કમળપત્રને જેમ પાણી લેપાયમાન થઈ શકતું નથી તેમ આપણા ભાઈઓને કોણ જાણે શા કારણથી વિદ્યાદેવી લેપાયમાન થઇ શકયા નથી આ આપણી કમનસીબી નહિતો બીજું શું ? આપણી વિદ્યા વગરની આથી બીજી કઈ વધુ શોચનિય સ્થિતિ હોઇ શકે વારૂ ! આ વિષય ઉપર આપણી કોમના આગેવાન શ્રીમંતોએ એકત્ર થઈ અને મહાજન મંડળે ઠરાવો પસાર કરી ખાસ લક્ષ આપવું ઘટે છે. કેળવણી વગરની આવી કદંગી સ્થિતિ ઘણીજ દયા જનક છે. આપણા દેશમા કેળવણીનો પ્રસાર કરનાર જો કોઇપણ નર રત્ન થઇ ગયો હોય તો તે મર્હુમ શેઠ **ગોકળદાસ તેજપાલ** છે, કે જેઓ આપણા દેશના, પણ ભાટિયા જ્ઞાતિના ઉદાર શ્રીમંત ગ્રહસ્થ હતા. તેઓએ કચ્છના લગભગ ઘણા ખરા શહેરો અને ગામડાઓમાં પોતાના નામથી સ્કુલો અને કન્યાશાળાઓ ખોલેલ છે. છેલ્લાં કેટલાંક વરસો

થયાં મરહુમ મી. ગોવીંદજી મુળજી મેપાણી, બી. એ., એલ એલ. બી., મરહુમ શેઠ જેઠાભાઈ દામજી, શ્રીયુત શીવજી દેવશી શાહ, માસ્તર કાનજી કરમશી શાહ, શેઠ વેલજી લખમશી નપુ તથા શેઠ તેજુ કાયા, જે. પી. ના ભગીરથ પ્રયત્નથી આ વિષય ઉપર કેટલાક આગેવાન શ્રીમંતોનું લક્ષ ખેંચાયું હતું, અને તેથી આપણી કોમને અભિમાન લેવા યોગ્ય પાંચ સાત સાધારણ કેળવણીની સંસ્થાઓ સ્થાપન પણ થઇ ચુકી હતી. પણ આપણા કમનસીબે તેમાં વધારો થવાને બદલે દીવસે દીવસે ઘટાડો થતો ચાલ્યો છે. હાલમાં જો આપણે આપણા કેળવણીના સાધનો તરફ નજર કરશું તો માત્ર બે ત્રણ સંસ્થાઓ રગશીઆ ગાડાંની માફક ચીરૂરીડુ કરી રહી છે. શું આ સંસ્થાઓને ઉત્તમ પંક્તિની વિશાળ સંસ્થાઓ ન કરી શકાય કે? તેમજ જો આપણા શ્રીમંત આગેવાનો માત્ર એકત્ર–એક સંપ થાયતો અશક્યને પણ શક્ય કરવા શક્તિમાન છે. કાળા માથાના માનવી એકત્ર થઇ શું નથી કરી શકતા?

અમારે એટલું તો જણાવવાની ખાસ જરૂર છે કે, જેમ જેમ આપણામાં કેળવણીનો અધિક પ્રસાર થતો જશે તેમ તેમ આપણી દુર્બળતા, અજ્ઞાનતા અને કુસંપ, ઇર્ષ્યા, કન્યાવિક્રય આદિનો નાશ થશે. અને આપણે બીજી જ્ઞાતિઓની સાથે સાથે પ્રગતિના પગથીઆ ચડતા જશું. કેળવણીના પ્રસાર અર્થે ઉપદેશો, ભલામણો અને સૂચનાઓ ઉપરાંત જે ભાગ તરફના ભાઇઓ, બોર્ડીંગ–બાળાશ્રમ વગેરેનો લાભ લેવાને અશક્ત માલમ પડે તેમને પુસ્તકો અને ઉતારા વગેરેની સગવડ કરી આપવા માટે પ્રયત્ન કરવો જોઇએ. શહેરના ઉત્સાહી અને સમજુ ભાઇઓએ, નજીકના ગામડામાં રહેનારા જ્ઞાતિ ભાઇઓની પ્રજા કેળવણીનો લાભ લે તે માટે તેમને જોઇતી હાજતો પુરી પાડવા પોતાથી, શ્રીમંતોથી અથવા બીજી રીતે પ્રયાસ કરવો જોઇએ. જ્યાં જ્યાં જ્ઞાતિભાઇઓ વસતા હોય ત્યાં ત્યાં તેમની વિદ્યાવૃદ્ધિ અર્થે પુરતો પ્રયાસ કરવા યોગ્ય કરવામાં આવે તો ટુંક વખતમાં આપણી ઉન્નતિનો માર્ગ ખુલ્લો થવા સંભવ છે.





# ઉદારમન.

धम्मो मंगलरूप-श्री महावीर.

Equal neglect is not impartial kindness.—*Burke*.

( શા. મહેતા, બી. એ. )





ડા યંમાં એકીસાથે ત્વરિત ગતિ તેમજ સ્થિરતા આપનાર, શ્રદ્ધા જેવું અન્ય બળ ભાગ્યેજ હશે. કલ્પનાને પણ ભયભીત કરે એવા ખરા અસીમ કષ્ટો–વેદનાઓ-માંથી, મહાત્માઓને અવિચ્છિન્ન રીતે સનાતન સત્યમાં અડગ શ્રદ્ધાજ પસાર કરાવી શકે. **શ્રી મહાવીર, શ્રી બુદ્ધ, મહાત્મા ક્રાઇસ્ટ** આદિ પુરૂષોની સત્યમાં, પ્રેમની-શક્તિમા અટલ શ્રદ્ધાએ એમના સફળ જીવનમાં, કેટલો અગત્યનો ભાગ ભજવ્યો હતો, એ-વાત, એમના જીવનના ઉંડા અભ્યાસીઓને સહજ જણાઇ આવે એમ છે. પોતાને “અનલહક” (હું ખુદા છું) કહેવા માટે ફાંસીને લાકડે લટકાવવામાં આવેલા સુફી મહાત્મા-ઓને, મરતી વખત આનંદ, દયામય સ્મિત અને નિડરતા, તેઓએ મેળવેલા સત્યમાં ઉંડી શ્રદ્ધા સિવાય, અન્ય ક્યાંથી પણ મળી શકે એમ હતાં?

આ મહાત્માઓની શ્રદ્ધા ખરેખર આકર્ષક–મોહક છે. સંજોગોની કલ્પી શકાય એટલી પ્રતિકૂળતા, દુઃખોની પરાકાષ્ટા–આ સર્વમાંથી હસ્તે મુખે અને સ્થિર, શાંતહૃદયે પસાર થતો મનુષ્ય જોવો, સાંભળવો વા વાંચવો, એ સર્વેને આશ્ચર્ય પમાડે છે; પરંતુ પોતાને મળેલા સત્યમાં અનહદ ઉંડી શ્રદ્ધા હોવા છતાં પણ, તે સત્યથી જૂદું સમજતા વા વિરૂદ્ધ માન્યતા-વાળા મનુષ્યો તરફ પ્યાર, માધ્યસ્થ અને ક્રોધનો સંપૂર્ણ અભાવ હોવો, એ તો ખરેખર મુગ્ધ–આશ્ચર્ય મુગ્ધ બનાવે છે. આ મહાત્માઓ 'ભોળા' હતા કે ધર્મ વાદનો વિષય નથી. ધર્મ, એ સંપૂર્ણ આત્મપ્રતીતિ છે, આ દુઃખ પૂર્ણ દુનિયામાં હૃદયને એકાંત સુખનો અનુભવ કરાવનાર વસ્તુ છે. જગએ મનુષ્યનો જન્મસિદ્ધ હક છે. આ હક, લડીને સાબિત કરવાનો નથી; પરંતુ તે સદા છેજ અને તેથી માત્ર ભોગવવાનો છે. દરેક ધર્મ એક યા બીજા રૂપમાં એકજ લક્ષ તરફ લઇ જવા મથે છે. તે લક્ષ્યને, મોક્ષ કહો, નિર્વાણ કહો, પરમાત્મદશાની પ્રાપ્તિ-કહો, બ્રહ્મૈક્ય કહો, આનંદ કહો, ગમે તે કહો, પરતુ તે જુદા નામોથી ઓળખાતું એકજ સ્વરૂપ, એકજ પરમ સત્ય છે. જુદા જુદા પથો, આ લક્ષ્યની પ્રાપ્તિ માટે યોજાયલા ભિન્ન ભિન્ન માર્ગો છે. આ સર્વે પંથો તત્વતઃ સરખા હોવા નહો, પરંતુ દરેક મનુષ્યને તે સરખા લાગતા નથી. અમુક દૃષ્ટિ-

બિન્દુએ, અમુક પંથજ સૌથી વિશેષ સુંદર-તેમજ ગ્રાહ્ય લાગેછે. અને તેવા દ્રષ્ટિ બિન્દુવાળા મનુષ્યો પંથમાં ભળેછે. દિલ્હી જવાનો એકજ રાજમાર્ગ હોઈ શકે નહિં તેમજ ત્યાં એકજ રીતે જઈ શકાય નહી. કોઇ મુંબઇથી જાય તો કોઈ કલકત્તાથી જાય તેમજ કોઇ વાહનોમાં જાય તો કોઈક વળી સાહસને ચાહનાર કષ્ટપૂર્ણ પગ રસ્તે જાય. અલબત્ત આ સર્વે માર્ગો અને રીતિ ઓમાંથી; દરેકને પોતાના દ્રષ્ટિબિન્દુથી અમુક માર્ગ અને રીતિ સૌથી,વીશેષ પસંદ પડેછે. પરંતુ તેથી અમુક માર્ગે અને રીતે જવાયજ નહીં અને તેમ જનારાઓ મુર્ખો અને તેથી ધિક્કારવા લાયકછે એમ માનવાની કશીએ જરૂર નથી. ધર્મવિષયમાં પણ તેમજછે. પોતાથી જુદા પંથના ઓને જુદા કહેવાનો તેમજ ધિક્કારવાનો કોઇને પણ હક નથી.આ માન્યતાથી સર્વે વિશ્વ પુરૂષો પોતાના ધર્મમાં ચુસ્ત હોવા છતાં પણ, વિધર્મીઓ તરફ સમતા તથા સ્નેહ જાળવી શકયાહતા. શ્રીમહાવીર આદિ કોઈપણ મહા પુરૂષે કોઇપણ અન્ય પંથીઓ તરફ તિરસ્કાર દેખાડયો નથી. તેમજ શબ્દોથી વા પુસ્તકોમાં, તેમને ખોટા પાડવા પ્રયત્ન સેવ્યો નથી. આજ ખરી સહિષ્ણુતા ! આજખરી મનની-વિચારોની ઉદારતા ! ડગલે ડગલે, દયાનો, પ્રેમનો તેમજ ભ્રાતૃભાવનો પાઠ શિખવનાર ધર્મ, તેના સાચા અનુયાયીઓમાં, કોઇપણ તરફ તિરસ્કાર, ધિક્કાર વા તોછડાઈ પ્રેરી શકેજ નહી

પરંતુ પોતાને આગળ વધેલા માનતા આ જમાનાનું ઉદાર મન જોવા જેવું છે. દુનિયાના ક્ષણિક પ્રસંગોથી ઉંચે લઇ જઈ હૃદયને આત્માના અચલ ઉત્સાહક પ્રદેશોમાં વિહાર કરાવનાર તરીકે ધર્મની ઓલખ ભૂલાઇ ગઇ છે-ભુસાઇ ગઇ છે. દરેક મનુષ્ય પોતાને ઉન્નત કરી અંતે સંપૂર્ણતા પામે એજ દુનિયાને વધુ જરૂરનું તેમજ હિતકરછે એવી માન્યતાના દિવસો ગણાઇ ચુકયા છે. હવે આખા જગતની કાળજી કરનારા અને તેને સુધારનારાઓનો જમાનો આવી પ્હોચ્યો છે. ધર્મ, એ વાદનું તીક્ષ્ણ હથિયાર બન્યું છે. પારકાઓને જુઠા માનવા શિવાય પોતે સાચા હોવાની પ્રતીતિ થતી નથી. પોતે સ્વીકારેલો માર્ગજ સાચો છે અને રખે, અન્ય માર્ગે જઇ દુનિયા દુઃખી થાય વા પરમ સત્ય મોડું પામે વા પામેજ નહી એ ભયથી, પોતાના માર્ગ સિવાય અન્ય સર્વે પંથોનું ખંડન કરી, ગાળો દઈ, પોતાના પંથનું મંડન કરવું પડે છે. સત્ય એટલું બધું નિર્વીર્ય બન્યું છે કે આવા પરોપકારી જગતકાજીઓની-મદદ સિવાય દુનિયાને તે જ્ઞાત થાય તેમ નથી, તેથી “ સત્યનો પ્રકાશ ” કરવો પડે છે અને જેઓ બિચારા, આ સત્ય ના ઇજારદારોનો માર્ગ જાણવાથી બેનસીબ રહ્યા છે તેમને તેઓના ધર્મના અસત્યનું દિગ્દર્શન કરાવવું પડે છે. અલબત સત્યના શોધન અર્થે, કોઇપણ માર્ગના ગુણ દોષ તપાસી, તુલના કરવાની જરૂરછે પરંતુ દોષ જોવાની વૃત્તિથીજ કોઇપણ માર્ગનું પરીક્ષણ કરવું એ ઘણું જોખમ ભર્યું છે. જ્યાં વિજયનો સત્યનો તંદુરસ્ત પ્રેમ હોય ત્યાં દોષ જોવાની વૃતિને સૌથી છેલ્લું સ્થાન મળવું જોઇએ અને ધિક્કાર, ગાલીપ્રદાન આદિનાતો સર્વથા અભાવ હોવો જોઇએ. સંપૂર્ણતાનો દાવો, સંપૂર્ણ મનુષ્ય કરી શકે. જેઓ મનુષ્ય છે અને મનુષ્ય સ્વભાવનું જ્ઞાન મેળવવા ઇચ્છે છે તેમણે મનુષ્યમાં અને તેની કૃતિઓમાં અમુક અંશે ગુણનો તેમજ ખામીઓનો સ્વીકાર ઉદાર હૃદયે કરવોજ જોઇએ.

ઘણાકો એમ માને છે કે હિંદુસ્થાનની પડતીનું મુખ્ય કારણ ધર્મોની ભિન્નતા છે અને ધર્મોની એકતા સિવાય જગતની પ્રજાઓમાં પોતાનું ઇચ્છિત સ્થાન મેળવી શકશે નહિ. ધર્મોની ભિન્નતા એ દેશની પડતીનું કારણ છે એમ માનવા પહેલાં ઘણા પ્રશ્નો ઉત્પન્ન થાય

છે. જ્યાં ધર્મોમાં ભિન્નતા છે એવા દેશો પણ એક ધર્મવાળા દેશો જેટલાજ આગળ વધ્યા છે. આથી ઐતિહાસિક દૃષ્ટિએ, એકતા અને ભિન્નતામાંથી કયું વધુ પસંદ કરવા યોગ્ય છે તે કહેવું ઘણું મુશ્કેલ છે; અને ઇતિહાસને બાજુએ રાખી, તર્ક શક્તિને આધારે રહેવું એ કંઈ નહિ તો જોખમ ભર્યું છે. આથી એ બેમાંથી કયું પસંદ કરવા યોગ્ય છે તેનો નિર્ણયાત્મક ઉત્તર આપવો અતિ કઠિન છે. દરમ્યાન એક વાત ચોક્કસ છે કે આવી ભિન્નતાને અંગે જ્યાં જ્યાં પારકાઓને હલકા પાડવાની વૃત્તિ, મારું તેજ સાચું'ની ભાવના દાખલ થઈ છે ત્યાં ત્યાં ઘણી જબરજસ્ત હાનિઓ થઈ છે અને હમેશાં થાય છે. ધર્મ જેવી ઉત્સાહક, નિડર બનાવનાર અને ઉશ્કેરનાર "વસ્તુ ભાગ્યેજ મળી આવશે; અને વિચારોમાં ઉદાર ભાવ રાખવાની કાળજી ન રહે તો પંથનો મોહ લગભગ ઘેલછાનું રૂપ પકડે છે. આ ઘેલછાથી બહુ ડરવાનું છે. અને પોતાનું ઐક્ય જાળવી રાખવા ઇચ્છતી દરેક પ્રજાએ તે અટકાવાને બહુ ધ્યાન આપવાની જરુર છે. આથી ધર્મોની ભિન્નતાએ હિંદુસ્થાનનો દાટ વાળ્યો હોય કે નહિં પણ કેળવણીના અભાવે, એ ભિન્નતાથી ઉત્પન્ન થયેલી ઘેલછાએ, પારકાઓ તરફ ધિક્કારની હદ સુધીની ઉન્મત્ત સ્વપંથ મોહિનીએ હિંદને અસ્તવ્યસ્ત કરી નાખ્યું છે, એ નિર્વિવાદ છે મુસલમાનો અને હિંદુઓજ નહિં પરંતુ હિંદુઓમાં પણ આર્ય સમાજીઓ, વૈષ્ણવો અને જૈનો, ધિક્કારના હથિયારથી પરસ્પર ખુબ લડે છે. તેમ લડાવી શકાય પણ છે. આથી પરિણામ એ આવ્યું છે કે સામાન્ય હિતના સવાલોમાં પણ ઘણીક વખત સાથે રહી કાર્ય કરી શકાતુ નથી. અને દેશની સર્વે શક્તિઓનું એકીકરણ કરવામાં મોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. હિંદને પોતાની પ્રગતિના માર્ગમાંથી ઘણા ઘણા ખડકો દુર કરવાના છે અને સૌથી મોટો ખડક તે અંધશ્રદ્ધા વા પંથ ઘેલછાનો છે. અલબત કેળવણી એ ઘણું કર્યુ છે અને કરશે. કેળવણી. એ હિંદના ઉધ્ધારનો ધીમો પણ અચુક ઉપાય છે. પરંતુ હાલ આ દિશામાં અપાતી કેળવણી જોઇએ તેટલું કાર્ય કરી શકશે કે નહિં તે શંકાસ્પદ છે. બનવા જોગ છે કે બકરી કાઢતાં ઉંટ પેસી જાય.

આ અંધશ્રદ્ધાનો ખડક દુર કરવામાં આ દેશનો દરેક પુત્ર જેટલો શ્રમ સેવે તેટલો થોડો છે. કારણ કે એ ખડક જ્યાં સુધી માર્ગમાં આડો આવે છે ત્યાં સુધી આપણા હિંદીત્વની ઉચ્ચ ભાવનાનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવો સર્વથા અશક્ય છે. ઘણીક વખત આપણને અન્યોન્યથી વિખુટા રાખવાનું, આ અંધ શ્રદ્ધા મહા પીડાકારક હથિયાર બને છે. આ હથિયાર નકામું થતાં, આ પ્રચંડ ખડક ખસેડાતાં, આપણી બીજી મુશ્કેલીઓ ઘણી સ્હેલાઇથી દુર થઇ શકશે.

પણ "Charity begins at home" જેમ કાર્લાઇલ સત્ય રીતે કહે છે તેમ આખા દેશને વા દુનિયાને સુધારવાનુ કોઇપણ ડાહ્યો માણસ માથે લઇ શકે નહિં." ખરો સુધારો પોતાથીજ—આપણાથીજ—જૈનોથીજ શરૂ થવો જોઇએ.

જેના સૌથી વિશેષ વંદનીય પુરૂષસિંહ **મહાવીરે** "ધર્મ મંગલરૂપ છે" (નહીં કે જૈન વા અન્ય ધર્મ) એ શ્લોક ચતુર્થથી મહાન્ સત્રની શરૂઆત કરી છે; અને જેના ધર્મમાં, સર્વે જીવો તરફ મનથી, વચનથી અને શરીરથી પળાતી સંપૂર્ણ "અહિંસા" ને ધર્મની—જૈનત્વની પરાકાષ્ઠા માનવામાં આવે છે.—તેના અનુયાયીઓમાં વાડાઓ અને ભેદો

ભલે સહી શકાય. પરંતુ હસવા જેવી પંથ ઘેલછા અને સત્યના "સર્વે હક સ્વાધીન"ની વૃત્તિ (exclusivism) કેમ ખમી શકાય છે એ સમજવું બહુ મુશ્કેલ છે. શ્રીમહાવીરના ખરા પુત્રોમાં ઝેરનો; પક્ષાપક્ષીનો તથા ધિક્કારનો સર્વથા અભાવજ હોવો જોઇએ. ખરા જૈનને અને ઝેરને, મીયાં મહાદેવ જેવું ખડાખાસ્તું છે. "ધર્મ-પછી તે ગમે તે હો યા ગમે તેનો હો તોપણ મંગલ-શુભ-સુખકર વસ્તુ છે." એ એકલો અપ્રતિમ ઉદાર વિચાર પણ **મહાવીરને** દુનિયાના મહા પુરુષોની કક્ષામાં બેસાડવા પુરતો છે. કયાં આ આખા વિશ્વ તરફ સ્નેહના અમૃતથી ભરેલું ઉદાર હૃદય અને કયાં વાડાઓમાંજ ગોંધાઈ રહેલા ગંદા પાણીથી ભરપુર આજના જૈનોનું હૃદય? શાસન-(જૈન શાસનજ નહિ હો) મનનો યોગ્ય નિગ્રહ-જ્યણાના સર્વ જીવોને રસિક કરવાની **શ્રી મહાવીર**ની જગત પ્રત્યેની ઘોષણાનો જવાબ આપે-પડઘો પાડે તે આ વીસમી સદીના જૈનો કે?

શ્રી મહાવીરની આજ્ઞાનો આપણે કેવી સુંદર રીતે અમલ કર્યો છે તે દેખાડનાર થોડાં દૃષ્ટાંતો જાણવા જેવાં છે. થોડા એક દિવસની વાતપર લેખકને એક મૂર્તિપૂજક મંદિરની બહારના પાટિયાપર નીચેનો લેખ વાંચવાનું ભાગ્ય (!) પ્રાપ્ત થયું હતુઃ—

"સ્થાનકવાસી વાણીઆઓએ રજા સિવાય દાખલ થવું નહિ."

આના જેવી પંથ ઘેલછા, ભાગ્યેજ બીજે કયાંઈ જોવામાં આવશે. વૈષ્ણવ, મુસલમાન, અંગ્રેજ, યાહુદી આદિ કોઇને પણ રજા સિવાય દાખલ થવામાં હરકત નથી; કારણ કે તેમને દાખલ થવાની મના કરનારો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. પરંતુ સ્થાનકવાસીઓએ આવતાં પ્હેલાં રજા માગવીજ જોઇએ. માત્ર સ્થાનકવાસીઓ પ્રત્યે આવો ભાઈચારો! શા વાસ્તે? તે તો તેના લખનારા તથા લખાવનારાઓ જાણે પણ તર્ક ઉપર જો ભરોંસો મુકીયે તો આ લેખનો એવો ભાવાર્થ થાય છે કે સ્થાનકવાસીઓ એટલા બધા પતિત છે કે તેમની સાથે મળવું નહિ એટલુંજ નહિ પરંતુ આપણા પવિત્ર સ્થાનોમાં પણ તેમને પગ મુકવા દેવો નહિ. કારણ કે આપણું પવિત્ર સ્થાન જે આપણને પવિત્ર બનાવે છે તે એવા પતિતોની હાજરીથી કદાચ અપવિત્ર થાય." ખરું કારણ ગમે તે હો પરંતુ શ્રી મહાવીરને પગલે ચાલવાનો દાવો કરનારાઓ વાસ્તે, આ ઉલ્લેખ ગૌરવ વધારનાર તો નહિંજ થઈ પડે. વધુ અજાયબ થવા જેવું તો એ છે કે એ દેવળમાં સાધુ મહારાજોની વારંવાર આવજા થતી હોવા છતાં પણ, આ લેખ ઘણા લાંબા સમયથી અત્યાર સુધી તેવીને તેવી સ્થિતિમાં કાયમ રહ્યો છે. અહિં કહેવાની જરૂર છે કે આ લખાણ, સ્થાનકવાસીઓની વકીલાત તરીકે કરવામાં આવ્યું નથી; કારણ કે સ્થાનકવાસીઓ પણ જ્યારે મંડે છે ત્યારે જરાય ઓછા ઉતરતા નથી. તેમજ બંને પક્ષના બધા મનુષ્યો આવી ઘેલછાવાળા છે એમ કહેવાનો પણ અહિ આશય નથી. પરંતુ એવા મનુષ્યોનો, કમનસીબે કેળવણીનો અભાવ હોવાથી, હજુ પણ મોટો ભાગ હસ્તિ ધરાવે છે.

મુંબાઈ શહેરમાં આવી અંધ શ્રદ્ધા છે તોપણ પ્રમાણમાં બહુ થોડી છે. પરંતુ કચ્છમાં તો ઠેર ઠેર નજરે પડે છે. એક પક્ષના જૈનો, બીજા પક્ષના સાધુઓને વ્હોરાવે નહિ, પોતાની જગ્યાઓમાં ઉતારો આપે નહિ તેમજ કોઇપણ પ્રકારનું સન્માન કરે નહિ,

એવા દાખલા ત્યાં વારંવાર બન્યા કરે છે. ઘણીક વખત દિક્ષા લેનારાઓ, પોતાના પક્ષના સાધુઓ સિવાય અન્યને ન નમવાના દાખલા પણ બન્યા છે. એકે બીજા પર તિરસ્કાર પુર્ણ શબ્દોના હુમલા પણ કચ્છને તદ્દન અજાણ્યા નથી. પરિણામ એ આવ્યું છે કે જૈનો અને વૈષ્ણવો જેટલી લાગણીથી એક બીજા સાથે વસી શકે છે તેથી અરધી લાગણીથી પણ જૈન અને જૈન સાથે રહી શકતા નથી. અમુક પુસ્તકો અને ધાર્મિક સ્થાનોના કબજા માટે, લાખો રૂપિયાનું પાણી કરી કોર્ટોમાં લડાય છે તેમજ અમુક નજીવી ક્રિયાઓની બાબતમાં મતભેદ પડતાં બાપ દીકરા જેવું વેર થઇ પડે છે.

આ બધા ઝેર વેરનું કારણ "મારૂં તેજ સારૂં" ની ભાવના છે. એ ભાવનાના પ્રેરનાર ગમે તે હો તોપણ તેઓ, પોતાની સંકુચિત વૃત્તિથી, જૈન ધર્મ તેમજ જૈનોને હાનિ કરનારાજ ગણાવા જોઇએ. સત્ય જ્ઞાનની—કેળવણીની અતિશય જરૂર છે. પરંતુ આજ અપાતી પ્રાથમિક તેમજ ઉચ્ચતર કેળવણીનું એક પરિણામ લક્ષમાં લેવા જેવું છે. એ વાત ખરી છે કે આપણા કેળવાયલા યુવાનો અંધ શ્રદ્ધાવાળા-ઘેલછાવાળા-ભાગ્યેજ થાય છે પરતુ તેઓ શ્રદ્ધાવાળા પણ થાય છે કે નહિ એ શંકાસ્પદ છે. મોટે ભાગે 'સહુ ધરના પરોણા' જેવું થયુ છે જેમ પારકા ધર્મો તરફ તિરસ્કાર ઉત્પન્ન થતો નથી તેમ પોતાના ધર્મ તરફ ભાવ પણ થતો નથી. ધર્મ વગરની કેળવણીની બહુજ થોડી કિંમત છે. અને અંધ શ્રદ્ધા નિકળતાં ધર્મહીનતા વા સર્વે ધર્મોપ્રતિ સરખો અભાવ પેસે એ ખરેખર દિલગીર થવા જેવુ છે આ ખરી સહિષ્ણુતા નથી, આ ઉદાર મનની નિશાની નથી ઘણીક વખત, આ પરિણામથી અંધ શ્રદ્ધા કરતાં પણ વધુ ડરવાનું છે. કેળવાયલા-ઓના મોટા ભાગમાં આ પરિણામ આવ્યું છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. કોમના હિતચિંતકોએ, આપણા યુવકોની કેળવણી બાબતમાં ખાસ સાવચેત રહેવાની જરૂર છે અને આવી અંધ શ્રદ્ધા કાઢવાની જરૂર હોવા છતાં, સત્ય શ્રદ્ધાને બદલે અશ્રદ્ધા વા સમાન અભાવ દાખલ ન થાય તેથી ખાસ સંભાળવાનું છે. અંધ શ્રદ્ધા (fanaticism) નો નાશ કરવા માટે અશ્રદ્ધા (atheism) ની મદદ લેવી પડે એ અતિ શોચનીય છે.

આ દિશામાં, ઉપરોક્ત બન્ને પરિણામો પેસવા ન દેતાં. ઇષ્ટ પરિણામ સત્ય શ્રદ્ધા તથા ઉદાર ભાવ લાવી શકે એવી જૈન સમાજમાં કોઈ પણ શકિત હોય તો તે સાધુ-વર્ગ છે. સાધુવર્ગ જો મન પર લે (અને તેમ કરવાની તેમની પ્રથમ ફરજ છે) તો જૈન સમાજને બહુ આગળ વધારી શકે અને બીજી કોમોને દાખલો બેસાડી શકે. આનાં ઘણાં કારણો છે. પ્રથમ, સાધુવર્ગનું બંધારણ એટલું તો સુંદર અને દરેક સમયને અનુકુળ કરી શકાય (elastic) એવું રચવામાં આવ્યું છે કે જો તે બંધારણનો યથાતથ્ય અમલ થાય તો જૈનોનો ઉદય ઘણી સ્હેલાઈથી તેમજ ત્વરિત થાય. આ ઉપરાંત, સરખામણી કરતાં, જૈન સાધુવર્ગ, પોતાનું આદ્ય ગૌરવ કંઇક અંશે પણ જાળવી શકયો છે. અને તેથી તે સંપૂર્ણ અંશે પુનઃ પ્રાપ્ત કરવામાં બહુજ થોડી મહેનત તથા મુશ્કેલીઓ નડે એમ છે. છેલ્લું પણ સૌથી સબળ કારણ એ છે કે, સાધુવર્ગ, પોતાના આદ્ય લક્ષ્યનું સંપૂર્ણ રીતે પાલન કરતા હોવા નહો, તો પણ જૈન સમાજના મોટા ભાગનો તેઓ નિઃસીમ વિશ્વાસ ધરાવે છે. જે મુંબઇ કરોડપતિઓ, ગમે તેવી, આજીજીઓ તથા ગમે તેવી સંયોગ ક્લી-

સો કરવા છતાં,'કોઇપણ ઠેકાણે એક પાઈ પણ ખર્ચવા લલચાતા નથી તેઓ' સાધુમહારાજના સ્હેજ હુકમથી હજારોનું દાન કરવા તત્પર થઇ જાય છે. આ વિશ્વાસ, સાધુમહારાજોની હજારો વર્ષની, નિઃસ્વાર્થ પ્રેમપુર્ણ અને સ્વાત્મ ભોગ વાળી સેવાઓનું મીઠું, સ્વાદુફળ છે. આ વિશ્વાસની જરૂર, દુનિયાના સુધારકોને અત્યારે પણ કેટલી જણાય છે તે સુધારાનો ઇતિહાસ વાંચતા સહજ જણાઇ આવે એમ છે. આ વિશ્વાસને તેની પરીપકવ દશામાં જાળવી રાખવો એ સાધુ વર્ગને પોતાને વાસ્તેજ નહિ પરંતુ આખા જૈનસંઘ વાસ્તે પણ, અત્યારે તેમજ ભવિષ્યમાં, અતિ હિતકર છે.

આ વિશ્વાસ, એક મહાન સત્તા છે અને તેનો સત્તા રૂપે ઉપયોગ, જોઇએ તે કરતાં પણ ચોકકસ રીતે સમજવામાં આવે છે, અને અતિશય હઠીલાઇથી કાર્યમાં મુકાય છે. કોમના હિતચિંતક, વિચારકો, લેખકો અને વકતાઓમાંના ઘણા, આ સત્તાના વ્યાજબી યા ગેર વ્યાજબી રીતે ભોગ થઈ પડયા છે. ઘણીક વખત તો, સાધુઓના વર્તન વિશે કોઇપણ ન બોલવાનું તથા લખવાનું પ્રતિષ્ઠિત જાહેર છાપાઓપર દબાણ કરવામાં આવ્યું છે. ખરેખર આ પ્રચંડ નિરંકુશ' સત્તાનો ઉપયોગ અતિશય જકકીપણે કરવામાં આવે છે. પરંતુ ઘણે ઠેકાણે, કમનસીબે, આવી સત્તા સાથે રહેલી જોખમદારીઓનો જરાય ખ્યાલ કરવામાં આવતો હોય એમ લાગતું નથી. કાળ સમયને પુરેપુરો ઓળખવો તથા તેની વલણો તપાસી, ધર્મ રક્ષણની યોગ્ય અને ન્યાયી રીતિ શોધવી તથા તે અનુસાર સમાજ ચલાવવો એ સાધુવર્ગની પ્રથમ ફરજ છે. ધર્મરાજ્યમાં સાધુવર્ગ પ્રધાન મંડળ છે અને શ્રાવક શ્રાવિકાઓ પ્રજાજન છે. પ્રજાજનનું હિત ચિંતવી રાજ્ય ચલાવાય એ ધર્મરાજયનું કુદરતી વલણ છે. અને પ્રધાન મંડળનું મુખ્ય કાર્ય પ્રજાનું હિતચિંતન છે. પરંતુ ધર્મ રાજ્ય અધોગતિ પામે તો તેનું જોખમ પ્રધાન મંડળ ઉપર રહે છે. તેથી આવી અધોગતી ન થાય અને કાળ સાથે વહન કરી શકાય એ બાબતની સાધુ વર્ગે ખાસ કાળજી રાખવાની છે. આ જવાબદારી કેટલે અંશે સમજવામાં આવી છે, તે કહેવા કરતાં, હાલ જૈનોની આંતરિક સ્થિતિ જોનારને સ્વયંપ્રત્યક્ષ થશે.

જૈન સમાજ સમક્ષ, એક તરફ અંધશ્રદ્ધા અને બીજી તરફ આ અંધ શ્રદ્ધાની પ્રતિક્રિયા–અભાવ ડોકીયાં કરી રહ્યા છે. જ્યાં અંધ શ્રદ્ધાનો વિસ્તાર ઘટતો જાય છે ત્યાં અભાવનો પ્રસાર વધ્યે જાય છે. ઘણા કેળવાયલાઓએ જૈન ધર્મ ત્યાગ કીધાના દાખલા આપણાથી તદન અજાણ્યા નથી: આ બંને પરિણામો અનિષ્ટ છે અને જો આમજ ચાલ્યા કરે તો જૈન ધર્મનું ભવિષ્ય, આશાપૂર્ણ જણાતું નથી. આ બંને પરિણામો ટાળી, તેની જગ્યાએ સત્ય શ્રદ્ધા અને ઉદાર ભાવ, ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે અને તે સાધુ વર્ગ સિવાય અત્યારે કોઇથી પણ બની શકવું અસંભાવ્ય છે. વાડાઓની હસ્તિ રહો વા નરહો પરંતુ નજીવી ક્રિયાઓની બાબતમાં શ્રાવકોમાં ઉન્મત્ત અંધ શ્રદ્ધા ઉત્પન્ન થાય એ બિલકુલ ઇચ્છવા યોગ્ય નથી. આ ઘેલછા, સાધુવર્ગ ધારે તો, બહુ થોડા સમયમાં દુર કરી શકે એમ છે. ન્યાયના ઉચ્ચ આશયને ખાતર નહિ તો વ્યવહાર ડહાપણ માટે પણ, સાધુવર્ગે હવે જાગ્રત થવુંજ જોઇએ. આ ઘેલછાથી બ્હીવાનું નથી તેટલું તેની પ્રતિક્રિયાથી ડરવાનું છે. લેખકને એવા ઘણા માણસોનો પરિચય થયો છે કે જેઓ અમુક સાધુઓ સિવાય અન્ય કોઇપણ સાધુનું વ્યાખ્યાન

સાંભળવા જતા નથી તેમજ સ્હેજ પણ સન્માન અનુભવતા નથી સાધુવર્ગના ગૌરવ તેમજ શ્રાવકોના હિતને માટે, આ પરિણામ, કોઇપણ પ્રકારે આનંદદાયક નથી

જ્યારે બધી કોમો પોતાની ઉન્નતિ અને રક્ષણ અર્થે જીવતોડ પ્રયત્ન કરી રહી છે ત્યારે જૈન સમાજ, શાંત બેસી રહી, ઉઘાડી આંખે, પોતાની ધીમી અવનતિ જોઇ શકેજ નહિ "જેઓ કાળની ચુમોથી ઉઠતા નથી તેઓને કાળની લાતોથી ઉઠવુ પડશે" ખરો ધર્મ, પોતાનો ધર્મ પાળવામા છે પારકાઓને નિંદાથી પોતાને કોઇપણ જાતનો લાભ ન થતા, ઉલ્ટી હાનિ થાય છે આખી દુનિયાને, સત્યને નામે નિંદા કરી વા તિરસ્કારથી હસી સુધારવાનુ છોડી દો જેની નકલ કરવાની આપણી ઇચ્છા નથી તેને અહોનિશ ગાળો આપવાથી, આપણને હાનિ થવા ઉપરાંત, આપણા જોખમે તેને પ્રસિદ્ધિ મળે છે નિંદા કરતા પણ નિંદાની પ્રતિક્રિયા વધુ ભયકર થાય છે દુનિયાને પોતાની મદદની ગરજવાન સમજી સુધારવાની આકાંક્ષા-લોભને ત્યજી દો. સૌને પોતાનુ ભવિષ્ય, સ્વતત્ર રીતે ઘડવા દો મનુષ્ય પોતેજ પોતાનો ડુબાડનાર વા ઉધ્ધારક છે જે એકાંત સુખ-પરમપદ વાસ્તે દરેક મનુષ્ય મથન કરે છે, તે તેના પોતાના સિવાય, અન્ય કોઇથી પણ લાવી શકાય એમ નથી, જગતકાજીઓના "બસ આજ અને અન્ય નહિ" એવા હુકમોનો હવે આદર થાય તેમ નથી દરેક જૈન, પછી તે ગમે તે પક્ષનો હો તો પણ મહાવીરનો પુત્ર છે અને દરેક જૈનને બની શકે તેટલી મદદ આપવાનો અને તેની પાસેથી મદદ લેવાનો હક છે સાધુ મહાત્માઓ! જૈનોને એક થતા શિખવો સામાન્ય હિતની બાબતમા હાથ મિલાવી સહચાર કરવા પ્રબોધો એક બીજા તરફ, જરૂર પડતા મદદનો ઉદાર હાથ લબાવવાનો આગ્રહ કરો નિરાગ્રહ, નિડર અને સત્ય પ્રેમી બનાવવા કેળવણીની યોગ્ય દિશાઓ સુચવો અને તેની કેળવણી અપાય એવી સસ્થાઓ ઉભી કરવા, તમારા વિશ્વાસુ કરોડપતિઓને સમજાવો વાડાઓની ઘેલછામાથી મુકત કરો અને વાડા જમાવવાના "શોખ" નો સર્વથા ત્યાગ કરો આ બધી સેવાનુ ફળ જૈનોની ઉન્નતિમા આવશે અને જ્યારે તેમ થશે, ત્યારે બદલા રૂપે (જો તમને બદલાની જરૂર હોય તો) જૈનો, વિશ્વાસ, ધર્મમા દૃઢ શ્રધ્ધા અને ઉદાર મન તેમજ પ્રેમ અને સન્માનની લાગણી, ઘણી ખુશીથી આભાર માની, અર્પણ કરશે વીરના વિશ્વાસુ સરદારો! આપને પરસ્પર છીંકતા દડે તેવુ, સકુચિત વૃત્તિવાળુ, ક્રોધશીલ અને ધર્માંધ લશ્કર પોષી શકે?



# પહેલી જરૂર.

(લેખકઃ પંડીત લાલન—માથેરાન.)

नोत्पद्यते विना ज्ञानं विचारेणान्य साधनैः
यथा पदार्थ भानंहि, प्रकाशेन क्वचित् ॥





જેમ પ્રકાશ વિના પદાર્થ કદાપિ દેખાતો નથી તેમ વિચાર વિના કોઇપણ સાધનોથી જ્ઞાન થતું નથી.

નેત્ર ત્રણ છે; ચર્મનેત્ર, મનોનેત્ર[1] અને હૃદયનેત્ર[2] ચર્મનેત્રવડે દેખાય છે, મનોનેત્ર વડે વિચારાય છે, અને હૃદયનેત્ર વડે સર્વ પ્રકારના વિવેક થઈ શકે છે. જે ચર્મનેત્રવડે દેખેજ છે તે પશુ છે. પરંતુ જે ચર્મનેત્રે દેખી મનોનેત્રવડે વિચારે છે તેઓજ મનુષ્ય છે. અને જેઓ એ બે નેત્રોવડે અનુક્રમે દેખી, વિચારી હૃદયનેત્રવડે વિવેક પણ કરી શકે છે તેઓજ મનુષ્યમાં મહાત્મા કે બુદ્ધ છે.



આમ જગતમા પશુ, મનુષ્ય, બુદ્ધ અને આર્હત્ એ ચાર પ્રકારના મનુષ્યો હોવા છતા પ્રથમ પ્રકારના તો બાળ કે પશુજ ગણાય છે. કારણ કે મનુષ્ય આકાર પામવાથી મનુષ્ય થવાતુ નથી, પરન્તુ ચર્મનેત્રવડે દેખી જેમ જેમ તે વિચાર કરવાનુ શીખતો જાય છે, તેમ તેમ તે મનુષ્ય થતો જાય છે. કારણ કે મનુષ્ય શબ્દનો અર્થજ, જે જીવ મનવડે વિચાર કરી શકે છે તે, એવો થાય છે, અર્થાત્ જે આ દૃશ્ય મને દેખાય છે તે શું છે? હું એ દૃશ્યમાં કોણ અને કેવો છું? મ્હારામા અભ્યન્તરે રહી આંખવડે દેખે છે, મને વિચારે,છે, હૃદયે વિવેક કરે છે તે કોણ છે? તેમા કેવાં કેવા સામર્થ્ય છે? મ્હારામા અને આ દૃશ્યમાં શો ભેદ છે? તેનો પરસ્પર શો સંબંધ? આંખ, બીજી ઇંદ્રિયો મન અને હૃદયની સાથે મ્હારે શો સબધ છે? તેનો હું ગુલામ છું કે માલિક છુંઃ—અને માલિક છુ, તો કઈ અપેક્ષાએ છું? જે કર્મ કરું

---

1 વિચાર નેત્ર. 2. આ ત્રણ નેત્ર ઉપરાંત એક ચતુર્થ નેત્ર છે જે પણ મનુષ્યોમા શિરોમણી એવા મનુષ્યરૂપે અર્હન્તોને હોય છે અને તેને ત્રીજું આત્મ નેત્ર છે.

છું તે મને બંધીવાન કઈ અપેક્ષાએ કરી શકે અને કઈ અપેક્ષાએ કર્મ બંધીવાન થઈ મ્હારી સેવા કરે? ઈત્યાદિ વિચારો જેમ જેમ તે કરતો જાય, તેમ તેમ તે મનુષ્ય, બુદ્ધ, આર્હત અને સિદ્ધપણું પણ પામતો જાય છે. માટે આટલી વાત વાચકવૃંદે સ્મરણમાં રાખવાની છે કે જેઓ વિચાર થોડો યા ઘણો કરી શકે છે તેજ મનુષ્ય છે, બાકી વિચાર વિના જે હોય છે તેઓ પશુ, પાશવ મનુષ્ય, બાળજીવ વગેરે સંજ્ઞાને યોગ્ય છે. ઉપરના શ્લોકમાં પણ એજ વાત કહે છે કે જેમ પ્રકાશ વિના પદાર્થ દેખાય નહિ, તેમ વિચાર વિના જ્ઞાન ન થાય અને જ્ઞાન નહોય તેને માટે શાસ્ત્રકારો પણ કહે છે કે **ज्ञानेन हीनाः पशुभिः समानाः** જ્ઞાનથી હિન તે પશુઓ સરખા છે. હવે આ વાત સ્પષ્ટ કરવાને આપણે કેટલાક સરલ અને સહેલા દાખલા લઈ તપાસીએ કે જેથી આપણે મનુષ્ય જે સર્વ જીવત્વમાં શિરોમણિરૂપ છે તેનો લાભ લઈ શકીએ, એટલુંજ નહિ પણ વિચારકરનાર માણસ કેટલો મહાન્ છે, અને વિચાર નહિ કરનાર કેવો પામરજ રહે છે તે પણ આપણે સમજી વિચારવાન્ થઈ આપણે મનુષ્ય બનીએ.

હવે આપણે આંખવડે આ દૃશ્ય જગત્ તથા મનુષ્યને જોઈએ અને પછી મનવડે એ બન્ને વિચારીએ તો તેજ વખતે આપણને આપણામા અને જગતમાં શો મહદ્ અંતર છે તે સ્પષ્ટ થતો જશે.

આ મુંબઈ નગરી પાસે આવેલ માથેરાનનો પર્વત જે જમીનથી ૨,૫૦૦ ફીટ ઉંચો છે ત્યાંથી પૃથ્વીપર નજર કરીએ તો ચારે તરફ આપણી આંખ પૃથ્વીના વિશાળ વિસ્તારને દેખે છે, પર્વતની ઉંચાઇને દેખે છે, ખીણોની ઉંડાણને નિહાળે છે અને પોતાને તેની સાથે સરખાવે તો પોતાને તે ઘણો નાનો દેખે છે. આમ એક તરફ પૃથ્વી, પહાડનો વિસ્તાર અને બીજી તરફ પોતાની ઉંચાઈ આ જોતાંજ આંખ તેને કહે છે " તું આ વિસ્તાર કે ઉંચાઈ પાસે શા હિસાબમાં છે?" ધારોકે અહીંથી ઉંચો એવો નિલગિરિ પર્વત જે માહિસોરની પાસે છે અને જે ૮,૦૦૦ ફીટ જમીનથી ઉંચો છે ત્યાંથી પૃથ્વીપર ચારે બાજુ નજર કરે તો પૃથ્વીનો વિસ્તાર તેથી ઘણોજ મોટો આંખે નજર પડે અને પોતે જે માથેરાનપર દેખાતો હતો તેના કરતાં તે કંઇ બીસાતમાં પણ દેખાતો નથી. હવે હિમાલયના કૈલાસ પર્વત કે જેની ઉંચાઇ ૨૦,૦૦૦ ફીટની હશે તેની સાથે પોતાનું શરીર જે ૭ ફીટનું લાગે છે તેને સરખાવે તો પૃથ્વીની પાસે બીલકુલ નાની સરખી કીડી કરતાં પણ ક્ષીણો દેખે.

આમ એક તરફ પૃથ્વીનો મહદ વિસ્તાર આંખ દેખાડે છે અને માણુસને તેની પાસે ઘણોજ નાનકડો ટીંગુજી દેખાડે છે

હવે આપણે મન નેત્રવડે માણુસનો અને પૃથ્વી, પર્વતનો વિચાર કરીએ અને એ આંખે દેખાડેલી વાત કેટલે અંશે ખરી છે તે તપાસીએ. પ્રથમ પર્વતની ઉંચાઈ અને માણુસની ઉંચાઈ એ બેનો મનોનેત્ર કે વિચાર નેત્રવડે તોલ કરીએ. આ માથેરાનના પર્વત ૨,૫૦૦ ફીટ અને માણુસ ૬ ફીટ તથાપિ માણુસ એ ૨,૫૦૦ ફીટવાળા પર્વતપર ચાલતો ચઢી જાય છે, અને હજીપણ ઉંચે જવું હોય તો જાય, પણ પર્વતથી ૨,૫૦૦ ફીટ કરતાં ઉંચે હાલ થવાતું નથી. ત્યારે માણુસના પગે જે ૨,૫૦૦ ફીટ ચઢી પર્વતને માપી લીધો તે અખુટ પગ કેટલો ઉંચો હોવો જોઇએ તેનો વિચાર કરતાં માણુસનો પગ દેખવામાં ૨ ફુટ પરંતુ તે બે ફુટ જેમાં ઘડી વાળેલા અનેક ફુટો જેઓને આંખ ન દેખી શકી તેને મનોનેત્રે દેખાડી સિદ્ધ કર્યું કે માણુસનો પગ

માથેરાનના પર્વત કરતાં ઘણોજ ઉંચો છે, તેમજ નિલગિરિ તો શું કૈલાસ પર્વતથી પણ ઘણો ઉંચો છે. આ પ્રકારે પર્વતની ઉંચાઇ, ખીણોની ઉંચાઇ અને પૃથ્વીના વિસ્તારને મનુષ્યોનો પગ ચાલીને ખુટાડે, પણ પોતે તો અખુટજ રહે એ આપણને વિચારનેત્રવડે જણાયું. એટલે સુધી વિચાર નેત્રનો ઉપયોગ કરીએ એટલે વિચાર કરીએ ત્યારેજ આપણામાં મનુષ્યત્વ આવ્યું ગણાય.

કેટલીકવેળા આપણે ઉપર લખેલા વિસ્તારોને માપી કહાડવા બેલ, ગધેડા, ઘોડા, ઉંટ, હાથી એટલુંજ નહિ પણ તેઓની ગાડીઓને આપણા પગનીચે જોડીએછીએ. અને વિચાર કરતાં માલમ પડે છે કે એપણ આપણાંજ—આપણેજ કામે લગાડેલા પરોક્ષ પગ છે.

વળી રેલગાડી, વિદ્યુતગાડી પણ આપણેજ ઉત્પન્ન કરેલા આપણા પરોક્ષ પગ છે. અને તે પગવડે આપણે પૃથ્વીના, પર્વતના, ખીણોના વિસ્તારને થકાવીએ છીએ, એટલુંજ નહિ પણ કેટલેક સ્થળે પૃથ્વી, સમુદ્ર, મહાસાગરને વચમાં રાખી આપણા પગને અટકાવવાને યત્ન કરે છે, પરંતુ આપણા વિચારવડે વહાણ સ્ટિમર શોધી, બનાવી તેનો પગ તરીકે ઉપયોગ કરી પૃથ્વીની સાથે સેહેલાઇથી હરિફાઇ કરી શકીએછીએ આટલુંજ નહિ પરંતુ પૃથ્વીની આસપાસ આવેલા વાતાવરણ—જેને આપણે—જૈનો ઘનવાદ અને તનવાદ કહીએ છીએ, તેના વિસ્તારને પણ ભેદ વાયુ નૌકા, વાયુ મોટરનો પગ તરીકે ઉપયોગ કરી મનુષ્યનુ ઉચ્ચત્વ સિદ્ધ કરતા જઇએ છીએ.

આજ પ્રમાણે તેનો હાથ આંખ કેટલો નાનો દેખે છે! છતાં એ હાથ—એ ઘડીયાળેલો હાથ અક્ષયપાત્રનીપેઠે પોતામાંથી કેટલીપર્ણકુટી—ઝુપડી—ઝુંગડાં—ઘર—હવેલી—મેહેલ વિસ્તારે છે? કેટલીવસ્તુઓ—કેટલીકળાઓ—કેટલાં—કામો—કેટલાવાહનો—કેટલાપુલો—કેટલાઅલંકારો— કેટલાઘાટો રચી શકે છે, છતાંપણ મનુષ્યનો અખુટહાથ પૂર્ણ થતો નથી. આ પણ આપણે શાથી જાણીએ છીએ? નહિકે ચર્મનેત્રથી, પણ તે વિચારનેત્રથી જોઇ શકીએ છીએ—સમજી શકીએછીએ.

વાણી— આંખવડે જીભને જોઇએ તો તે કેટલી નાની છે! અને મનુષ્ય જગતમાં શબ્દોને જોઇએ તો તે કેટલા બધા છે? તેછતાં મનોનેત્ર આપણને દેખાડે છેકે જીભ એ સર્વ શબ્દસંગ્રહનો ઉચ્ચાર કરી તેને ખુટાડે છે, પણ પોતેતો વાણીદેવીના—સરસ્વતીદેવીના વાહનતરીકે અખુટજ રહે છે.

પગ, હાથ ને વાણી એ મનુષ્યની કર્મેંદ્રિયો છે; અને એ કર્મેંદ્રિયોમાં રહેલો સામર્થ્ય આપણા વિચારનેત્રો જોઈ શકે છે અને તેનો ઉપયોગ કરતાં બાહ્યજગતને આપણે મનુષ્ય કરતાં નાનું બનાવી શકીએછીએ.

હવે આપણે મનુષ્યની જ્ઞાનેંદ્રિયોને, ચર્મનેત્રે અને વિચારનેત્રે જોવાનો શ્રમ લેઇએ. પ્રથમ આપણે કર્ણેંદ્રિની ઉંડાઇ જોઇએ. ભગવતીસુત્ર, કલ્પસુત્ર, ઇત્યાદિસુત્રો તેના પરની ટીકા ભાષ્ય અને બીજા જગતની જુદી જુદી ભાષાના અનેક ગ્રંથોનું શ્રવણકર્યું, તથાપિ નાનાશા દેખાતા કર્ણમાં તે કયાં લુપ્ત થઈ ગયા તે જણાતું નથી. જાણે શ્રવણગંગાએ કર્ણરૂપસમુદ્રમાં પ્રવેશ કર્યો ન હોય! હવે પ્રિય વાચક વિચાર કર કે તારા કાન મોટા કે હાથિના!

**આંખ**—તારી નીચે તુ જો તો કેટલી વિસ્તારવાળી પૃથ્વી છે, તારી ઉપર તું જો તો સુર્ય ચંદ્રાદિગ્રહો અને વિશાળ આકાશ છે અને તારી આખને તુ દર્પણમા જો તો તને કેવી નાનીશી લાગે છે! તથાપિ જો તુ મનોનેત્રથી આ વિશાળ વિશ્વને એકવાર નહિ પણ અનેકવાર તારી અણુઆંખથી જોઇને ખુટાડે છે હવે તુ વિચારકરકે તારી આખ મોટી છે કે તારા શરીરની આસપાસ આવેલુ આ વિશાળ વિશ્વ?

**નાક**—જગતના સુગંધીપદાર્થો કેટલા બધા છે અને નાક કેટલુ નાનુ શુ ચર્મનેત્રે દેખાય છે! તથાપિ એ સર્વ પદાર્થોનો સંગ્રહ—ગ્રહણ—પોતાની સુગંધ નદીઓને નાકના સમુદ્રમા કેવીરીતે વ્હેવરાવે છે! એતો આપણ મનોનેત્રજ દેખી શકે—વિચારી શકે

**જીભ**—અનેક સ્વાદીષ્ટ પદાર્થોની લબાઈ અને જીભની લબાઇએ ચર્મચક્ષુ કેટલી દેખી શકે છે! એ આપણે જાણીએછીએ તથાપિ એ સ ગપદાર્થો સ્વાદુ—નદિરૂપે જીહ્વાસાગરમા કેવા પ્રવેશ કરે છે! એપણ મનુષ્યના મનોનેત્રવડે જણાય છે નહિં કે ચર્મનેત્રો વડે દેખાય છે

**સ્પર્શ**—સ્પર્શેદ્રિય એ મનુષ્યશરીરની ત્વચામાંકે ચામરીમા છે અને સ્પર્શીય પદાર્થો તથા તેની આસપાસ આવેલો વાયુ ઘણો વિશાળ છે તથપિ તેસવ જુદીજુદી નદીઓની પેરે મનુષ્યની સ્પર્શેદ્રિરૂપી સાગરમા પ્રવેશે છે

આપ્રમાણે મનુષ્યની કર્મેદ્રિયો અને જ્ઞાનેદ્રિરૂપીસમુદ્રમાં આખુ જગત સમાયેલ છે, બાહ્યચૌદરાજ લોક પણ મનુષ્યને મનોનેત્રવડે જોતા તેનામા આવી રહ્યાછે અથાત ૭ ફુટનો માણસ અને લોકાકાશમા આવેલા ચૌદરાજ લો ચર્મનેત્રવડે જોઇએ તો મનુષ્યને ન્હાનો દેખાડે છે, પરતુ મનોનેત્રવડે જોઇએ તો ચૌદરાજ જેવડોજ છે

હવે આપણે હૃદયનેત્રવડે મનુષ્યના મનમા શુ છે તે નિહાળીએ સ્મૃતિ પ્રેમ શૌર્ય જ્ઞાન ઇત્યાદિ અનેક મહાસાગરો એવા છે કે બાહ્ય જગતના કારણરૂપ આતરજગત પણ મનુષ્યના મનમાંજ સમાયેલુ છે પરતુ આતર જગત વિષે અને આતર મનુષ્ય વિષે આપણે બીજે કોઇ વખતે વિચાર કરીશુ

મારે પ્રિયવાચક! કર્મેદ્રિયવડે અને જ્ઞાનેદ્રિવડે તુ જેટલો વિસ્તારવાળોછે તેટલો તારો વિસ્તાર તારે સમજવો હોય અને હજીપણ આગળ તારી પ્રગતિ કરવી હોય તો તેની ચાવીરૂપ તારૂં મનોનેત્ર છે તેથી તુ સમજ—જાણ કારણ કે પહેલી જરૂર મનુષ્યને વિચાર કરવાની છે



# ઘરજમાઈની કહાણી.

(લેખક. સુશીલ).

(ગયા અંકથી ચાલુ)



અભયકુમારની આત્મકથા.

"અભય! બધી વાત જવા દે. જ્યાં સુધી તું પોતે તારે સાસરે નહીં જાય ત્યાં સુધી કંઈ વળવાનુ નથી. તું જશે તો પણ તેઓ તારાં સ્ત્રી-પુત્રને મોકલશે કે કેમ એ એક શંકાજ છે. છતાં મારા વિચાર પ્રમાણે તો તારે પોતેજ ત્યાં સુધી જવું જોઇએ. તારી માને હજી એક દીવસ સુધી કંઈ થાય તેમ નથી. તુ તારે આજે હમણાજ અહીંથી રવાનો થઇજા. એક ઘોડાગાડી ભાડે કરી લે રાતના આઠ વાગતા સુધીમાં તું ખુશીથી અમદાવાદ પહોંચી જશે. અને જો તેઓ તારી સ્ત્રી તથા પુત્રને રજા આપે તો રાતમાં ને રાતમાં ત્યાંથી રવાનો થઇ પ્રાતઃકાળે તો તુ અહીં આવી પહોંચશે માટે હવે આળસ કરવું ઉચિત નથી. જેમ બને તેમ જલદી અહીંથી રવાનોથઇ જા." વૃદ્ધ મુરબ્બી માસ્તર સાહેબની સલાહ પ્રમાણે મેં એક ઘોડાગાડી ભાડે કરી અને અમદાવાદ જવા રવાના થયો. મારા સ્નેહી પાડોશીઓએ મારી માતુશ્રી પાસે હાજર રહી સેવા-શુશ્રુષા કરવાનો ભાર ઉપાડી લીધો. ડાકટર સાહેબે પણ રાત્રીએ મારી માતાના બીછાના પાસેજ બેસી રહેવાનું વચન આપ્યું.

ગાડીમાં બેઠા બેઠા અનેક પ્રકારના તર્કવિતર્કો થવા લાગ્યા જાણે મારા હૃદયમાં પ્રવેશી કોઇ કહી રહયું હોય કે-"અભય! તારૂં જવું નિષ્ફળ છે. તારા જેવા નિર્ધને ધનિક શેઠીઆના

જમાઇ બનવાનો લોભ રાખવો ઉચિત નહોતો." આકાશમાંથી મને જાણે કે કોઇ કહેતું હોય કે—"ઘરે પાછો જા, એજ તારે માટે સલાહ ભર્યું છે. સસરાને ત્યાં અનેક અપમાનો તથા વાગ્બાણો સહન કરવાનું તારામાં હવે બળ રહ્યું નથી." મારી સામે ઉભું રહી કોઇ જાણે ક્રુદ્ધ સ્વરે કહી રહ્યું હોય કે—"મૃત્યુના બીછાને પડેલી માતાની આવી નજીવી આશા અને ઇચ્છા પૂર્ણ કરવાનું પણ તારામાં સામર્થ્ય નથી? ધિક્કાર છે તારા જીવનને! ધિક્કાર છે તારી વિદ્યાને! ધિક્કાર છે તારી યશોવાસનાને!

લગભગ રાત્રીના આઠ વાગે હું મારા શ્વસુરગૃહે પહોંચ્યો. સંસ્કૃતમાં કહેવત છે કે શ્વશુર-ગૃહ-निवासः स्वर्गतुल्यो नराणाम्–અર્થાત્ શ્વસુરગૃહએ પુરૂષોને માટે સ્વર્ગ જેવું છે. એજ સ્વર્ગ મારે માટે નરકથી પણ અધિક દુઃખદાયક બન્યું હતું. મારા જેવો દુર્ભાગી આ સંસારમાં બીજો કોણ હશે?

મને આવી રીતે અકસ્માત્ આવેલો જોઈ ઘરમાં સૌને આશ્ચર્ય થયું. મારા સસરાએ પુછયું :—"અત્યારે કયાંથી? આગળથી ખબર આપતાં શું થતું હતું? ઘોડાગાડીનો તો બંદોબસ્ત કરી શકત?"

મેં કહ્યું:—"મારા ઘેરથી અત્યારે અસમયે મને આવવાની જરૂર પડી છે. માતાની માંદગીએ બહુ ભયંકર રૂપ ધારણ કર્યું છે અને એટલાજ માટે—"

મને આગળ બોલતો અટકાવી મારો સસરો બોલી ઉઠયો—"બરાબર, તેમની દવા કરાવવા અહીં લઇ આવ્યો હશે. વા...રૂ."

મેં કહ્યું—"ના, ના માતુશ્રીની એવી સ્થિતિ નથી કે હું તેમને અહિંઆ દૂર સઈ આવી શકું. તેમની એવી તીવ્ર ઇચ્છા છે કે મરતાં પહેલાં એકવાર પૌત્રનું મ્હોં જોઈ, સુખેથી—

સસરાએ કિંચિત્ તિરસ્કાર મિશ્રિત હાસ્ય કરતાં કહ્યું—"હં, એટલાજ માટે તેમને બધાને અહીંથી લઈ જવા માટે તમારી સવારી આવી લાગે છે."

મે મારા ઉશ્કેરાઈ ગયેલા ચિત્તનું દમન કરી વિનયપૂર્વક કહ્યું—"જી, હા."

ધનવાન શેઠ સાહેબે જણાવ્યું કે—"તને તે કાંઈ અક્કલ છે? મારી છોકરી તારે ત્યાં આવશે? હમણા હમણાંમાં ભારે અહંકાર આવી ગયો જણાય છે. તારી મરજી હોય તો તારી માને અહીં લઇ આવ! મારી છોકરી તારા ઘેર કોઈ કાળે આવી શકશે નહીં સમજ્યો?"

હવે મારો સ્વભાવ મારા અંકુશ નીચે રહી શકયો નહીં. મેં ઉશ્કેરાયેલા સ્વરે કહ્યું કેઃ—"સહનશીલતાની પણ સીમા હોય છે. મારા વિવેકનો તમે જે દુરૂપયોગ કરતા આવ્યા છો તે મેં આજ પર્યંત મુંગે મ્હોડે સહન કર્યું છે. હવે હું જોઉછું કે મારાં સ્ત્રી-પુત્રને લઇ જવામાં જોઇએ કોણ આડે આવે તેમ છે?"

"આટલી બધી મરદાનગી તમારામાં છે એ તો અમે આજેજ જાણ્યું. વધારે સારો આશ્રય મળતો ગયો તેમ વધારે અભિમાન આવી ગયું કે શું?" સસરાએ કટાક્ષ કરતાં કહ્યું

"હું કંઈ આપનો ગુલામ નથી. આપ મારા મુરબ્બી છો. આપના મુખમાંથી આવા હલકા શબ્દો નીકળતા જોઈ અને પોતાને શરમ થાય છે. મારાં સ્ત્રી-પુત્રને આપ અમારા ઘરે મોકલી આપો તે સિવાય બીજું કંઇ હું આપની પાસે ઇચ્છતો નથી."

શેઠ સાહેબે જણાવ્યું:—"તને એકવાર કહ્યું કે મારી પુત્રી તારા જેવા ભીખારીના ઘરે કદી પણ આવશે નહીં. વધારે તકરાર કરીશ તો હમણાંજ કાનની બુટ્ટી પકડી બ્હાર કહાડી મૂકીશ."

"શું ? કાનની બુટ્ટી?" ક્રોધના અત્યંત આવેશને લીધે મારા મુખમાંથી પુરૂં વાક્ય બ્હાર નીકળી શક્યું નહીં. મેં બળાત્કાર પૂર્વક ઘરમાં જવાનો પ્રયત્ન કર્યો.



સસરાએ કહ્યું—"ખબરદાર! જો એ તરફ એક પગલું પણ ભર્યું છે તો? અપમાન પૂર્વક બ્હાર નીકળવું પડશે. તને ખબર છે તું કયાં ઉભો છે?"

ક્રોધને લીધે મારૂં મગજ ભમવા લાગ્યું! વસ્તુતઃ હું કયાં અને કોની આગળ ઉભો છું તેનું મને ભાન રહ્યું નહોતુ મારી દૃષ્ટિએ ચોતરફ ઘોર અંધકાર ભાસવા લાગ્યો. ગુસ્સામાંજ માગથી બોલાઈ જવાયુ— "જોઉ, મારૂં અપમાન કરવાની કોણ હીમત કરી શકે છે?",

સસરો એકદમ મારી ઉપર ધસી આવ્યો. ક્રોધથી હું થરથર ધ્રુજતો હતો. તેણે મારૂં ગળું પકડયું અને "રાસ્કેલ? બોલવાનું યે પુરૂં ભાન નથી?" કહી મને બ્હાર ઘસડી ગયો. મારામાં બોલવાની પણ શક્તિ રહી નહોતી.

મને ઘરના દરવાજા બહાર કહાડી મુકી દરવાજો બંધ કરી દીધો. દરવાજામાં હું કયા સુધી રહ્યો તેનુ મને ભાન નથી. તે વખતે મને હૃદયમાં શું થતું હતું તે પણ કહી શકું તેમ નથી.

થોડીવારે મને ભાન આવ્યું. હું ક્યાં અને શા માટે આવ્યો હતો તેનું સ્મરણ થયું. પરંતુ આવી સ્થિતિમાં મારા જેવા દરિદ્ર, અસહાય અને નિરાશ્રિતે શું કરવું તેનો નિર્ણય થઈ-શક્યો નહીં. હું લથડીયાં ખાતો માંડ માંડ મારી ગાડી સુધી પહોંચ્યો. ગાડીવાને ગાડી હંકારી. ત્યાર પછી હું ક્યારે કેવી સ્થિતિમાં મારે ઘરે પહોંચ્યો તેનું મને જરાયે સ્મરણ રહ્યું નથી.

પુનઃ જ્યારે મારી આંખો ઉઘડી અને સહેજસાજ ભાન આવ્યું ત્યારે હું મારા ગરીબ ઘરમાં એક મલીન શય્યા ઉપર સુતો હતો એવું મને ભાન થયું. શય્યાની એક તરફ મારી સ્ત્રી રમા, બાળકને ખોળામાં લઈ અધોવદને આંસુ પાડતી બેઠી હતી. તેણીને એકાએક આ સ્થળે બેઠેલી જોઈ મારૂં હૃદય જોરથી ધબકી ઉઠ્યું. આ તે સ્વપ્ન કે સત્ય? મને મૂર્છા આવી ગઇ!

* * * * * (અપૂર્ણ.)

---

# જોઈએ છીએ.



**જોઇએ છીએ**—કચ્છી ચિત્રકારો અને ફોટોગ્રાફરો. નવીન ડીઝાઇનો બનાવવા માટે ઉભરતા કચ્છી જૈન ચિત્રકારોને ઘણોજ સારો ચાન્સ આપવામાં આવશે. કચ્છના જુના ઐતિહાસીક શહેરો તથા નવીન દેખાવો વગેરે જાત જાતના ઐતિહાસિક ફોટો મેળવી આપનારને સાધારણ સારો લાભ આપવામાં આવશે. તુરત આ માસિકના ઑ. વ્યવસ્થાપકને લખો.

**જોઇએ છીએ**—૧૧ થી ૧૫ વર્ષ ઉમર સુધીની કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિની ભણેલ, રૂપાળી, હુશિઆર કન્યા, એક ૨૬ વર્ષની ઉમરના યુવકને. માસિક આવક રૂ ૫૦ ની. પત્રવહેવાર તદન ખાનગી રાખવામાં આવશે. લખો 'D' ને આ માસિકના સરનામે.

**જોઇએ છીએ**—૧૪ વર્ષની ઉમરની, ગુજરાતી છઠા ધોરણ સુધી તથા અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરેલ એક ગરીબ પણ હુશિઆર કન્યાને, કચ્છી જૈન કોમમાંથી કોઈપણ જ્ઞાતિનો ૨૫ થી ૩૦ વર્ષની ઉમર સુધીનો. માસિક આવક રૂપીઆ ૭૫ વાળો, સ્વતંત્ર-કેળવાયેલો વર. ફોટા સાથે લખો આ પત્રની ઓફિસમાં. પત્રવહેવાર તદન ખાનગી રાખવામા આવશે. બીજાઓએ તસ્દી લેવીજ નહીં.

---

પુસ્તક ૧ લું.

વાર્ષિક લવાજમ.

અંક ૩ જો
,, ૪ થો.




"જ્યાં સુધી માતારૂપ વિરાંગનાઓ મળી નથી
ત્યાં સુધી વીરપુત્રોની પ્રજા બની શકે એમજ નથી."
મીસીસ એનીબીસન્ટ.

આદ્ય પ્રેરક.
ખીમજી હીરજી કાયાણી, જે. પી.
મહારાજ શ્રી રત્નચંદ્રજી.

ઓ. તંત્રી,
દામજી ત્રીકમજી ગાવલા.
ઓ. વ્યવસ્થાપક અને પ્રકાશક,
જેઠાભાઈ દેવજી નાગડા.

# વિષયાનુક્રમણિકા.





આ સિવાય સમુદ્રપૂજન, મીસિસ એની બીસેંટ, મી. વાડીઆ, મી. આયના ભુવનમાં ભરત મહારાજા, મહાત્મા શ્રી ખેંગારજી, કવિ નાનાલાલ ગચ્છાધિપતિ, સ્વ. દાદાભાઇ, અમારા સહાયકો, શ્રીજિનદત્તસૂરી, સ્વ. શેઠ સ્વ. મેપાણી વગેરે મહા પુરૂષોના તથા વાર્તા અને જુગારને લગતા આપવામાં આવ્યા છે.

Printed by N. V. Ghaptre at the Lakshmi Art Printing Works, 97B, Sa Byculla Bombay, and Published by Jethabhai Dowji Nagda Merji Bhima House, Katha Bazar, Mandvi, Bombay

# અમારા ગ્રાહક અને વાંચક વર્ગ પ્રત્યે વિજ્ઞપ્તિ.

---:o:---

"કચ્છી જૈન મિત્ર" ના અંકો બરાબર ન મળવા માંટે બેહદ ફરિઆદો આવે છે. જે માટે અમોને સવિનય જણાવવાની જરૂર પડે છે કે—અમારે ત્યાંથી દરેક ગ્રાહકને, અંક બહાર પડતાંની સાથે એટલે લગભગ ૫મી તારીખની અંદર પોસ્ટ કરી દેવામાં આવે છે છતા પણ અંક ગેરવલ્લે જતુ હોવાથી અને તેથી ગ્રાહક અને વાંચક વર્ગને ખમવી પડતી મુંઝવણ અને હેરાનગતી અમો સમજી શકતા હોવાથી, જ્યા સુધી અમારા પાસે શિલક હોય છે ત્યા સુધી અમો ગ્રાહકની ફરિઆદ આવતાં વગરઆનાકાનીએ અંક મોકલાવી ગ્રાહકને સંતોષ આપીએ છીએ પણ આવી રીતે ઘણાં ગ્રાહકો (પાછળથી રહી રહીને ફરીઆદ કરનારાઓ) ને મોકલવાનુ બની શકતું નથી કારણ કે અમો માત્ર ગ્રાહક પુરતીજ નકલો છપાવીએ છીએ અંક ગેરવલ્લે જવાના કારણની તપાસ કરતા પરિણામે, પોસ્ટમેન—ટપાલીની ગફલતી, એકનો અંક બીજાએ ઉપાડી જવો, ધણીની ગેરહાજરીમા અંકનું ગેરવલ્લે પડવુ, પોસ્ટમેનને ત્રીજા ચોથા દાદરા ચડતાં બચાવવા ઉપર જતાને અંક પહેરાવી દેવો અથવા તો ખાસ પોસ્ટમેન આગળથી 'અંક ઉપર આપીશ' કહી લઈ લેવાના બનાવ નોંધાયા છે. જેમા અમારી કોઈ પણ રીતની ગફલતી કહી શકાશે નહી. આથી અમો ગ્રાહક વર્ગને ભલામણ કરીએ છીએ કે, તેઓએ પોતાના પોસ્ટમેનને આવી રીતે ન કરવા ચેતવણી આપી દેવી. કે જેથી ફરીઆદ કરવાનું કારણ રહે નહીં એ સિવાય પોતાના સરનામા (Name & Address) મા કંઈ પણ ફેરફાર હોય તો તે સુધારવા અમને ચેતવણી આપવા મહેરબાની કરવી.

આ અંક આપની સેવામા ૧૦ દિવસ મોડું—late રજુ થએલ છે જે માટે અમોને જણાવવાની જરૂર પડે છે કે પર્યુષણ પર્વના પવિત્ર તહેવારો નજીક આવતા હોવાથી અમારે હમેશની માફક સસારની ખટપટો છોડી કંઇક ધર્મ ધ્યાન કરવાનો વિચાર હોવાથી અમોએ **આગષ્ટ** અને **સપ્ટેમ્બર** માસના **બંને** અંકો સાથે કાઢેલા હોવાથી અમોને ૧૦ દિવસ વધારે લાગ્યા છે. જે માટે અમો અમારા ઇન્તેજાર ગ્રાહક અને વાંચક વર્ગની ક્ષમા ચાહીએ છીએ. આવતો **૫** મો અંક અકટોબરની ૧ લી તારીખે બહાર પાડી ગ્રાહક વર્ગ સન્મુખ રજુ કરવા બનતુ કરીશુ આશા છે કે આથી ગ્રાહક અને વાચક વર્ગ સતોષ પામશે **ઑ. વ્યવસ્થાપક.**

FOR FREEDOM'S SAKE.




B P WADIA ANNIE BESANT G S ARUNDALE.

INTERNED JUNE 16. 1917



# શ્રી કચ્છી જૈન મિત્ર

## માસિકના સાધારણ નિયમો.



૧. આ માસિક, કોમ સેવા બજાવવાના તથા દેશ પરદેશમાં રહેતા આપણી કોમ (**શ્રી કચ્છી વીશા ઓશવાળ, દશા ઓશવાળ તથા ગુજર જૈન કોમ**) ના દરેક ભાગને બને તેટલી ઉચ્ચ સ્થિતિએ લાવવાના મુખ્ય ઉદ્દેશથી પ્રગટ કરવામાં આવે છે. આ માસિકમાં કોમના કોઈપણ ગૃહસ્થ, સ્ત્રી તથા વિદ્યાર્થીના યોગ્ય લેખો, ચર્ચાપત્રો અને વર્તમાન સમાચારો લેવામાં આવશે.

૨. માસિકનો દરેક અંક દરેક અંગ્રેજી માસની શરૂઆતમાં છપાઈ બહાર પડશે અને પાંચ દીવસમાં ગ્રાહકોને રવાના કરવામાં આવશે.

૩. કોમ હિતને લગતી જુદી જુદી બાબતોપર ચર્ચાપત્રો તથા જન્મ, મરણ, સગપણ, વિવાહ વગેરેના ખબરો જ્ઞાતિજનો તથા દરેક ગામના મહાજનના કાર્યવાહકો ઉત્સાહથી લખી મોકલી કોમ પ્રતી પોતાની ફરજ બજાવશે એવી આશા છે.

૪. બનતાં સુધી કોઈપણ લખાણમાં અંગત સ્વાર્થ, દ્વેષબુદ્ધિ કે ખોટા હુમલા ન થવા જોઈએ, કારણ કે આ માસિક આપણામાં ભ્રાતૃભાવનો વધારો કરી બને તેટલો સંપ તથા સુધારો કરવા ઇચ્છે છે. ફક્ત લોકોની ભૂલો બતાવીને બેસી રહેવાનું નથી, પણ ભવિષ્યમાં ભૂલો ન થવા પામે તે જોવાનું છે.

૫. કોમના કોઇ પણ ગૃહસ્થની વિદ્યા, હુનર, વ્યાપાર વગેરેમાં ફત્તેહ મળ્યા બાબતની તથા કોમના કોઇપણ ભાગમાં જાણવા જોગ બનાવો બને તેની હકીકત દરેક ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અગર કેળવાએલા અને ઉત્સાહી બન્ધુઓ મોકલી આપવા તજવીજ કરશે એવી આશા છે.

૬. દરેક ગામમાં ગ્રાહક થાય તેવા તથા લખાણો લખી શકે તેવા અથવા નમુનાની નકલ મોકલવા લાયક ગૃહસ્થોનાં નામની યાદી તે ગામના યુવકો લખી મોકલી આપશે તો અમો તેઓના આભારી થશું.

૭. બનતાં સુધી માસિકના દરેક મહીને તે માસના ધાર્મિક દિવસ તથા તેના મહત્વ વિશે ટુંક હકીકત પ્રગટ કરવામાં આવશે.




### રાગ ભુજંગી.

રચનાર: શ્રીમદ્ જિનેંદ્રસાગર સૂરીશ્વરજી સાહેબ,
શિષ્ય ખેતસિંહ.

અહો આર્યના બાળકો આહી આવો,
સુણી શીખ આ ચિત્તમાં નિત્ય ધ્યાવો,
અતી દુઃખકારી તજો બીડી યારી,
મહા પાતકી નર્ક જવાની બારી. ૧

ખરે "બીડી"ના યોગથી રોગ આવે,
મહા કારમી વેદના તેથી થાવે;
તજો આર્ય પુત્રો! તમો! તેની યારી,
મહા પાતકી નર્કે જવાની બારી. ૨

પથારી અરે મરણની પાથરાયે,
તથાપિ બીડી પાપતો ના તજાયે;
એવી બીડીને જાણજો બેડીભારી,
મહા પાતકી નર્કે જવાની બારી. ૩

અરે મોહમા મોહીને બીડીકેરા,
દુઃખીને થયા રોગી, ભોગી બિચારા;
તજો દુઃખદાયી બીડી કેરી યારી,
મહા પાતકી નર્કે જવાની બારી ૪

સુણી શીખઆ મૂલ્યવાળી અમારી,
ચિત્તે ધારજો જેહ છે સુખકારી,
તજી સંગ બીડીતણો દુઃખકારી,
પ્રભુને ભજો નેક નીતિજ ધારી ૫

(હરિગીત.)

સુવર્ણ અક્ષર જાણીને આ, શીખ હૃદયે ધારજો,
તજી સંગ દુષ્ટ બીડી કેરો, સુખસદાય પામજો.
દેખી અનેક બાળ બન્ધુઓ, બીડી તણા સંગી અહા!
અતિશય હૃદય લાગતી, તેથી રચી શીખસદ્ આ!





આયના ભુવનમાં ભરત મહારાજા.



# આયના ભુવનમાં ભરત મહારાજા.

લખનાર. મુની રવિચંદ્રજી.





એક વખત ભરત મહારાજા વસ્ત્રા ભૂષણુ પહેરવા માટે આયના ભુવનમાં પધાર્યા. ત્યાં યથા યોગ્ય જ્યાં જોઇએ ત્યા વસ્ત્રાભુષણુ પહેરી પોતાના શરીરને અરિસામા જુએ છે તો એક આંગળીમાથી મુદ્રિકા—વીંટી પડી ગએલ જણાઇ. ઘરેણાંઓથી ભરપુર બીજી આંગળીઓ આગળ તે આગળી નિસ્તેજ અને ઝાંખી, દિવસે દેખાતાં ચંદ્રમાની માફક જણાઈ. આ જોઇ તેઓ આશ્ચર્ય પામી પોતાના અંગ ઉપરના સર્વ દાગીના અને વસ્ત્રાભુષણો એક પછી એક દૂર કરવા લાગ્યા. દૂર કરવાનુ કારણુ માત્ર એજ કે વસ્ત્રાભુષણુ અને દાગીના સિવાયનુ આ ઉઘાડું શરીર શોભે છે કે કેમ? તમામ વસ્ત્રાભુષણુ અને દાગીનાઓ દૂર થતાં હિમથી બળી ગએલા વૃક્ષની જેમ આખુ શરીર નિસ્તેજ અને શોભા વગરનુ દેખાયું.

અહીંથી વિચારનો પ્રવાહ બદલાયો, રાજ્ય ખટપટ અને અંતઃપુરના તમામ વિચારો ફર્યા, "આ શરીરને વસ્ત્રાભુષણથી શોભાવવુ એતો ઇંટો અને માટીમાં રેતીથી બનાવેલા ઘરને શોભીતું દેખાડવા માટે ઉપર ચુનો લગાડવા બરાબર છે. ચુનાથી ભીંતો સારી લાગે છે પણ અંદર શું છે તે તપાસ કરતાં તેમાં માત્ર ઇંટો અને માટીજ ભરવામાં આવેલ જણાઇ આવે છે. તેમ આ શરીર પણ સુંદર વસ્ત્રાભુષણુ અને દાગીનાઓથી રમણીય લાગે છે પણ ખરી રીતે તો તેમાં લોહી, માંસ, હાડકાં, વિષ્ટા, મૂત્ર અને કફ આદિથી ભરપુર છે. અહા! ખરેખર! તે વીર્ય અને રૂધિરથી પેદા થએલ, મળ અને વિષ્ટાથી વૃદ્ધિ પામેલ અને ગર્ભમાં જહરાયુથી ઢંકાએલ આ અપવિત્ર અશુદ્ધ શરીરને પવિત્ર—શુદ્ધ કોણુ કહી શકશે?

બાહ્યથી રમણીય પણુ અંદરથી વડના ટેટા સરખું આ શરીર રોગથી ભરપૂર છે. જેમ સેવાળ સુંદર-સુશોભિત સરોવરના પાણીની શોભાનો નાશ કરે છે, તેમ રોગ શરીરની લાવણ્યતાનો નાશ કરે છે. શરીર રોગી છતાં આશાઓ ઢીલી થતી નથી રૂપ જાય છે પણુ પાપબુદ્ધિ ઘટતી નથી. જરા સ્પર્શે છે છતાં આત્મજ્ઞાન થતું નથી. આવા સંસારી જીવોની અંધ ચેષ્ટા પર લાખોવાર ધિક્કાર—ફિટકાર છે.

# મહારાણીની પ્રભા.



(લેખક શા પુનશી અરજણ, ધૂળીઆ.)



હા! જેમ જેમ જમાનાને જોઉ છુ! જેમ જેમ આજના આધુનીક પ્રવાહને પનહારમા વહેતા જોઉ છુ! તેમ તેમ અધિક આશ્ચર્યમા ડુબતો જ જેમ જેમ સુધારાતરીકે ગણાતા રીતરિવાજોને જોઉ છુ! તેમ તેમ સહજ વિચાર



ની ઊછળતી લહેરોમા તણુ મધ્ય બિંદુમા નવુ ને નવુજ ઉ સુધારા તરીકે દાખલ થયેલ, તરિકેની પ્રસિદ્ધીમા આવેલ તરિકેનુ મહાપદ મેળવનાર ગણીરૂપ—ફેશનદેવીની પ્રભા" ણુને કેવા કેવા પ્રકારના નાચ છે! આપણે મહાપુરૂષ ગણ અબળારૂપ ફેશનદેવીના તાબે આપણે કેવા ગણાઇયે! સદ્ભ મળેલી લક્ષ્મીનો કેવા મ માર્ગે ઉપયોગ કરીયે છીયે લેશપણ વિચાર મારા ૦ ક્ષણવાર પણ હૃદયમા ઉદ્ભ એમ જણાતુ નથી ફેશન દુષ્ટસંગ કર્યાથી આપણી આપણાથી રીસાઇ પોતાને કઇ દિશા તરફનો વહેતા મુ તે ખાસ જાણવાની જરૂર !

જરા મારા બંધુઓને પુછીશ કે, ખરો સુધારો શુ! કોલર, ટાય, પેટલુન સાડી, પોલકા પ થાય છે? શુ? ખરો સુધારો એના કામમા લક્ષ્મી વાપરી શરીર શણગારવામા અને બુટ, મોજ ફરવામા અને ગૃહણીયોને આજ કાલની ફેશનમા શોભાવવામા આવી ગયો છે? શુ ખરે હાથે હાથ મેળવી મોટર યા બગીમા ફરી હવા ખાવામા છે? શુ ખરો સુધારો હોટે નાચરંગની પાર્ટી કે રાંડોના ઘરે જવામા છે? ના! ના! ના! એમસૌ કોઈ એકી અવા કરશેજ, અને વધારેમા એમ પણ ઝ્બુલ કરશે કે "ખરો સુધારો તો દુખી બંધુઓ જાણવામા, તેમને મદદ કરવામા, ખરા નીતીના માર્ગે પૈસા ખરચવામા અને આપણી

બહેનોને બચાવવામાં છે." જ્યાં સુધી આપણે આપણી સ્વાર્થી વિષય વાંચ્છનાને તાબે રહીશું, એના યોગે માતાઓ અને બહેનોપર કુદ્રષ્ટી કરીશું અને ફેશન દેવીમાં ડુબતા ફરીશું, ત્યાં સુધી આપણું યા સમાજનું અથવા દેશનું બીલકુલ ભલું કરી શકીશુંજ નહિ. આપણી, આપણા સમાજની અને સાથે દેશની પણ પડતી અવસ્થાનું કારણ તપાસીશું તો આપણાજ (ભારત માતાના પુત્રો) ઉપર આવે છે! જ્યાં સુધી આપણા દેહને શણગારવામાં, સુગંધી તેલોથી વાળ ઓળવામાં, અત્તર, સેંટના સુગંધે ભભૂકતા રૂમાલો વાપરવામાં, હાથમાં સ્ટીક લઇ છટાદાર છેલબટાઉ માફક ફરીશું, ત્યાં સુધી આપણી કોમની અને આપણા દેશની ઉન્નતિ આપણે કરી શકીશું નહીં. ખોટી વાતોના તડાકામાં આપણી પછાત પડતી કોમને—ફેશનમાં ડુબતી જતી કોમને બચાવી શકીશુંજ નહી એ ખાસ ધ્યાનમાં રાખી, મારા વીરો! **મહાવીર પ્રભુના પુત્રો તમો** તો **મહાવીરજ** છો તો શુદ્ધાચરણ ધરી આપણા બંધુઓને બચાવવા સજ્જ થાઓ! સજ્જ થાઓ!

મોટા મોટા વિદ્વાનો અને આગેવાનો તરીકે ખપતા મારા સુજ્ઞ દેશ બાંધવોપણ "મહારાણીની પ્રભા" ને આધીન થઈ તેનીજ તેજોમય કાંતીમાં ડુબી, વશ થઇ, લીન થયેલાછે. એ, બી, સી, ડી, (A, B, C, D,) જે. પી., (J. P.) રાય-બહાદુર, સર નાઇટ, ખાનબહાદુર, આદિ અને બી. એ; એલ એલ. બી. (B. A., LL. B.) (L. M. & S.) એલ. એમ. એન્ડ એસ. ના આગળ પાછળના અક્ષરો મઢેલ વિદ્વાન તેમજ શ્રીમંત વર્ગ પણ એ મહાન "મહારાણીની પ્રભા" ને એટલા તો વશ થયા છે કે ન પૂછો વાત! મોટા લેખક અને ભાષણ કરનારાઓ તો જાણે ફેશન દેવીની બગલમા ફસાયલાજ જણાય છે! એઓ તો ન બોલે અને ન લખે તેટલુંજ સારું. કારણ કે લખે ને બોલે, તેથી ઉલટી ક્રિયા તેઓનામાં સમાયલીજ છે! ફુલ ડ્રેસ (Fool Dress) અરે ભૂલ્યો! ફુલ ડ્રેસ (Full Dress) વગર તેમને ચાલતું નથી. સભામાં પહેલા નંબરની ખુરસી ત્યારેજ મળશે કે તેઓ ભાઇસાબ–ભાઇસાહેબ અપ-ટુ-ડેટ (up-to-date) ફેશનના ડ્રેસમાં હોય! પણ બંધુઓ યાદ રાખજોકે, વિદ્વાનને, અને ખરા છગરથી નિસ્વાર્થમય કાર્ય કરનારને માટે કાંઈ ડ્રેસની જરૂર નથી. તેઓ તો ગમે તેવા ડ્રેસમાં હોય તો પણ સૂર્યની માફક ઝળકીજ નીકળશે. અને ફેશન પ્યારીઓ સૂર્યની આગળ ચંદ્ર અને તારાઓ માફક છુપાઇ જશે! સૂર્યને માટે કાંઇ પણ ઢોલ કે નગારાં વગાડવાની જરૂર રહેતી નથી પણ દાંભિકોને માટેજ ઢોલ નગારાંરૂપ ડ્રેસ વગેરે નાના પ્રકારની ખુશામતની જરૂર છે. તો વીરના પુત્રો જાગો! તમારી આવી નિર્માલ્ય દશા પર હસવુ કે રડવું તે સમજાતું નથી. જ્યારે સમસ્ત કોમના સુધારકોની આ દશા ભાળું છું, ત્યારે કોમ ઉચ્ચ દશા કયારે પામશે? કોમનો અને દેશનો ઉદય શા વિચારે થશે એ સમજાતુંજ નથી! આજ કાલના વિચારે ચાલવાથી કદીપણ કોમ ઉચ્ચ સ્થિતિયે આવી શકનાર નથી! જ્યાં સુધી કોમનું ઐકયતા ભરેલું અને શુદ્ધાચરણરૂપ પગલું નજરે પડતું નથી ત્યાંસુધી અધમમાં અધમ દશાએ કોમ જાય છે અને જશે! અને આખર ભવિષ્યમાં કેવી દશાયે પહોંચશે તે કહી શકાતું નથી. જ્યાં સુધી વિદ્વાન મંડળે અભિમાન તજ્યું નથી, જ્યાંસુધી શ્રીમંતોએ શ્રીમાનની અભિમાનરૂપ શ્રીમંતાઈ મુકી નથી, જ્યાંસુધી ખુશામતીયા લેખકોએ નિસ્વાર્થીપણું ધારણ કર્યું નથી, અને ભાષણ કર્તાઓ પોતાનોજ સુધારો કરી બહાર પડયા નથી ત્યાં સુધી કોમનું યા દેશનું કલ્યાણ થવાનુંજ નથી.

# મહારાણીની પ્રભા.



(લેખકઃ રા. મુનશી અરજણ, ધુળીઆ.)



અહા! જેમ જેમ જમાનાને જોઉં છું! જેમ જેમ આજના આધુનીક સ
પ્રવાહને વ્યવહારમા વહેતો જોઉ છુ! તેમ તેમ અધિક આશ્ચર્યમાં ડુબતો જાઉં
જેમ જેમ સુધારાતરીકે ગણાતા રીતરિવાજોને જોઉં છું! તેમ તેમ અહજ વિચાર-



ની ઊર્મીની લ્હેરોમાં તણાતો
મધ્ય બિંદુમાં નવું ને નવુંજ ભાસ
સુધારા તરીકે દાખલ થયેલ, સ
તરિકેની પ્રસિદ્ધીમાં આવેલ, સુ
તરિકેનુ મહાપદ મેળવનાર "
રાણીરૂપ—ફેશનદેવીની પ્રભા" ક
ણને કેવા કેવા પ્રકારના નામ ન
છે! આપણે મહાપુરૂષ ગણાઇ
અબળારૂપ ફેશનદેવીના તાબે ર
આપણે કેવા ગણાઇયે! સદ્‌વ્યય
મળેલી લક્ષ્મીનો કેવા અને
માર્ગે ઉપયોગ કરીયે છીયે!
લેશપણ વિચાર મારા બંધુ
ક્ષણવાર પણ હૃદયમાં ઉદ્‌ભવ્યો
એમ જણાતું નથી. ફેશન દે
દુષ્ટસંગ કર્યાથી આપણી લ
આપણાથી રીસાઇ પોતાનો
કઇ દિશા તરફનો વહેતો મુકયો
તે ખાસ જાણવાની જરૂર છે!

જરા મારા બંધુઓને પુછીશ કે, ખરો સુધારો શું! કોલર, ટાય, પેંટલુન, સાડી, પોલકાં પહેર
ાય છે? શું! બધો સુધારો એવા કામમાં લક્ષ્મી વાપરી શરીર શણગારવામાં અને બુટ, મોજાં
રવામાં અને ગૃહણીયોને આજ કાલની ફેશનમાં શોભાવવામાં આવી ગયો છે? શું ખરો સુ
ાથે હાથ મેળવી મોટર યા બગીમાં ફરી હવા ખાવામાં છે? શું ખરો સુધારો હોટેલો
ાચરંગની પાર્ટી કે રંડીના ઘરે જવામાં છે? ના! ના! ના! એમસૌ કોઇ એકી અવાજે
રશેજ, અને વધારેમાં એમ પણ કબુલ કરશે કે "ખરો સુધારો તો દુઃખી બંધુઓની
ાણવામાં, તેમને મદદ કરવામાં, ખરા નીતીના માર્ગે પૈસા ખરચવામાં અને આપણી વે

બહેનોને બચાવવામાં છે." જ્યાં સુધી આપણે આપણી સ્વાર્થી વિષય વાંચ્છનાને તાબે રહીશું, એના યોગે માતાઓ અને બહેનોપર કુદ્રષ્ટી કરીશું અને ફેશન દેવીમાં ડુબતા ફરીશું, ત્યાં સુધી આપણું યા સમાજનું અથવા દેશનું બીલકુલ ભલું કરી શકીશુંજ નહિ. આપણી, આપણા સમાજની અને સાથે દેશની પણ પડતી અવસ્થાનું કારણ તપાસીશું તો આપણાજ (ભારત માતાના પુત્રો) ઉપર આવે છે! જ્યાં સુધી આપણા દેહને શણગારવામાં, સુગંધી તેલોથી વાળ ઓળવામાં, અત્તર, સેંટના સુગંધે ભભૂકતા રૂમાલો વાપરવામાં, હાથમાં સ્ટીક લઇ છટાદાર છેલબટાઉ માફક ફરીશું, ત્યાં સુધી આપણી કોમની અને આપણા દેશની ઉન્નતિ આપણે કરી શકીશું નહીં. ખોટી વાતોના તડાકામાં આપણી પછાત પડતી કોમને—ફેશનમાં ડુબતી જતી કોમનેબચાવી શકીશુંજ નહી એ ખાસ ધ્યાનમાં રાખી, મારા વીરો! **મહાવીર પ્રભુના પુત્રો તમે તો મહાવીરજ છો** તો શુદ્ધાચરણ ધરી આપણા બંધુઓને બચાવવા સજ્જ થાઓ! સજ્જ થાઓ!

મોટા મોટા વિદ્વાનો અને આગેવાનો તરીકે ખપતા મારા સુજ્ઞ દેશ બાંધવોપણ "મહારાણીની પ્રભા" ને આધીન થઈ તેનીજ તેજોમય કાંતીમાં ડુબી, વશ થઇ, લીન થયેલાછે. એ, બી, સી, ડી, (A, B, C, D,) જે. પી., (J. P.) રાય-બહાદુર, સર નાઇટ, ખાનબાહાદુર, આદિ અને બી. એ; એલ એલ. બી. (B. A., LL. B.) (L. M. & S.) એલ. એમ. એન્ડ એસ. ના આગળ પાછળના અક્ષરો મઢેલ વિદ્વાન તેમજ શ્રીમત વર્ગ પણ એ મહાન "મહારાણીની પ્રભા" ને એટલા તો વશ થયા છે કે ન પૂછો વાત! મોટા લેખક અને ભાષણ કરનારાઓ તો જાણે ફેશન દેવીની બગલમાં ફસાયલાજ જણાય છે! એઓ તો ન બોલે અને ન લખે તેટલુંજ સારૂં. કારણ કે લખે ને બોલે, તેથી ઉલટી ક્રિયા તેઓનામાં સમાયલીજ છે! ફુલ ડ્રેસ (Fool Dress) અરે ભૂલ્યો! ફુલ ડ્રેસ (Full Dress) વગર તેમને ચાલતું નથી. સભામાં પહેલા નંબરની ખુરસી ભારેજ મળશે કે તેઓ ભાઇસાબ-ભાઈસાહેબ અપ-ટુ-ડેટ (up-to-date) ફેશનના ડ્રેસમાં હોય! પણ બધુઓ યાદ રાખજોકે, વિદ્વાનને, અને ખરા જીગરથી નિસ્વાર્થમય કાર્ય કરનારને માટે કાંઈ ડ્રેસની જરૂર નથી. તેઓ તો ગમે તેવા ડ્રેસમાં હોય તો પણ સૂર્યની માફક ઝળકીજ નીકળશે. અને ફેશન ધારીઓ સૂર્યની આગળ ચંદ્ર અને તારાઓ માફક છુપાઇ જશે! સૂર્યને માટે કાંઇ પણ ઢોલ કે નગારાં વગાડવાની જરૂર રહેતી નથી પણ દાંભિકોને માટેજ ઢોલ નગારાંરૂપ ડ્રેસ વગેરે નાના પ્રકારની ખુશામતની જરૂર છે. તો વીરના પુત્રો જાગો! તમારી આવી નિર્માલ્ય દશા પર હસવુ કે રડવું તે સમજાતું નથી. જ્યારે સમસ્ત કોમના સુધારકોની આ દશા ભાળું છું, ત્યારે કોમ ઉચ્ચ દશા ક્યારે પામશે? કોમનો અને દેશનો ઉદય શા વિચારે થશે એ સમજાતુંજ નથી! આજ કાલના વિચારે ચાલવાથી કદીપણ કોમ ઉચ્ચ સ્થિતિયે આવી શકનાર નથી! જ્યાં સુધી કોમનું ઐક્યતા ભરેલું અને શુદ્ધાચરણરૂપ પગલું નજરે પડતું નથી ત્યાંસુધી અધમમાં અધમ દશાએ કોમ જાય છે અને જશે! અને આખર ભવિષ્યમાં કેવી દશાયે પહોંચશે તે કહી શકાતું નથી. જ્યાં સુધી વિદ્વાન મંડળે અભિમાન તજ્યું નથી, જ્યાંસુધી શ્રીમંતોએ શ્રીમાનતની અભિમાનરૂપ શ્રીમંતાઈ મુકી નથી, જ્યાંસુધી ખુશામતીયા લેખકોએ નિસ્વાર્થપણું ધારણ કર્યું નથી, અને ભાષણ કર્તાઓ પોતાનોજ સુધારો કરી બહાર પડ્યા નથી ત્યાં સુધી કોમનું યા દેશનું કલ્યાણ થવાનુંજ નથી.

આપણો જન્મ આ સૃષ્ટીપર શા માટે થયો છે? આપણે પૃથ્વીપર કયા કારણ માટે દેહ ધર્યો છે? આ પ્રાપ્ત થયેલ દેહવડે શાં કાર્યો કરી લેવાના છે? આ દેહથી કેવા પ્રકારનાં અને કેવી રીતનાં નિર્માલ્ય કાર્યો કરીયે છીયે? એવા એવા પ્રશ્નોના વિચારો જ્યાં સુધી દરેક વ્યકિતના હૃદયમાં ઉભવ થશે નહીં, જ્યાં સુધી જૈન-ધર્મના ઉંડા રહસ્યના ખરા વિચારોને વિચારી અંતઃકરણમાં લાવશે નહીં, જ્યાં સુધી લોખંડને પારસની ક્રિયાવડે સોનું બનાવવાની ક્રિયા જાણુશે નહી, જ્યાં સુધી સોનુંજ પારખી શકયા નથી, જેઓ સોનું શી ચીજ છે તે ઓળખી શકયા નથી, ત્યાંસુધી ભલે સુવર્ણરૂપ પણ લોખંડ બની, લોખંડ રૂપેજ અવતરી, લોખંડનાજ ઘણ હથોડાવડે ટીપાયા રહેવાનાંજ! અને ફરીફરી લોખંડરૂપે અવતરી ટકે શેર બન્યા રહેવાનાજ! જેમ સોનું અગ્નિમાં સ્વતઃ પડી પરીક્ષા કરાવી તમને ખાત્રી આપે છે તેમ તમો પણ ધર્મ-રૂપ અગ્નિમાં તપી ખાત્રી કરાવશો નહીં ત્યાંસુધી અમો અજ્ઞાન કેમ જાણીશું કે તમો સુવર્ણ છો! બંધુઓ! તમો કોણ! ખાસ પારસ રૂપી "મહાવીર-પ્રભુના" પારસ રૂપ પુત્રો છો! ખરા મહાવીર છો! જ્યાં સુધી તમારૂં મૃત્યુને વશ પડેલું દેહ પારસને અડકાવી સુવર્ણતારૂપ કરાવ્યું નથી, ત્યાંસુધી ભલે "પારસપર પારસનું" "સુવર્ણપર સુવર્ણનું" ગીલીટ ચડાવો! પણ તે જમીનપરના "લીંપણાપર લીંપણા" જેવુંજ છે! તો મહાવીરના દેહધારી બંધુઓ તમો ખરા મહાવીરો છો, તો મહાવીર જેવા બનો! બનીને કોમ અને દેશનુ ભલું કરી મહાવીર દાદાના નામને દેદીપ્યમાન બનાવો! અને સત્ય સુધારક બની સ્પષ્ટવકતા બનો!

આપણે આપણા સુસ્વરૂપ તેજોમય દેહને માટીનું બનાવતા જઈયે છીયે! માટીરૂપ બાહ્યના નાશવંત પદાર્થોમાં તલ્લીન રહી, દેહને સુકોમળ બનાવતા જઇયે છીયે! આપણા હાથેજ મહારાણીના પંજામાં જઇ ફેશન દેવીના કેદખાનામાં પડી સડયા કરીયે છીયે! આપણે ખરા સિંહ છતાં બકરીનુ રૂપ ધારણ કરી ફરીયે છીયે! માટીનાજ પુતળાને શણગારી આનંદ પામી આપણા મહાન્ ઉચ્ચ કુળને લાંછન લગાડનારા વીરના કુપુત્રોજ છિયે! તો કુપુત્રો લાંછનનો નાશ કરી સુપુત્રો બનો! ખરા સિંહરૂપે બનો! ધર્મની પ્રભારૂપ ધ્વજા ઉરાડો અને ફેશન રૂપ પ્રભાને હઠાવો! ખોટા વિચારોને હડમેલો મારી સમુદ્રના મધ્ય ભાગે પથ્થર બાંધી ફેંકી દો! સુવિચાર ધરી ખરા સૂર્યરૂપ પ્રકાશમાન થાઓ! અને ખરા સુધારક બની ખરી, 'પ્રભા' ઉજવળતામાં લાવો! ખોટાં ખોટાં ઢોંગીરૂપી અક્રિયાઓ તજો! સત્ય ક્રિયાઓ હાથે ધરો! દાંભિકપણાનું ડોળ મુકો! તો આખા વિશ્વનુ કલ્યાણ કરવા સમર્થ થશોજ!

આપણા "જૈન-ધર્મના" આત્મીક તત્વોપર ધ્યાન આપો! પ્રભુના ઉચ્ચ વિચારોને હૃદયમાં સ્થાપો; આપણી બગડતી જતી સ્થિતી વિચારફૂટવડે માપો! ધર્માગ્નિમાં દેહને આદરી તાપો! શુદ્ધભાવ પ્રગટાવો! દેશબંધુઓનો ઉદ્ધાર કરો! ભારત માતાના ઋણથી મુકત થવા પ્રયત્ન કરો! અને તન, મન, ધનથી બનતી શુદ્ધ સેવા કરી "મહા-સંઘ" સમુદાયનો આશીર્વાદ મેળવી સદાને માટે સુખી બનો!






લેખક: રા. વીરજી રાજપાર માસ્તર.


રાત્રિના બાર વાગ્યે કાંઇ ખખડયુ એવો અવાજ થયો આસપાસ જોયું તો કાંઇ પણુ દેખાયું નહી. કાંઇપણુ ન જોઇ શકવાથી–મનમા વિચાર આવ્યાથી બીધો. બીધાથી મનમાં ધ્રાસ્કો પડયો ધ્રાસ્કો પડવાથી છાતી અને શરીરના અવયવો થરથર ધ્રુજવા મંડયા અને મને ટાઢીયો તાવ આવશે એમ ભાસવા લાગ્યુ આમ થવાથી મારા ઉપર નિદ્રાદેવીની અકૃપા થઇ અને તે રાત્રીને માટે તે શ્રીમતિ દેવી મને તરછોડી ચાલી જતી માલુમ પડી. તે યુવતિ ગઇ ન ગઈ એટલામા કોઇક અલૌકિક આકૃતી મારા તરફ આવતી, હોય તેમ જણાયું.

શ્વેત વસ્ત્રથી વીભુષિત થએલી, આંખોમાંથી અમૃત વર્ષાવતી, ધીમા પગે મારા તરફ આગમન કરતી, આખોના પલકારાથી મ્હને તેના તરફ આવાહન કરતી અને પોતાના કપાળમાંથી પવિત્રતાનો તેજ પ્રકાશતી એક લલના મારી સમક્ષ આવીને ખડી થઈ. હુ તે દેવીની આકર્ષક શક્તિને લીધે તેનું હૃદય મંદિર નીહાળવા ઘણોજ તત્પર બન્યો પણુ તેના તેજથી હુ એટલો બધો અંજાઇ ગયો કે તે મહાન નારી સમક્ષ બોલવા સરખી પણુ હિમ્મત મારામાં રહી નહી. છેવટે થોડીક પળો શાંતિમાં ગયા પછી તે દેવીએ મને પોતાની સમક્ષ બેસવાની નિશાની કરી અને મારાથી તેની અણોલ માગણી સ્વીકાર્યા વગર રહેવાયુ નહિ. તે દેવીની સમક્ષ બેસતા અને મુખાકૃતિ તરફ દ્રષ્ટિ ફેંકતાં હું મારાં સહુ દુઃખો ભુલી ગયો અને મનની સાથે તે મહાન્ શ્રીમતિના આવાગમન બાબત અનેક તરંગો ઉછાળવા લાગ્યો. તે દેવીએ પોતાની દૃષ્ટિ મારા સમક્ષ ફેરવી અને તેની અને મારી આંખો એક બીજા તરફ ટગર ટગર જોવા લાગી. બન્નેની આંખો ભેગી થતાં જાણે નમાયો હું માતાનું સ્નેહામૃત પીતો હોઉં તેવો અનુભવ કરવા લાગ્યો અને તે યુવતિ પોતાના ખોવાયલા પુત્રને શોધી કાઢયો હોય તેવો અનુભવ કરવા લાગી. આમ થવાથી અમે ઘણો વખત અમૃતાનુભવનું પાન કરવામાં તે માતા તુલ્ય લલનાના ચહેરાપર એવો નવો પ્રકાશ પડવા મંડયો કે જેથી તે નીચે મુજબ વદવા માંડી.

"હે વત્સ! તું નમાયો નથી એમ હવેથી જાણુ. હું તારી સમક્ષ અમુક કારણોને માટે જ આવી છું. ઘણા ઘણા દિવસોથી હું વિચાર કરતી હતી પણુ અત્યાર સુધી મારા મનોરથો પુર્ણ કરે તેવો મને લાડકવાયો પુત્ર જડયો નહિ, પછી વિચાર કરતાં મારી

અંતરિક્ષમાંથી મારા સ્થુલ દેહના પુત્રપર દ્રષ્ટિ પડી અને તે વિચાર આવતાંજ મને એમ લાગ્યું કે મારી ધારણા કંઈક અંશે તુંજ પૂર્ણ કરીશ. માટે આ હું તારા સ્થુલ દેહની માતા સૂક્ષ્મ રીતે મારા મનોરથો સિધ્ધ કરાવવા તારી સમક્ષ આવી છું. આજ મારા મનોરથો હું તને મોઢેથી કહેવાની નથી પણ અનુભવથી કહેવડાવવાની છું, માટે ચાલ થઈ જા તૈયાર અને મનોવેગથી તરંગ મુસાફરી કરવા સર્વ સામગ્રી લઇ યાહોમ કરી નીકળી પડ મારી સાથે."

જેવીરીતે હું તે દેવીનું પહેલું આમંત્રણ સ્વીકાર્યા વગર રહ્યો નહતો તેવીજ રીતે આ વખતે પણ તે તેજસ્વી નારીના આદેશને, ઉલંઘન કરવાની શક્તિ મારામાં રહી ન હોતી. પૂર્ણ ઇન્દુ સમાન પ્રકાશતી અને તેજથી આંજી દેતી દેવી પાછળ પાછળ ચાલતો હું એક નવીન જમીનપર આવી પહોચ્યો અને ત્યાંથી જોયા વગર આગળ જવાની મારી ઇચ્છા ન થઇ દેવીએ સૂક્ષ્મ મનથી મારા મનોભાવ જાણી લીધા અને મને કહ્યું કે—

"આ દેશ આશરે થોડા વર્ષોપર જંગલી, અભણ, અને હેવાન મનુષ્યોથી વસેલો હતો. અહીના લોકો એક બીજા પ્રત્યે કેવા સન્માનથી વર્તવું તે તેઓ જાણતા ન હોતા. ભાઇ પોતાની બ્હેનની લાજ લેવા તૈયાર થઈ જતો. સ્ત્રીઓ પરપુરૂષ સાથે મર્યાદારહિત વાતો કરતી અને તેમાજ આનંદ માનતી પતિ જે પોતાના કહ્યા પ્રમાણે ન કરે તો તેનાથી છુટા છેડા કરવામાંજ અહીંની સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય સમજતી. પોતાના દેવતુલ્ય પતિની આવક જાવકની દરકાર કર્યા વગર આળુપણે માટે અને નકામા ખર્ચા માટે આખા દિવસની ગધ્ધામજુરી કરી થાકી પાકી આવેલ ધણીને કનડવામાં પોતાના જીવનની સાર્થકતા માનતી અહીંના પુરૂષો, પોતાની સ્ત્રીઓ ઘરમાં રાંધવા, વાસણ માંજવા અને ઘરનું વૈતરૂં કરવા માટેજ સરજાયલી છે એમ માનતા હતા. આને લીધે પતિ-પત્નીની અરસપરસની લાગણીઓ એક બીજા માટે નિષ્ઠુર થવા લાગી અને પ્રેમનો ખરો અર્થ અગર ચોખ્ખા શબ્દોમાં કહીએ તો પ્રેમ જેવી અજબ શક્તિએ તે દેશને હમેશને માટે તિલાંજલી આપી હોય તેમ આજથી થોડાક વર્ષોપર લાગતું. કારણ કે પોતાની અર્ધાંગનાપર મોહ હોવાને લીધેજ પુરૂષો તેમને આલિંગીઓ કરતા. બાળાઓ પોતાના ભાઇઓ પાસેથી દ્રવ્ય પડાવવા ખાતર તેમની સાથે કાલું કાલું બોલતી. બાપ પોતાના છોકરાની કમાઈ ખાવા માટે પોતાના બચ્ચાને વાત્સલ્ય ભાવથી બોલાવતા. છોકરાઓ બાપની કમાઇ બહુ દિવસ સુધી ટકી રહે તેટલા માટે પોતાના પિતાની સુશ્રુષા કરતા. શેઠ પોતાનું કાર્ય વધારે થાય અને સારૂં થાય એટલા માટે પોતાના નોકરોને કડવા શબ્દો કહેતા નહી. ચાકર પોતાનો શેઠ વધારે પૈસા આપે એટલા માટે તેની ખુશામત કરવામાં કાંઇ બાકી રાખતા નહી. મિત્રો એક બીજા સાથે ફક્ત લાભની ખાતરજ મિત્રતા રાખતા હતા. આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ, સ્વાર્થ અને સ્વાર્થજ જોવામાં આવતો. હે વત્સ! તેથીજ આવા સ્વાર્થમય દેશની ઉપર વર્ણવ્યા પ્રમાણે અધોગતિ થાય તેમાં કાંઇ નવાઇ નથી."

તે પવિત્ર દેવી આટલું બોલી અટકી ગઇ. પણ હું તો તે સાંભળી દિગ્મૂઢ થઈ ગયો અને આ દેશની આધુનિક સ્થિતિ અને થોડા વર્ષ પરની સ્થિતિ વિષે વિચારમાં ગરક થઇ ગયો. અહાહા! આ શો ફેરફાર? ક્યાં તે નરક સમાન દેશ અને ક્યાં આ મારી દ્રષ્ટી

સમક્ષ દેખાતું દિવ્ય ધામ. દેશ દરેક બાબતમાં બીજા દેશોની સરસાઇ કરવાને ડગલે ડગલે આગળ વધતો હોય તેમ દીસવા માંડયું. જ્યાં ધરગથુ ચીજને માટે પણ પારકા દેશપર આશાં રાખવી પડતી તે દેશ આજે બીજા દેશો સાથે વેપારધંધામાં હરિફાઇ કરવા આગળ વધે છે. જ્યાં ખાવાને પુરૂ ધાન્ય પણ મળતું નહીં ત્યાં મનુષ્યો એક દીવસની મજુરીમાં બે ચાર દીવસના નિભાવ જેટલું મેળવી લેતા. જે ઠેકાણે સાયન્સ વિદ્યાનું નામ પણ થોડા વર્ષ પહેલાં સાંભળ્યું નહોતું ત્યાં દરેક જીંદગીની સામાન્ય ઉપયોગી ચીજો રસાયણ વગેરે વિદ્યાઓથી બનાવવામાં આવતી. જ્યાં પુરૂષોએ પોતાનાં ગામડાઓની હદ ભાગ્યેજ છોડી હશે ત્યાં દુનીયાની પ્રદક્ષિણા કરી આવેલા સેંકડો બલ્કે હજારો જાત્રાળુઓ મળી આવતા. જે દેશમાં જુના કાળથી ઉતરી આવેલ હળ સિવાય ખેતી માટે બીલકુલ સાધનો નહોતાં ત્યાં વાવેતર, પાણી સિંચવાનુ, કાપણી વગેરે સર્વ ખેતીને લગતુ કામ યંત્રો વતીજ થતું. દેશના ઘણાં ખરાં શહેરો તો જાણે કારખાનાઓની ચીમનીઓના ધુમાડાથીજ છાઇજ ગયાં હતાં. દરેક બંદરોમાં દુનીઆની વસ્તી દરેક કોમના મનુષ્યો દૃષ્ટિગોચર થતા હતા. જ્યાં જુઓ ત્યાં જાણે પશ્ચિમના સુધારાનો પુરેપુરો ચેપ લાગી ગયેલો માલમ પડતો. આ બહારનો દેખાવ જોયા પછી આ પૂર્વના મુલકની અંદરખાનેની સ્થિતિ જોવા મારૂં મન થયુ બહિર સ્થિતિ નિહાળ્યા પછી ઘણું ખરૂં આપણામાં લોકો તે વસ્તુ વિશેના મતો દર્શાવવા માંડે છે પણ અંદરની સ્થિતિ જોવા વગર આપણે તે વસ્તુ વિષે મત બાધવો એજ મોટામાં મોટી મૂર્ખાઇ છે માટે મેં તે દેશની સાંસારિક, નૈતિક, માનસિક અને ધાર્મીક સ્થિતિ જોવાનો નિશ્ચય કર્યો અને તેમ કરવામાં મેં તે પવિત્રાત્માની મદદ માગી. તે મહાન નારીએ પોતે સંપૂર્ણ રીતે સહાયતા આપવાનું વચન આપીને કહ્યું કે "વત્સ! તું આ દેશનો પુરેપુરો અનુભવ લે અને તેમ કરવાને તું અત્રે નિવાસ કર, હું તને અંતરીક્ષમાંથી જોઇતી મદદ આપીશ" આટલું કહી તે દેવી મને ત્યાંજ મુકી પોતે અંતર્ધાન થઇ ગઇ તેમ મને લાગ્યું.

આ અજાણ્યા મુલકમાં હું એકલો ભુલા પડી ગયેલ માણસની પેઠે વિચારમાં પડયો પણ આ દિવ્ય દેશના લોક અજાણ્યા અને ભુલા પડી ગયેલા લોકોની પરોણા ચાકરી કરવામાં ઓછા ઉતરે તેમ નહોતા. હું થોડોક વખત આમ તેમ રખડયો અને શું કરવું તે નિશ્ચય કરી શકયો નહી તેટલામાં તે દેશના લોક મને મદદ કરવાને આવી પહોંચ્યા. મેં તેઓને મારા વિચારો જણાવ્યા અને મેં જે જે બાબતની પૃચ્છા કરી તે તે બાબતના ખુલાસા તેઓ આપતા ગયા. છેવટે મેં ઘણા લોકો સાથે **થોડા વખતમાં દેશની બદલાયલ સ્થિતિના** કારણ સંબંધી વિવાદ કર્યો અને છેવટે હું કાંઇક નિશ્ચય પર આવી શકયો. તે દેવી પોતાની આધ્યાત્મિક શક્તિથી આગળ મુજબ આ વખતે પણ મારા મનની સ્થિતિ કળી ગયાં અને મારી સમક્ષ દૃષ્ટિગોચર થયાં અને કહેવા લાગ્યાં કે "હવે મેં તને કહેવાનું હતું તે અનુભવથી કહેવડાવ્યું છે માટે આ ઉન્નતિનું કારણ શોધી કાઢવા હું તને કહું છું." મે નમ્રતાપૂર્વક વિનંતિ કરી કહ્યું "હે પવિત્રાત્મન્! મેં આ સહુ અનુભવ લીધો અને ઘણાઘણા વિચાર કર્યા પણ આ ઉન્નતિનું ખરૂં કારણ શોધી કાઢવા શકિતમાન થયો નહીં માટે આપજ કૃપા કરી મને તે સમજાવો તો હું તેનો અહીં જીંદગીમાં કાંઇક ઉપયોગ કરી શકું.

દેવી—"ઠીક ચાલ બાપુ હું તને નિરાંતે સહુ વાતો કહું તેનું ફુરસદની વખતે યોગ્ય મનન કરજે. વત્સ! આગળના કોઇક મહાન્ પુરૂષે કહ્યું છે કે: "The hand that

rocks the cradle is the power that rules the world," અર્થાત્ જે હાથ પારણુ ઝુલાવે છે તેજ હાથ દુનીયા પર અમલ કરે છે તે સત્યજ છે. માટે જો આપણા દેશની અને આપણી કોમની ઉન્નતિ કરવી હોય તો આપણે આપણી સ્ત્રીઓને તેમના યોગ્ય સ્થાને મુકવી જોઇએ ટુકામા કહીએ તો તેમને તેમની ફરજો બજાવના માટે યોગ્ય શિક્ષણ આપવુ જોઇએ આ ઉપરથી હુ એમ નથી કહેતી કે તેમને એમ એ અને બી એ જ કરવી જોઇએ પણ હુ એમ કહેવા માગુ છુ કે આપણી ઉન્નતિ બલ્કે સમસ્ત દેશની ઉન્નતિ સ્ત્રીઓની ઉન્નતિ પર આધાર રાખે છે આપણે આપણા દેશને જે પંક્તિએ મુકના માગતા હોઇએ તેજ પંક્તિએ આપણે આપણી સ્ત્રીજાતિને પ્રથમ મુકવી જોઇએ મીસીસ એની બીસેન્ટના શબ્દોમા કહીએ તો શુરવીર વીરાગના ઓ સિવાય આપણે આપણો દેશ શૌર્યવાન્ કરી શકીએ તેમ નથી આનાથી હુ એમ નથી કહેવા માગતી કે સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ બે ત્રણ ભાષાઓ જાણવાથી સપૂર્ણ થાય છે પણ જ્ઞાનથી તેઓ પોતાની અને પોતાના સતાનોની સ્થિતિ અને મનોભાવો ઉચ્ચતર બનાવી જાતે સુખી થઇ બીજાને સુખી કરે એજ સ્ત્રીશિક્ષણનો ખરો ઉદ્દેશ છે સ્ત્રી કેળવણીનો ઉદ્દેશ **સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામ ભાઇના** નીચેના ફકરામા બરાબર સમાઇ જાય છે

'સ્ત્રીઓ પડિત થાય, રસજ્ઞ થાય, કુટુબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન, અને સુદર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુબ બધનમાથી મુક્ત (સ્વતત્ર) થાય, અને તે મુક્તતા અને સ્વતત્રતાથી કુટુબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી કુટુબનુ ખરુ કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે તથા વૃધ્ધવર્ગની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે વળી સાધ્વી પત્ની થઈ પતિનુ જીવન ઉન્નત કરે! પતિત પાવન મેના ભગિની બની દુખ તિમિરમા ડુબતા ભાઇઓના આત્માહૃદય ઉધ્ધારે અને છેવટે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રજાવત્સલ જનની તરીકે સ્વદેશમા ઉચ્ચ મૂર્ત્તના તેજસ્વી ઉલ્લાસ ભર્યા કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે–એજ **આર્ય સુંદરીઓના જીવનની સફળતા છે!"**

આથી વધારે વત્સ તને બીજુ શુ કહુ? સાભળ આજથી તુ પ્રતિજ્ઞા કર કે "દેશના કોમના ઉધ્ધારની ખાતર આ દેશની સ્ત્રીઓને તેમના યોગ્ય સ્થાને મુકવા ભગીરથ પ્રયત્ન આદરીશ અને તેમ કરવામા હુ મારા જીવનજનની પણ દરકાર કરીશ નહી" હાલ તરત માટે આટલુ બસછે થોડા વખત પછી મારા બીજા મનોરથો પૂર્ણ કરવા ફરી તારી મુલાકાત લઇશ કોમ અને દેશની ઉન્નતિ માટે હજી પણ ઘણા બીજા ડુગરો અને ખડકો ઓળગવાના છે પણ અત્યારે આટલુ બસ હોવાથી તને તારા કર્તવ્યમા ચુસ્ત રહેવા છેલ્લી ભલામણ કરૂછુ

આટલુ કહી દેવી અદ્રશ્ય થઈ ગઈ બસ, મા ગઇ! ગઈ તે ગઇજ અહાહા! કેવી આનદી મુલાકાત! હુ નમાયાને વ્હાલી માતુશ્રીની મુલાકાત! બસ તે મહાન્ દેવીની શિખા મણ ખરી તેજ ખરી અહીં મારા વિચારો સ્ખલિત થયા કારણકે મારી ઓરડીનુ બારણું ખખડયુ અને આખો ખોલી જોઊ છુ તો સૂર્ય દેવતાએ અધકારને હરાવી, સમસ્ત પૃથ્વીપર પોતાનો અમલ શરૂ કરી દીધો હતો.

---




પ્રિય વાંચનાર! આજથી "કચ્છી જૈન મિત્ર"માં, **કચ્છી–સપાટાના** જે ચિત્ર વિચિત્ર દ્રશ્યાદ્રસ્ય! રંગ રંગાશે! તેથી તમારાં મનોરથો મનમાં ને મનમાંજ ભંગાશે! અનીતિ ભૂલાશે અને નીતિનાંજ ખરાં સ્વરૂપો બહાર પડશે! ભલે! તમો વિદ્વાન પંડિત યા મહા શ્રીમંત હો! ગરીબ યા ગમાર હો! મહા સભામાં બોલનાર પ્રસિદ્ધ વકતા યા ધોળાં ધોળાં મલાઇ જેવાં કે સ્વચ્છ આકાશ જેવાં કાગળોપર તમારાં પોતાનાજ કાળાં ચિત્રો ચિતરનાર હો! મોટા વેપારી અથવા મોટા હોદ્દાવાળા હો! પણ એવાં બધાં અનીતીવાળાંઓને "પાગલ" ના કચ્છી–સપાટાનો શબ્દરૂપી પ્રહાર સહન કરવો પડવાનોજ! પાગલ કદી ન ડરવાનો! એ તો જેતુ જેવું જુએ ને સાંભળે તેનુ તેવા રંગે કહી દેવાનો ને લખી દેવાનો! જેવા ગુણ તેવાજ ગાવાનો અને ખરી ખબર લેવાનોજ! એ ખરી ખબર લેવા માટે પ્રભુ તરફની મહાન્ સન્તાનો ઉપયોગ લઇ બરાબર મ્હોંટે સાદે બ્યુગલ ફૂંકવાનોજ! સમજ્યા મારા મહેરબાન–કદરદાન મિત્રો!

× × × × × × × ×

ભલે! કચ્છી જૈન મિત્રના અધિપતીરાજ! તમે તો બાજનું ખૂબ ધર્યું રૂપ આજ! તમારી નોંધમાં હવે ઠીક નોધાશે સમાજ! પણ ઢીલા ન થશો, કમર કસી બાંધશો! તોજ કુધારાઓને હાંકી કાઢશો! પાગલને જગા મલી ખાસ! હવે સમાજ માટે જે થશે ભાસ! તેજ લખશે ખરેખાત! તમારૂં માસિક રૂપી સૂર્યનું પ્રકાશ પ્રગટયું તેથી દુષ્ટો થશે નીરાશ! ભલે દોડે લઇને શ્વાસ પણ મારો સપાટો પીછો ન મુકે ખાસ! પાગલની ઉદાસી મટી, આજ સુધી છાસ હતી ખટી! પણ મરી મસાલાના જોરથી જરૂર થશે સાકર જેવી મીઠી! હવે બધાને કરવાં મ્હાત! સમજ્યા અધિપતીરાજ! ન સમજ્યા હો તો ભૂંગળી આગળ રાખો કાન! સમજીને તમો પણ ખાસ નોંધમા કરાવો ભાન! હો...ઓ...ઓ...ઓ...મ...હે...ર...બા...ન!

શું કહું આજ કાયની કહાણી ! જે સહુ સ્થાને ભરાણી ! ઘણાંયે ખેંચી તાણી પણ જે અનાથ બિચારી બાળાઓના નસીબે લખાણી ! લોભી બાપના લોભે ફસાણી તેની, કોઇએ કાંઈ દિલમાં દાઝ ન જાણી નાની બાળાઓ બુઢ્ઢાવરને પરણી શું સુખ પામે ! બિચારી પિડાય દુખે પાપે ! એ મહા દુઃખને જાણી સમાજે કાયદાની કરી ઘાણી પણ અગ્રેસરોએજ કાયદાને ભરાવ્યું પાણી ! એવા મહાન્ અગ્રેસરોજ ! સમાજમાં આગળ પડતુ માન મેળવવાનો લાભ લેનારા નરોજ જ્યારે કાયદો તોડે ખરો અને કેસ નં મંડાય 'ખરો ત્યારે શું મુખથીજ કહેવું ખરો ! ગરીબોને શિક્ષા કરનારાજ પૈસા આપી બાપડીની ભિક્ષા માગનારાજ હોય ! ત્યારે "વાયે માર્યું માનવી તેનો કોણ કરે ન્યાય ! વહો ! વહો !! વહો !!! સુધારક રાય ! અહા ! સમાજનું નિકંદન થાય ! અને લોકો તો :--

ચોપાઇ.

હેં ! હે ! હસીને ચાવે પાન ! ચઢી બગીયે ભૂલેભાન !
ભમે હોટેલે કરતા તાન ! રાખે સારંગીમાં ધ્યાન !
ખોઇ શુદ્ધને બને નાદાન ! આવે ન કરતાં મને વખાણ !
હરે ! ફરે ! ને મોજુ કરે ! ગળાં કાપીને પેટજ ભરે !
લેશ ન ધર્મે કદીયે ફરે ! ચડે કલેજે લક્ષ્મિ હરે !
અહા ધિ ક ધિ ક એવા નર ! ઠીક થાત જો ઉપજ્યા ખર !,
ખરે વિધાતા ભૂલી ભાન ! કાગને આપ્યું મનુષ્યનું માન !,
ચેતો ! ચેતો !! 'પાગલ' કહે !- નહીં કાં નર્કની વાટજ વહે !

"પાગલ."



## ગઝલે-રંજુર.

નિર્ભય સમયમાં મોજથી, અમ સંગ રંગ રમનાર દિલ !
કાં આજ મ્હો મચકોડતાં, 'પ્રેમે દિલે વસનાર દિલ !
હૃદય અમ છે એક ત્હાં, કહો અન્યનું વળનાર શું ?
શાને થયાં જુદા હવે ? જગ સૂખને હસનાર દિલ !
પ્રેમના અનુસંગીપર, કાબુ ન કોઇનો ચાલશે ;
આત્મીક બલતે ક્યહાં ગયું ? 'હવે હાજીહા કથનાર દિલ !
છે પ્રેમ સાચો તો થશે;' બ્રહ્માએ ફળ પ્રદના કરો ;
શ્રધ્ધા ગઇ તે આજ ક્યહાં ? કહો વિષયમાં ફસનાર દિલ !
રંજુર' તહમારે અન્તરે છે, વાસો હમારો નિત્યનો;
કહીને પ્રપંચો કાં કર્યો ? લઇ અવનવા અવતાર દિલ !

---

## શ્રી કચ્છી જૈન એસોસીએશનનો મેળાવડો




લાઈન ૧ લી—૧. મેળાવડાના પ્રમુખ સાહેબ. ૨. છ સી એસ આઇ નો ખિતાબ મેળવનાર કચ્છના મહારાઓશ્રી.

૨ જી—બેચેલર ઓફ આર્ટસ (B A) ની પરિક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓ

૩ જી—એસોસીએશનના સ્થાપક, કે જેઓના નામ સાથે એસોસીએશનના કાર્યવાહકોએ પ્રાઈઝ કાઢેલ છે (ઉમરશી રાજપાર પ્રાઇઝ) ૨ પહેલા વર્ષનુ પ્રાઈઝ મેળવનાર વિદ્યાર્થી. ત્રીજા વર્ષનુ પ્રાઈઝ કચ્છ જખૌના રહીશ મી લધુ હીરજી ભગતે મેળવ્યુ છે

ફોટો ] [ ગુરૂદાસ અને ૩

અચળ ગચ્છાધિપતિ



શ્રી વિધિપક્ષ ગચ્છનભો મણિરત્ન વિદ્વત્ચૂડામણિ
આચાર્ય મહારાજ શ્રીમદ્ જીનેંદ્રસાગર સૂરીશ્વરજી મહારાજ.

श्री विधिपक्षगच्छनभो मणिरत्न विद्वच्चूडामणि

# श्रीमान् जिनेंद्रसागर सूरीश्वरजी महाराजनी टुंक जीवनरेखा.



गुण समुद्र चरपाद्पद्मं दिव्य प्रभाशाली गुरुं जिनेद्रं
श्री शान्ति प्रियं घृतदिव्यज्ञान चिराप्रशान्तं स्वगुरुं नमामि.—क्षेत्रसिंह



**અચળગચ્છોત્પત્તિ:**—મહાવીર સ્વામીના ગણધર શ્રીમાન્ સુધર્મા સ્વામીની ૪૬ મી પાટે આવેલા શ્રીમાન્ જયસિંહ સુરિના પટ્ટધર શ્રીજંગમયુગ પ્રધાન શ્રીમાન આર્યરક્ષિત સૂરીશ્વરજીથી આગચ્છની ઉત્પત્તિ થઈ છે. તીર્થંકર મહારાજ શ્રી સીમંધર સ્વામીના મુખથી સાંભળેલ શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજીના ચારિત્ર પાલનના વખાણથી શાસનદેવી શ્રી ચક્રેશ્વરી તથા પદ્માવતીએ આગચ્છના આગળના નાણુક નામના ગચ્છ નામને ફેરવી શ્રી વિધિપક્ષ ગચ્છ નામ પાડેલું છે. તેનું બીજું નામ શ્રી અચળ ગચ્છ છે જે શ્રી હેમાચાર્ય મહારાજે તથા પરમાર્હત શ્રી કુમારપાળ મહારાજે પાડેલ છે. આગચ્છમાં શ્રી આર્યરક્ષિતસૂરિ, શ્રી જયસિંહસૂરિ, શ્રી મહેંદ્રસૂરિ, શ્રી મેરૂતુંગસૂરિ, શ્રી જયશેખરસૂરિ, શ્રી કલ્યાણ સાગરસૂરિ, જંગમયુગ પ્રધાનો થયા છે તેમજ અનેક મહાન્ ધર્મ ધુરંધર સમર્થ આચાર્યો થએલા છે (જેમના રચેલા અનેક અપૂર્વ ગ્રંથો હાલમાં ગ્રંથ પ્રસિદ્ધિ ઘણી ચાલે છે છતાં પણ બહુજ ઓછા પ્રગટ થયા છે. કેટલાક અપૂર્વ ગ્રંથો અલભ્ય છે).

તોતેરમી (૭૩) મી પાટે પૂજ્ય ભટ્ટારક શ્રી વિવેક સાગર સૂરીશ્વરજી મહારાજ થયા તેમની પાટે ચરિત્રનાયક શ્રી પૂજ્ય મહારાજ શ્રી જિનેંદ્રસાગર સૂરિશ્વરજી મહારાજ હાલમાં બિરાજ માન છે. તેઓ શ્રીજી કચ્છ દેશના મનોહર ગોધરાગામ નિવાસી સુશ્રાવક શ્રીયુત કલ્યાણજી ભાઈના સુપત્ની બાઈ લાછલદેની સુકુક્ષીથી સંવત્ ૧૯૨૯ ની સાલમાં અવતર્યા. સંવત ૧૯૩૬ ની સાલમાં સૂરીશ્વરજીના પૂજ્ય પિતાશ્રીજીએ શ્રી પાર્શ્વચંદ્ર ગચ્છના મુનિરાજ શ્રી કુશલચંદ્રજી મહારાજ પાસે દીક્ષા ગ્રહણ કરી તે વખતે સદગુ મહાત્માશ્રીને શ્રીમાન્ વિવેકસાગર સૂરીશ્વરજી મહારાજને અર્પણ કર્યા. બાળપણથીજ મહાત્માશ્રીના અપૂર્વ સદ્વર્તનથી શ્રીજીસાહેબ શ્રી વિવેકસાગર સૂરીશ્વરજી મહારાજે ધાર્યું હતું જે આગળ જતાં આ શિષ્ય ગાદીને સંભાળવા લાયક થશે. તેમનામાં જ્ઞાન ગ્રહણ કરવાની બાળપણથીજ દિવ્ય શક્તિ પ્રાપ્ત થએલ (છે). આવી અદ્ભુતમ શક્તિથી રંજીત થઈ વિવેકસાગર સૂરીશ્વરજી મહારાજશ્રીએ તેમને વ્યવહારિક તથા સાધારણ ધાર્મિક કેળવણી અપાવવાની શરૂઆત કરી. થોડા વખતમાંજ તે જ્ઞાન સંપૂર્ણ કરી કર્મગ્રંથાદિ દ્રવ્યાનુ યોગના ગ્રંથોમાં પ્રવેશ કર્યો. થોડા વખતમાં તે પણ પુર્ણ થતાં સૂરીશ્વરજી મહારાજશ્રીની ખાતરી થઇ કે તેઓ આગળ જતાં મહાન્ વિદ્વાન્ થશે. આ કારણથી તેઓ શ્રીજી (ચરિત્ર નાયક) ને સંસ્કૃત વ્યાકરણમાં પ્રવેશ કરાવવામાં આવ્યો. ચંદ્રિકા અને પછી સિદ્ધાંત કૌમુદી જાણે વાગ્દેવીએ તેમના કંઠસ્થાને વાસ કર્યો હોય તેમ થોડા વખતમાં પુર્ણ થતાં પંચકાવ્ય, છંદઃશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર,

જીવનનો દ્દેશ હોઈ શકે? અમો જન સમુદાયને રાત દિન એવુંજ કહીયેછીએ, અગરતો તેવુ કરતાં નજરે નિહાળીએ છીએ. તો પછી આ સંસારની અતિરિકત અમારો જીવનોદ્દેશ કોઈ અન્ય હોઈ શકે? પરંતુ સૂક્ષ્મ દ્રષ્ટિયે નિહાળીશું અને તેના ઉપર વિચારસહ અવલોકન કરીશું તો આપણને તુર્તાતુર્ત સમજાશે કે વાસ્તવિક તેવો તો ઉદ્દેશ નજ હોઈ શકે. એવું માનવું તે તો એક મહાન ભુલ ગણાય. જીવન લક્ષ્યમાં દુનિયાદારીનાં કાર્યોને લીધે આ સંસાર કદાપિ પણ યોગ્ય ઉચિત સ્થાન નથી.

કયા પ્રકારનું કાર્ય કરવાને માટે, કેવા પ્રકારનું કેવળ કયું સ્થાન ઉચિત માનવું, કે જ્યાં તે આરંભેલું કાર્ય સરળતા, સુગમતા અને ઉત્તમતાથી અથવા થોડીઘણી મુશ્કેલીયો વેઠવા છતાં તે કાર્ય પરીપૂર્ણ કરી શકાય. જ્યાં અનેક પ્રકારની મહાન મુસ્કેલીયો તથા અન્ય પ્રકારના અનેક વિઘ્નોથી છુટકારોજ ન થાય તો પછી તે સ્થાન તે કાર્યને લીધે ઉચિત નજ કહેવાય. નિસંશય આ નિયમ આ સંસારમાં ધન, માન, ઉપાધિ, ઐશ્વર્યાદિને બરાબર લાગુ પડે છે. ધન, માન, ઉપાધિ, તથા ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને માટે અમો અનુલ્લંઘનીય મુસ્કેલીયો, માનસિક કલેશો, અને પ્રસંગાનુસાર અનેક ઉદ્દભવતી ચિન્તાઓથી નિવૃત્ત પણ થઇ શકતા નથી પ્રથમતો તેને પ્રાપ્ત કરવાને અનેકાનેક સંકટો વેઠવા પડે છે. તેમજ તેને સુરક્ષિતપણે જાળવી રાખવા માટે પણ અનેક ચિન્તાઓ, આર્થિક હાનિઓ, સ્વાસ્થ્ય હાનિઓ, માનસિક કલેશો અને કોઇક પ્રસંગે આત્માર્પણ પણ કરવું પડે છે. આ ઉપરથીજ અમારા જીવનનો ખરો ઉદ્દેશ ઉપરોકત તો હોઇ શકેજ નહિ ઉપરોકત બાબત હૃદયમાં સ્ફુરાયમાન થતાંની સાથેજ હૃદયમા કંપારી છુટે છે! આ બાબત કોઇપણ જન સમાજથી અજ્ઞાત નહિજ હોય. અમારી તો આ બાબતમા એટલે સુધી માન્યતા છે કે, ધનાઢય ગૃહસ્થો તથા ઉપાધિધારી સજ્જનો અવશ્યમેવ આ બાબતના થોડા ઘણાપણ અનુભવી હોવા જોઇએ. ઉદાહરણ તરીકે આપણે ધન પ્રાપ્તિનો વિચાર કરીએ. ધન એ એક એવી વસ્તુ છે કે, જેને પ્રાપ્ત કરવામાં અને તેનો સગ્રહ કરવામાજ પ્રત્યેક મનુષ્ય બહુધા કરીને પોતાના જીવનનું સાફલ્ય માને છે; અર્થાત તેનેજ પોતાનું પરમ કર્તવ્ય માને છે. પરંતુ વિચાર કરો કે ધન પ્રાપ્ત કરવા ? મનુષ્યને કેટલી મુસ્કેલી, તથા શારિરીક, માનસિક, આત્મિક કેટલા કલેશો વેઠવા પડે છે? આટલું આટલું સહન કરવા છતાં કેટલી વ્યકિતયો પોતાના ઇચ્છિત દ્રવ્યને પ્રાપ્ત કરવામાં સફળ નિવડી છે! અમો તો એમજ કહી શું કે, ઘણાજ થોડા અનેક તરેહના દુષ્કર સંકટો વેઠીને પ્રાપ્ત કરેલુ ધન કોઇપણ મનુષ્ય ચિરકાળ સુધી પોતાની પાસે રાખી શકતો નથી કારણ આ દેહનોજ (જીન્દગી) પરીપૂર્ણ ભરોસો નથી.—

દારે ફાની જહાંની, મોતસે એક પલ નહિ;<br>
કયા ભરોસા જીન્દગીકા, આજ હય ઔર કલ નહિ —(અમૃત).

આ પ્રમાણે જીન્દગી માટે છે તો ધનને માટે શું કહેવું? મરણબાદ તે સઘળું ધુળધાણી છે!
"जीते जीधनके कारण अनेक संकट!"

વળી આજે રાય તો કાલે રંક! જેઓની પાસે અગણિત દ્રવ્ય હતું, તેવા નરોને વખત પરત્વે ઘેરઘેર ભીક્ષા યાચતાં આપણે નિહાળીયે છીએ તેમજ આવી રીતના દાખલા ઐતિહા-

સિક વાર્તાઓમાં ઘણુંમળી આવે તેમ છે. આ ઉપરથી નિસંશય કેવળ ધન પ્રાપ્તિજ અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ સંભવતો નથી. તેમજ માન તથા ઐશ્વર્યની બાબતમાં પણ સમજવું. માન તથા ઐશ્વર્ય સમ્પાદાર્થે અનેકાનેક માનસિક કલેશો, શારીરિક કષ્ટો, આત્મિક પતન, આર્થિક તથા સ્વાસ્થ્યસમ્બન્ધિની હાનિયો વેઠવી પડે છે. આટલું વેઠતાં કદાપિ તેમાં વિજયી નિવડયા તો પછી તેને સુરક્ષિત સાચવી રાખવાર્થે જીવન પર્યંત ચિન્તાતુર રહેવું પડે છે. અર્થાત તેના નાશની ચિન્તા હૃદયમાં હોળીની જ્વાળા માફક સળગ્યાં કરે છે. આવો એક કુદરતિજ નિયમ છે.

તેના અતિરિક્ત સમયના હેર ફેર અથવા દેશવિપ્લવાદિનાં કારણોથી હૃદયવિદારક વર્તન થાય છે તે તો સર્વથા અકથનીય છે. આવી રીતના અનેક વિચારો કર્યા બાદ બેશક કબુલ કરવુંજ પડશે કે, આ સંસારમાં ધન પ્રાપ્ત કરવું અથવા માન, ઐશ્વર્ય સમ્પાદન કરવું તે અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ હોઈ શકે નહીં.

ઠીક! તો પુનઃ એજ પ્રશ્ન ખડો થયો કે, આ સંસારમાં અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ શું છે?

અમે જે કંઇ કરીએ છીએ તેનો સારો યા બુરો પ્રભાવ અમારા જીવનોદ્દેશપર અવશ્યમેવ પડે છે, પછી ગમે તો અમારૂં કાર્ય અમારા જીવનોદ્દેશને અનુકુલ હોય અગર પ્રતિકુલ હોય. ત્યારે હવે જોઇએ કે, અમારૂં કર્તવ્ય શું છે કે, અમારા પ્રત્યેક કાર્યપર તેનો સારો યા બુરો પ્રભાવ થોડો કે ઘણો અવશ્યમેવ પડે છે. એજ કર્તવ્ય અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ હોઈ શકે. તે બાબતે વિચાર કરતાં પ્રતિત થાય છે કે, એવું કર્તવ્ય તે તો ફક્ત આત્મા સંબંધીનુંજ હોઈ શકે. જન સમાજ પોતાના ધન, માન તથા ઐશ્વર્ય સંબંધિ કાર્યમાં ગમે તો વિજયી નિવડો અગર તો નિષ્ફળ નિવડો પરંતુ તે કાર્યોના સાધનદ્વારા તેમનો આત્મા અવશ્ય થોડોઘણો ઉન્નતિ અથવા અવનતિ વાળો બનશેજ. અસ્તુ! જ્યારે અમારા આત્માની ઉન્નતિ અથવા અવનતિ થવી તે અમારા પ્રત્યેક કાર્યોથીજ અવશ્ય ભાવીછે તો પછી એ સ્પષ્ટ છે કે, ફક્ત આત્માને ઉદ્દાર અથવા તેને ઉન્નત બનાવવો તેજ અમારા જીવનનો પરમ ઉદ્દેશ હોઈ શકે, કારણુ તેના ઉપર સમયચક્રની કળા ચાલી શકતી નથી, તેમજ કોઈ રાજકીય ઉથલપાલટ તે કર્તવ્યમાં વિઘ્ન આણી શકતી નથી. તે માર્ગે વિચરનારને કોઇપણુ રોકાવટ કરી શકતુંજ નથી. તમો સંસારના કર્તવ્યો તરફ નજર કરશો તો વિશેષતઃ તમો એજ મેળવી શકશો કે, સંસારિક દરેક કર્તવ્યો હરકોઈ રીતે હાર્દીક વેદનાઓથી પરિપૂર્ણતાવાળાં અથવા તો કોઈ માનસિક કલેશોથી ભરપુર અગર આર્થીક તથા શારીરિક પીડાઓથી તરબતર સિવાય અન્ય દેખાશે નહિ. ઉપરથી ફક્ત આત્માના ઉદ્દાર તથા ઉન્નત કરવાનું કર્તવ્ય તેમાંજ સાચું સુખ તથા શાન્તિ સમાયેલી છે તે સમજાયા સિવાય રહેશે નહી.

હવે આ વિષયમાં પછી એક પ્રશ્ન ઉભો રહે છે કે, આત્માને ઉન્નત બનાવવો એજ મુખ્ય કર્તવ્ય અથવા અમારો જીવનોદ્દેશ છે. કારણુ કે તે કર્તવ્ય જરા પણુ દુઃખદાયક નથી પરંતુ અપાર આનંદવર્ધક અને શાન્તિદાતાજ છે, તો પછી મોટા મોટા મહાત્માઓને

અનેક દુસ્સર કષ્ટ શા માટે વેઠવા પડે છે? શું સૉક્રેટીસ (Socrates) અને 'ઇસુમસીહ' મહાત્મા પુરૂષો ન હોતા? તો એક ને શા કારણથી વિષનો પ્યાલો પીવો પડયો, અને બીજાને શૂળી દેવામા આવી? આવા ઘોર કષ્ટ તેમને પામવાનું કઇ કારણ? જન સમાજ તેઓના એવા દુશ્મનો શા માટે થઇ પડયા કે તેઓના નાશના નિમિત્ત થયા?

ઉપરોકત બાબતમાં એવોજવાબ કદાપિ દઇએ કે, જન સમાજે તેઓને આ એક જાતનો ઘોર અન્યાય આપ્યો (કર્યો) પરતુ તે પ્રત્યુતર વાસ્તવિક ખરો કહેવાય નહિ કેમકે એક પ્રાકૃતિક એવો નિયમ છે કે કોઇપણ જીવજતુને આપણે પગથી ચગદી શુ, તો કંઈ નહિ પણ પોતાને બચવાનાં ઉપાય માટે આપણુને તે કરડશેજ. એ મહાત્માઓના આત્મા ઘણાજ ઉન્નત હતા, અતએવ તેઓ એ પોતપોતાના વિચારાનુસાર સમયપરત્વે જનસમાજને પ્રતિદુઃખ વિચારો પ્રકટ કર્યો હતા, અને તે વિચારો અધિકાર સિવાયની વ્યકિતઓમા પણ તેઓએ ફેલાવાનો પ્રયત્ન કર્યો હતો, અથવા અન્ય રીતે કહું તો તેઓએ પોતાના સમયના જનસમુદાયના હૃદય પટ ઉપર કઠોર આઘાત કર્યો! આવા ઉપકારના બદલામા અવગુણી સમાજે તેઓના પ્રાણુ લીધા

(અપૂર્ણ)



મોઢે મીઠુ મીઠુ બોલનારા, હાજી હા કરનારા અને ચાલતી વહેલમા બેસી જનારા માણસો આ સસારમા ઘણા જોવામા આવે છે; પણ મોઢે ખરૂ કહેનારા, સત્યનો સ્ફોટ કરનારા, ખરી વસ્તુસ્થિતિ સમજાવનારા અને કડવા પણ અતે લાભદાયી નીવડે એવા હિતાવહી વચનો કહેનારા તેમજ સાભાળનારા ઘણાજ થોડા જોવામા આવે છે વૈદ્ય કડવી દવા આપે છે પણ અતે એ દવા ફાયદો કરતા થઇ પડે છે આપણી ભૂલો આપણુને તે દૂર કરવા, અને સુધારવાના હેતુથી બતાવનારા અને કહેનારાજ આપણા શુભેચ્છકો અને શુભચિંતકો છે તેમના તરફ માઠુ ન લગાડતા ઉપકારની લાગણીથી જોવાની જરૂર છે



---

લેખમા સાધારણ વાચક પણ સમજી શકે તેવી સાદી ભાષા વાપરવા ખાસ ભલામણ કરવામાં આવે છે

ઑ. ન. શ્રી

## અમારા વધુ સહાયકો.



શ્રીયુત કુંવરજી રાજપાળ.



શ્રીયુત લાલજી મેઘજી છભાયા.



શ્રીયુત ખીઅશી બુધા.

અમોને જણાવતા અતિ આનંદ થાય છે કે, આ માસિકની ઉપયોગિતા સમજી ઉકત શ્રીમંતોએ અને ગુર્જર જ્ઞાતિના જાણીતા આગેવાન શેઠ શાન્તિદાસ આસકરણ શાહે (ફોટો તૈયાર નહોવાથી હવે પછી) માસિકના નિભાવ ફંડ ખાતે યોગ્ય સહાય આપેલ છે તેમજ શ્રી ક. દ. ઓ. જ્ઞાતિના આગેવાન શેઠ ખેતસિંહ ખીઅશી જે પી એ સહાય આપવા વચન આપેલ છે, જે માટે અમો અંતઃકરણથી આભાર માનીએ છીએ

ઑ. તંત્રી અને વ્યવસ્થાપક.

## હિન્દના દાદા



મહર્ષિ દાદાભાઈ નવરોજી.

| | |
|---|---|
| મુંબઈ. | મુંબઈ. |
| જન્મ-તા ૪ થી સપ્ટેમ્બર ૧૮૨૫. | સ્વર્ગવાસ-તા. ૩૦ મી જુન ૧૯૧૭, |

નવયુગ ઉપરથી.

ચિત્રકાર· બી. એ એચ. મુવર

# મહર્ષિ દાદાભાઈ અવસાન.

( લેખકઃ—રા. મોહનલાલ, જી. પંડયા. )

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ લય. )

દિલના સાચા દિલાવર "દાદા" ક્યાં ગયા,
સાચું જે હા હિંદ તણું હથિઆર જો;
કરતાએ શું કોપ કર્યો ? અમ ઉપરે,
હરણ કર્યું મહા કાળ થઈ તૈયાર જો.—દિલના.

દુર્ભાગ્યે શું દુશ્મન ગત આ દાખવી.
વાળ્યું રે આ ક્યા જનમનું વેર જો;
હરણ કર્યા તેં એક પછી એક હીરલા,
ભાર્ત ભૂમિને દેવા માડ્યું ઝેર જો —દિલના.

વિજય કરી વૈકુંઠ પધાર્યા દાદિલા,
શરણ પડયા આ બાળનું શું થાય જો;
કેળવણી વૃક્ષોનાં સિન્ચન ક્યાં થશે,
એ તાપે અમ હૃદય ઘણુ અકળાય જો;—દિલના.

સ્વરાજ્યના સર્વોત્તમ દર્શક માર્ગના,
પાયા રૂપે આપ હતા ભડવીર જો;
તન, મન, ધન, સૌ અર્પણ કીધું હિંદને,
ધન્ય જનેતા દાદસીઆ નરવીર જો;—દિલના.

સ્વર્ગ વિષે જઈ દેવસભા દિપાવશો,
રખડાવ્યાં આ ભારત મંડળી રોજ જો;
ખુરશી ખાલી હિંદતણી કૉન્ગ્રેસની,
નથી ગોપાળ નથી મહેતા ફીરોજ જો—દિલના

પ્રભુ ઇચ્છા તુજ હોય હતી તે નીપજ્યું,
ક્ષમા કરો હદ થઇ છે લાગું પાય જો;
શેષ રહ્યાને શાન્તિ આપો શ્રી હરિ,
શરણે આવ્યા તેની કર સંભાળજો—દિલના.



“કચ્છી જૈન મિત્ર” ના ગ્રાહકોને ભેટ—

હિન્દના દાદા



મહર્ષિ દાદાભાઈ નવરોજી.

મુંબઈ.
જન્મ-તા ૪ થી સપ્ટેમ્બર ૧૮૨૫.

મુંબઈ.
સ્વર્ગવાસ-તા. ૩૦ મી જુન ૧૯૧૭.

# મહર્ષિ દાદાભાઈ અવસાન.

( લેખક —રા મોહનલાલ, છ. પંડ્યા. )

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ લય )

દિનના સાચા દિલદાર "દાદા" ક્યાં ગયા,
સાચું જે હા હિંદ તણું હથિયાર જો,
કરતાએ શું કોપ કર્યો? અમ ઉપરે,
હરણ કર્યું મહા કાળ થઈ તૈયાર જો—દિનના

દુર્ભાગ્યે શું દુશ્મન ગત આ દાખની
વાળ્યું રે આ ક્યા જનમનું વેર જો,
હરણ કર્યા તે એક પછી એક હીરલા,
ભારત ભૂમિને દેના માર્યું ઝેર જો—દિલના

વિજય વરી વૈકુંઠ પધાર્યા દાદિલા,
શરણ પડ્યા આ બાળનું શું થાય જો,
કેળવણી વૃક્ષોના સિન્ચન્ ક્યાં થશે,
એ તાપે અમ હૃદય ઘણું અકળાય જો,—દિનના

સ્વરાજ્યના સર્વોત્તમ દર્શક માર્ગના,
પાયા રૂપે આપ હતા ભડવીર જો,
તન, મન, ધન, સૌ અર્પણ કીધું હિંદને,
ધન્ય જનેતા દાદનીઆ નરવીર જો,—દિલના

સ્વર્ગે વિષે જઈ દેવસભા દિપાવશો,
રખડાવ્યા આ ભારત મંડળ રોજ જો;
ખુરશી ખાલી હિંદતણી કૉન્ગ્રેસની,
નથી ગોપાળ નથી મહેતા ફીરોજ જો—દિલના

પ્રભુ ઇચ્છા તુજ હોય હતી તે નીપજ્યું,
ક્ષમા કરો હદ થઇ છે લાગુ પાય જો,
શેષ રહ્યાને શાન્તિ આપો શ્રી હરિ,
શરણું આવ્યા તેની કર સંભાળજો—દિલના



# ગૃહદેવિની ગૌરવતા.

લખનાર: સ્વ. સૌ. ઉર્મિલા બ્હેન.



જ્યારે ત્હમે આનન્દિત હશો ત્યારે હું ત્હમારો આનન્દ બમણો વધારીશ; અને જ્યારે ત્હમને દુઃખ થતું હશે ત્યારે ત્હમારૂં દુઃખ અડધું ભાગમાં લઇને ઓછું કરી નાખીશ, તેથી તે ત્હમને આનન્દરૂપ થશે—આનન્દ કરતાં પણ વધારે સુખકર થશે. જ્યારે ત્હમે શરીરે સુખી હશો ત્યારે વિનોદ અને વિવિધ સુખોથી ત્હમને અતિ તૃપ્ત કરી નાંખીશ; અને ત્હમે માંદા પડશો ત્યારે ત્હમારી સેવા કરીશ; ત્હમે થાકયા હશો ત્યારે મ્હારી છાતી ઉપર માથું મૂકી ઉંઘ લેજો—એ ત્હમારો તકીઓ બનશે. રાત્રિ દિવસ મ્હારો આત્મા ત્હમારી સાથેજ રહેશે અને મ્હારા બે ભુજ નિરન્તર ત્હમને વીંટિલા રહેશે. જ્યારે ત્હમને મ્હારો ખપ નહિ હોય ત્યારે હું ખસી જઇશ; અને જ્યારે મ્હારો ખપ હશે ત્યારે ત્હમારી પાસે આવીશ. જો હું ત્હમારા પ્હેલી મૃત્યુ પામીશ, તો તો ઘણું સારૂં; તેથી ત્હમને મ્હારી ખોટ પડશે પણ જો ત્હમે મ્હારા પ્હેલાં મૃત્યુ પામશો તો હું ચિતામાં બળી ત્હમારી જોડે આવીશ કારણ ત્હમારા વગર હું જીવી શકીશ નહિ. એક દિવસ પણ જીવીશ નહિ; કેમકે જે મ્હારે મન આ સંસારમાં સાર હતો—જેને લીધે આ સંસારમાં યથાર્થતા હતી, તેના ગયા પછી, સ્વપ્ન, ચન્દ્રિકા, સરોવરના પાણીના પ્રતિબિમ્બ, છાયા વગેરેની પેઠે હું પણ શૂન્યતામાં લુપ્ત થઈ જઇશ. કારણ હું તો ફક્ત ત્હમારા રૂપે જે દેહ અસ્તિત્વમાં છે, ત્હેની જોડી, ત્હેની નકલ ત્હેનો પ્રતિધ્વનિ નહિ તો બીજી કોણ છું? ત્હમારી ધ્રુવ અને અરૂંધતી, ત્હમારી રતિ અને રાધા ત્હમારી ચકવાકી અને ક્ષેત્રભૂમી, તમારી શક્તિ અને સુગમરૂપ થવું તે શું મ્હારૂં કર્તવ્ય અને મ્હારો ધર્મ નથી? ત્હમારા પ્રેમના પર્વતથી મ્હને વલોવશો તો દુધના સમુદ્રની પેઠે મારામાંથી મ્હારૂં સત્વ ત્હમને મળશે, અને ત્હમને જણાશે કે પતિવ્રતા સ્ત્રી એ સૌન્દર્યનું નવનીત, યૌવનનો મદ્ય આનન્દનો મધુર રસ અને હાસ્યનું લવણ છે, અને તે સમુદ્રના મોજાના ફીણમાંથી ઉદ્ભવ પામે છે. હું ત્હમને અમૃત રૂપ, કર્પૂર ગન્ધ રૂપ, કમળ રૂપ અને માધુર્ય રૂપ થઇશ અને ત્હમારા જીવનનું તત્વ અને રસ બતાવીશ. પછી ત્હમે કબુલ કરશો કે તમ્હારા વગર મ્હારૂં જીવન શૂન્યતાથી ભરપૂર, અર્થ વગરના શબ્દ અને ચંદ્ર વગરની રાત્રિના જેવું થશે.

**ઉષાનન્દિની.**



# શારીરિક કેળવણી.

(ડૉ. પુનશી હીરજી મૈશેરી, એલ. એમ. એન્ડ એસ.)



શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુખી તો દુઃખી છે સદા તે.

કેળવણી એટલે શરીર અને મનના દરેકે દરેક અવયવને એવી સ્થિતિમાં લાવવો કે મનુષ્ય જીવન ઉચ્ચતર બનાવવામાં તે દરેક અવયવ પોતાનું કાર્ય સુંદર રીતે બજાવી શકે.

હાલના વખતમાં નિશાળોમાં જે કેળવણી આપવામાં આવે છે તેમાં માત્ર માનસિક કેળવણીજ ઉપર વધારે ધ્યાન અપાય છે, શારીરિક કેળવણી ઉપર નહીં જેવું જ લક્ષ અપાય છે. કેળવણી આપવી એ શિક્ષકોનુંજ કર્તવ્ય છે. એ માન્યતા ભૂલ ભરેલી છે. શિક્ષકોના હાથમાં બાળક પાંચ કે ૭ કલાક રહે છે, જ્યારે માબાપોના હાથમાં અઢાર કલાક રહે છે, એટલે શિક્ષકોના કરતાં ત્રણ ગણો વખત બાળક માબાપના સહવાસમાં ગાળે છે. કેટલીક વખત તો અણસમજને લીધે માબાપ શિક્ષકોની કેળવણીને પણ નકામી બનાવી દે છે. જમાના તરફ જોતા માબાપ પણ એટલાં કેળવાએલાં નથી કે પોતાના બાળકોની કેળવણી તરફ દૃષ્ટિ રાખી શિક્ષકોના સહાયકારક બને; પરંતુ તેઓ તરફથી એટલી તો અવશ્ય આશા રાખી શકાય કે પોતાનાં બાળક માટે વારંવાર શિક્ષકો પાસે જઇ તેમની સલાહ લઇ બન્નેએ એકમત થઈ બાળકને સુધારવા પ્રયત્ન કરવા તરફ દ્રષ્ટિ રાખવી જોઇએ.

માનસિક કેળવણીની બાબતમાં માબાપ, કેળવણી શાસ્ત્રથી અજ્ઞાત હોવાથી કદાપિ જોઇએ તેટલી મદદ શિક્ષકોને આપી નહીં શકે પણ શારીરિક કેળવણીની બાબતમાં તો શિક્ષકો કરતાં માબાપ પાસે વધારે સાધન છે એટલે શારીરિક કેળવણી આપવામાં માબાપ વધારે હિસ્સો આપી શકે અને પોતાનાં બાળકોને તન્દુરસ્ત અને સુદૃઢ બનાવી શકે. એક કવીએ Latin માં કહ્યું છે કે *"Men sana in corpor sana"* એટલે કે એક માણસનું શરીર જો સાફ હોય તો તેનો મગજ સારો હોઇ શકે છે. શારીરિક કેળવણી આપવામાં એટલે શરીરનો દરેક અવયવ કેળવીને તેને સુદૃઢ બનાવવામાં માબાપ અને શિક્ષકોએ નીચેની મુખ્ય બાબતો પર ખાસ લક્ષ આપવાની જરૂર છે:—

૧ ખોરાક, ૨ પાણી, ૩ કપડાં, ૪ હવા, ૫ પ્રકાશ, ૬ પરસેવો, ૭ નાહવું, ૮ કસરત, ૯ આરામ, ૧૦ ઊંઘ.

**૧ ખોરાક—**

શરીરને વધારવા તથા ગરમી આપવા, કામ કરવાની શક્તિ મેળવવા અને ઘસારાની

ચાએ એમ માનવાની ભુલ થવી ન જોઇએ પાણી ચોખ્ખુ હોવુ જોઇએ, નહીં તો પાણી દ્વારા અનેક રોગ શરીરમાં જન્મ પામે છે ગરમ કરી ઠારેલુ પાણી પીવુ ઉત્તમ છે બરફ વગેરે પાણીની ગરજ સારે છે પણ તે નુકસાનકારક છે અન્ન પચાવવામા ગરમીની જરૂર પડે છે તે તેના ઠંડા પાણીથી ઓછી થાય છે અને તેથી શરીરને હાનિ પહોંચે છે ચા, કાફી, સોડા, લેમન વગેરેનો કેટલાક લોક છુટથી ઉપયોગ કરે છે, પણ તેથી કેટલીક વખત શરીરને હાનિ પહોંચે છે, શરીરસ્થિતિ તન્દુરસ્ત ન હોય તે વેળા વૈદ્યની સલાહથી તેવાં પીણા લાભકારક નીવડે, પણ તૃષા મટાડવાને માટે તો સૌથી સારો ઉપાય સ્વચ્છ અને તાજુ પાણીજ છે ભૂખે પેટે અથવા અતિશય થાક લાગેલો હોય ત્યારે પાણીનો ઉપયોગ ઓછો કરવો તેવી વખતે કાંઈ પણ પદાર્થ ખાધા પછી પાણી પીવુ તેથી શારીરિક તન્દુરસ્તી કાયમ ટકી રહેશે

૨ કપડાં—

બહારની ગરમ અથવા ઠંડી હવા શરીરને અસર ન કરે અને શરીરની ગરમીને જાળવી રાખે એટલા માટે કપડા પહેરવાની જરૂર પડે છે

સુતર અને ઉનના કપડા જુદી જુદી જાતના ગુણો ધરાવે છે સુતરના કપડા શરીરમાંથી ગરમી નીકળી જવા દે છે, ત્યારે ઉનના કપડા તેને અટકાવી રાખે છે તેથી ઉનાળા જેવી ગરમ ઋતુમા સુતરના કપડા અને શિયાળા જેવી ઠંડી ઋતુમાં ઉનના કપડા પહેરવા જોઇએ નબળા બાંધાના અથવા નાદુરસ્ત તબીયતવાળાએ ગરમ કપડાંનો ઉપયોગ હમેશા કરવો જોઇએ તેમણે નીચે ફ્લેનલનુ કપડુ અવશ્ય રાખવુ જોઇએ કે જેથી બાહેરની ઠંડી હવા તેના શરીરને અસર કરે નહીં કેટલાક માબાપ અણસમજને લીધે ગરમ ઋતુમા પણ પોતાના બાળકોને શોભાને ખાતર ઉનના અને તંગ કપડા પહેરાવે છે તેથી બાળકના શરીરને હાનિ થાય છે ઋતુને તેમજ શારીરિક પ્રકૃતિને અનુકૂળ સુતર કે ઉનના કપડા પહેરવા જોઇએ ગમે તે જાતના કપડા પહેર્યા હોય પણ એટલુ તો ખાસ યાદ રાખવુ જોઇએ કે તે ચોકખા હોવા જોઇએ

(અપૂર્ણ)



શુભ અને હિતવર્ધક કાર્યો કરવાની ટેવ રાખો બીજાનુ તમારાથી બને તેટલુ ભલું કરો કોઇનુ પણ બુરૂ કરવામા કદાપિ તૈયાર થશો નહીં કાંઈ ન બને તો દૂર રહેવુ વધારે સારૂ છે પાપનું પોટલુ ઉપાડવા કરતા—પાપનો બાચકો બાંધવા કરતા પુણ્ય ન કરવુ સારૂ છે

સર વિશનજી.

# જૈન શાસન પ્રભાવક મહાત્માઓ.




જંગમ યુગ પ્રધાન ભટ્ટારક દાદાજી **શ્રી જિનદત્ત સૂરીજી** મહારાજ સાહેબની જયંતિ મોટી ધામધુમ અને હજારો સ્ત્રી પુરૂષોની સંખ્યા વચ્ચે જ્ઞાનબાગમાં ગઇ તા ૧-૭-૧૯૧૭ રવીવાર, અશાડ શુદ ૧૧ ના સવારમા ઉજવવામા આવી હતી જેની અંદર મુમ્બઇમા બિરાજતા તમામ મુનિ મહારાજાઓ તથા જૈન અને જૈનેતર સુપ્રસિદ્ધ આગેવાનોની મોટી હાજરી હતી ભાષણ કર્તાઓમા પ્રસિદ્ધ વકતા મુનિમહારાજ શ્રી ચંદનભવિજયજી અને પંડિત લાલન સાહેબ વગેરે હતા દાદાજી શ્રી જિનદત્તસુરીજીએ અનેક જાતની વિધા સિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેઓની સેવામા ૬૪ યોગીની દેવીઓ, ૫૨ વીર ક્ષેત્રપાળ તથા શાસન દેવી વગેરે હાજર રહેતી હતી એઓએ અનેક જાતના ચમત્કારો બતાવી મોટા મોટા રાજાઓ અને મહાત્માઓ વગેરે મળી ૧,૩૦,૦૦૦ નાસ્તિકોને જૈન ધર્મી બનાવ્યા હતા તથા **અહિંસા પરમોધર્મ** ના સૂત્રને વળગી રહી લાખો અને કરોડોની સંખ્યાને દયામય બનાવી જૈન ધર્મની ખૂબ પ્રભાવના કરી હતી આવા એક મહાન પરોપકારી મહાત્માની જયંતિ ઉજવનારાઓને ધન્યવાદ ઘટે છે

**શા. અભય.**





'એટલા માટે હું પોતેજ અશ્રુપૂર્ણ નયને આ શોકાવહ કહાણીનો ઉપસંહાર લખવા તૈયાર થઈ છું.'

ચિત્રકાર–રા. દત્તાત્રય.

સર્વ હક સ્વાધિન. ]

# ઘરજમાઈની કહાણી.

(લેખક—સુશીલ.)

(ગયા અંકથી ચાલુ)

## રમાની આત્મકથા.




આ કથા નો છેવટનો ભાગ પુરો કરવા માટેજ સ્વામી મને પોતાની પાછળ મૂકતા ગયા છે તેઓ જ્યારે માંદગીની પથારીએ હતા ત્યારે ક્વચિત ક્વચિત્ હાથમા કાગળ કલમ લઇ કંઇક લખ્યા કરતા તેઓ શુ લખતા તેની મને તે વખતે ખબર નહોતી માંદગી બહુ વધી ગઇ તે પછી તેઓ કંઇ લખી શક્યા નહીં આજે તેઓ સર્વ દુ ખ, સર્વ વેદના અને સર્વ અપમાનોથી મુકત થઇ આ સંસારમાથી સદાને માટે ચાલ્યા ગયા છે, 'એટલામાટે હુ પોતેજ અશ્રુપૂર્ણ નયને આ શોકાન્ત કહાણીનો ઉપસંહાર લખવા તૈયાર થઈ છુ

મારા પિતાએ જ્યારે મારા સ્વામીનુ અપમાન કર્યું અને તેમને તિરસ્કાર પૂર્વક ઘર માથી બહાર કહાડી મૂક્યા ત્યારે ઘરમા અમને કોઇને ખબર પડી નહીં તેજ ક્ષણે જો હુ આ બનાવ જાણવા પામી હોત તો મે શુ કર્યું હોત તે એક માત્ર અંતર્યામી સિવાય બીજુ કોઇ જાણી શકે તેમ નથી ધીમે ધીમે મ્હારા પતિના અપમાનની વાર્તા ઘરમા ફેલાઈ મે જ્યારે એ વાત સંપૂર્ણ રીતે સાભળી ત્યારે મારા હૃદયમા શુ થયુ તે માત્ર હુ તથા સર્વજ્ઞ ભગવાન જ જાણે છે મને તો તે વેળા એમજ લાગ્યુ કે—'હવે ગળે ફાંસો ખાઈ આત્મ ઘાત કરવો એજ મારે માટે એકમાત્ર સર્વોત્તમ માર્ગ છે અથવા તો મેડીની ઉંચી બારીએથી પડતુ મુકી પ્રાણ ત્યાગ કરવો એ સિવાય બીજો માર્ગ નથી" મારી આંખોમાથી અશ્રુનુ એક બિંદુ પણ બ્હાર પડ્યુ નહી. કારણ કે શોક અને ક્રોધના અસહ્ય તાપને લીધે હૃદયનુ બળ પણ સુકાઈ ગયુ હતુ હૃદયની વેદનાને પ્રકટ કરવા એકવાર ખુલ્લે દિલે આક્રંદ કરવાની ઇચ્છા થઇ આવી પરતુ પાછો વિચાર કર્યો કે, રડવાથી એ અપમાનનો બદલો કેવી રીતે વળશે? આત્મહત્યા કરવાને તૈયાર થઈ, પણ પાછો વિચાર કર્યો કે આ ન્હાના બાળકનુ પાછળથી શુ થશે?

અનેક પ્રયત્ને મનને શાંત કર્યું મે વિચાર કર્યો કે હું કોની ઉપર ક્રોધ કરના માગુછુ! મારા માતપિતા ઉપર? નહીં, હુ તેઓને મારા માતપિતા તરીકે માન આપવા બંધાએલી નથી જેઓ મારા સ્વામીનુ અપમાન કરવા તૈયાર થયા હતા, જેમણે મારા સ્વામીને તિરસ્કારપૂર્વક ઘરમાથી બહાર હાંકી કહાડયા હતા તેઓ કોઈ કાળે પણ મારા માતપિતા હોઈ શકે નહી કદાચ હોય તો પણ હુ તેમની પુત્રી તરીકે હવે મારો પરિચય આપવા માગતી નથી, તેમની સાથે હવે કોઇપણ પ્રકારનો સંબંધ રાખવો એ અન્યાય છે

મારા સૂનાના વરના બારણા અંદરથી બંધ કરી હવે શું કરવું તે વિષે અનેકાનેક વિચારો મેં કરી જોયા તે વેળા બાળક મારા ખોળામાં સુખ ભરી નિદ્રા લઇ રહ્યું હતું તેના મુખની સામે જોતાં જ મને મારા દેવચરિત્ સ્વામીના મુખનું સ્મરણ થઈ આવ્યું તેમને આ અપમાનથી કેટલું દુઃખ થયું હશે? કેવો ભયંકર મનસ્તાપ થયો હશે? તેઓ અહીંથી, અપમાન પામી ક્યાં ચાલ્યા ગયા હશે? ક્યાંઇ નાસી ગયા હશે તો મારા જેવી અભાગિણીનું શું થશે? પણ નહીં, તેઓ માતાને માંદગીની પથારીએ રાખી નાસી જાય એ કદાપિ સંભવતું નથી ગમે તેમ હો, પણ તેઓ અત્યારે પોતાના ઘરે માતાની સેવામાં જ તલ્લીન હશે

મેં ઠરાવ કર્યો કે ઘરના સર્વ માણસો જ્યારે સુઇ જાય ત્યારે કોઇને કંઈપણ કહ્યા વિના બાળકને સાથે લઈ ચુપચાપ અહીંથી નાસી જવું, અને પતિના ગૃહે આશ્રય લેવો આસમાન જમીન એક થાય તો પણ હવે પિતાના ઘરે તો ન જ રહેવું

પરંતુ રાત્રીના વખતે સાત ગાઉ જેટલો માર્ગ કેવી રીતે કાપી શકીશ? સાથે કોઇને લઈ જઉં કે નહીં? આ બે પ્રશ્નોનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડ્યો ઘરના તમામ દાસ દાસીઓનું સ્મરણ કરતાં ગંગી નામની દાસી કે જે એક વયોવૃદ્ધા નારી છે અને જેણી એક પુત્રીની માફકજ મારી સાર-સંભાળ રાખતી આવી છે તેની ઉપર નજર ઠરી પણ તે આવી અંધકાર રાત્રીએ ચોરની માફક મને મદદ આપવા કબુલ થશે? તેના પગે પડીશ, કાલાવાલા કરીશ, છતાં શું તેણી કઠોર હૃદયની થઇ મને સહાય નહીં કરે? ગમે તેમ થાય તોપણ સવાર થતાં પહેલાં સાસુના દર્શન કર્યા સિવાય અન્ન-જળ લેવું નહીં સ્વામી કદાચ ઘરમાં જવાની ના પાડશે તો? તેમના ચરણે પડી ક્ષમા માગીશ અને કહીશ કે —"હું નિરપરાધી છું, સર્વ વૈભવ અને વિલાસનો પરિત્યાગ કરી હું આપના અપમાનમાં ભાગ લેવા આવી છું, મને આપના ચરણમાં આશ્રય આપો!" છતાં શું તેઓ મને તેમની પવિત્ર ઝુંપડીમાં સ્થાન નહીં આપે? સ્થાન નહીં આપે તો આ દેવશિશુને તેમના પાદપદ્મમાં ધરી આત્મભોગ આપીશ દાસીની માફક રહી તેમની સેવા કરીશ, એ રીતે જીવન સાર્થક કરીશ સેવિકાને વળી માન-અપમાન શું?

નાસી છુટવાનો દૃઢ નિશ્ચય કરી ગંગીને બોલાવી તેણીને મેં મારા અંતરની સમસ્ત વ્યથા અક્ષરશઃ કહી સંભળાવી પ્રથમ તો તેણીએ મારી સાથે આવવાની ના પાડી પરંતુ હું જ્યારે રડી પડી, અને અતિ કરગરી ત્યારે મારી સાથે આવવા સમ્મત થઈ, પણ વાહન વિના સાત ગાઉ કેવી રીતે જવું? મેં આજ સુધી ઘરની બ્હાર પગ મૂકયો નહોતો રાત્રીના અંધકારનો તથા માર્ગની લંબાઇનો ખ્યાલ કરતાં હૃદય એકવાર ધ્રુજી ઉઠયું છતાં પતિદેવનું સ્મરણ કરી, હૃદયને બળવાન કરી, અગીઆર વાગતાં ગંગી સાથે, ગૃહસ્થ પિતાના ઘરમાંથી પહેરેલા વસ્ત્ર અને દાગીના ભર બ્હાર નીકળી પડી

રસ્તામાં મને કેવું કષ્ટ વેઠવું પડયું તે કહેવાની જરૂર નથી કારણ કે હું માર્ગ દુઃખની વાત લંબાવી મારા પતિની દુઃખકથાને દબાવી દેવા માગતી નથી પ્રાતઃકાળ થતાં પહેલાં ઘણું કરીને ચાર વાગ્યાના સુમારે હું મારા શ્વસુરગૃહ પાસે આવી પહોંચી તે વખતે મારી સાસુ પ્રાણત્યાગ કરી આ નશ્વર દેહને છોડી ચાલ્યા ગયા હતા તેમના

શબને સ્મશાનમાં લઈ જવાની તૈયારી થઇ રહી હતી! આટલું કષ્ટ વેઠવા છતાં પૂજ્ય સાસુનાં છેલ્લાં દર્શન લેવાં ભાગ્યશાળી થઈ શકી નહીં! મારા નેત્રોમાંથી અશ્રુધારા વહી નીકળી! અરેરે! કાળદેવે જો માત્ર એક કલાકનોજ વિલંબ કર્યો હોત તો હું તેમના ચરણમાં મારા પુત્રને મુકી મારા નારીત્વને સફળ કરત. પરંતુ હવે તે માટે પશ્ચાતાપ કરવો નિરર્થક હતો. અતિશય થાક અને અંતર વેદનાને લીધે હું અશ્રુ પાડતી આંગણામાંજ બેસી ગઇ.

થોડીવારે એક ભલી પાડોશણ મારી પાસે આવી અને મને આશ્વાસન આપતાં કહેવા લાગી કે "બચ્ચાં, તુ ભલે આવી, પણ જો જરાક વહેલી આવી હોત તો ડોશીને કેટલો બધો આનંદ થાત? તારી સાસુ બિચારી તારા પુત્રનું નામ જપતી જપતીજ મરી ગઇ!" આ હૃદયભેદી વાણી સાંભળી મારૂં હૃદય ચીરાઇ જવા લાગ્યું.

પાડોશણે વધારામાં કહ્યુ કેઃ— "પુત્રી, હવે રડવાથી શુ વળે તેમ છ્તુ? તારે માથે તો દુઃખનો આભ તૂટી પડયો છે બિચારો અભર પણ જો ને કેવો પીડાય છે? તારા ઘેરથી આવ્યા પછી તે એવો તો બેહોશ થઇ પડયો છે કે હજી સુધી તેને ઠીક થયુ નથી.

આ છેલ્લા સમાચાર સાંભળી વજ્રઘાત જેટલી વેદના હુ અનુભવવા લાગી. બની શકે તેટલી ત્વરાથી હું સ્વામીની શય્યા પાસે દોડી ગઇ, મને હવે સગાંની કે સબંધીની લજ્જા-શરમ રહી નહીં. મેં જોયું તો મારા પતિ પથારી ઉપર અચેતન પડયા હતા.

ત્રણ દિવસ સુધી તેમણે આંખ સરખી પણ ઉઘાડી નહીં. ત્યારબાદ કંઇક શુદ્ધિ આવતી હોય તેમ જણાવા લાગ્યું. શુદ્ધિમાં આવ્યા પછી મારી તરફ નજર કરી એક દિવસ મને પુછ્યું કેઃ—"રમા, આ ગરીબ સંસારમાં કષ્ટો સહન કરી તું અહીંઆ રહી શકશે?"

મેં કહ્યુઃ—"બહુ આનંદથી રહી શકીશ. હું તમારી પાસે પ્રતિજ્ઞા કરૂં છું કે તેમના (પિતાના) ઘરતું નામ સુદ્ધાં હું મુખેથી કદી ઉચ્ચારીશ નહીં. તમે અને હું તો કોઈ કાળે ત્યાં જવાનાંજ નહી. પરતુ આ બાળકને પણ હું ત્યાં કદાપિ જવા દઇશ નહીં. કદાચ ભીખ માંગીને ઉદરનિર્વાહ કરવો પડે તો પણ હું તેમ કરવાને તૈયાર છુ. પિતાના ઘરે તો હવે પગ પણ ન મૂકવો એ પ્રતિજ્ઞાથી મને કોઈ ચળાવી શકશે નહીં. તેમના તરફની એક પાઇ કે અન્નનો એક દાણો પણ હું ગ્રહણ કરીશ નહીં. 'આ બાળક મ્હોટો થયા પછી પણ જો તેમની સહાયનો સ્વીકાર કરશે તો તે વખતે પણ હુ તેને શ્રાપ આપી—મારા સ્વામીએ મારા મુખ ઉપર હાથ દાબી મને આગળ બોલતી અટકાવી દીધી.'

ત્યાર બાદ કેટલાક દીવસો અર્ધ આરામ અને અર્ધ માંદગીમાં પસાર થયા. અનેક ઉપચારો કરવા છતાં તેમની માંદગી દુર થઈ શકી નહીં. મૃત્યુના આગલે દીવસે તેમણે મને પોતાની પાસે બેસારી અતિ ક્ષીણ સ્વરે કહ્યું કે—"રમા, હવે મારી જીંદગીનો ભરુસો નથી. હું જાઉં છું. તું મારા અપમાનને સદાને માટે ભૂલી જજે. આપણા જેવા ગરીબ માણસે અભિમાન રાખવું એ હાથે કરીને દુઃખને આમંત્રણ આપવા જેવું છે. આ નાનાં બાળકને માગનો ભીખારી બનાવીશ મા. મારા પિતૃકૂળમાં એવો કોઈ સગો સંબંધી પણ

નથી કે જેમના આશ્રય તળે હુ તને મુકી શકુ  તુ ભુતકાળની બધી બીના ભૂલી જજે હુ પણ તારી સાક્ષીએ તે ભૂલવાનો પ્રયત્ન કરીશ  બાળકને લઇ તુ ખુશીથી તારા માત-પિતાને ત્યા જજે અને આજ જીવનના શેષ દીવસો વિતાવજે  ગઇ ગૂજરીનુ સ્મરણ કરી મનને સતાપ આપીશ મા

મે કહ્યુ —'ક્ષમા' હુ આ જીવનમા તેમને ક્ષમા આપી શકુ તેમ નથી  તમે દેવપુરૂષ છો  તમે ક્ષમા આપી શકો  તમે અપમાનની મતભેદી કથા ભૂલી જઇ શકો મારાથી તેમ બની શકશે નહીં  તમે તમારૂ અપમાન ભૂલી જઇ શકશો પણ હુ મારા સ્વામી દેવનુ અપમાન કેવી રીતે ભૂલી શકીશ? તેમણે જો મારો પોતાનો તિરસ્કાર કર્યો હોત તો હુ તેને ખુશીથી ભુલી શકત  પરતુ જેઓ તમારૂ અપમાન કરવાની હીમત ધરે તેમને હુ ક્ષમા આપવાનુ સામર્થ્ય ધરાવતી નથી  ક્ષમાની વાત કૃપા કરીને હવે કહાડશો મા   તેઓ આગળ બોલવા જતા હતા પરતુ તેમનાથી તેમ થઇ શક્યુ નહીં બીજે દીવસે તેમનો પ્રાણપખી દેહપિજર છોડી ઉડી ગયો!

*  *  *  *  *  *

પોતાની આત્મકથા તેઓ પોતે લખતા ગયા છે  હુ મારા પોતાના દુખની કથા તેમા ઉમેરવા ઇચ્છતી નથી  વસ્તુત પરમાત્મા સિવાય મારૂ અતરનુ કષ્ટ કોઇ સમજી શકે તેમ નથી  સ્વામીના સ્વર્ગવાસ પછી માત-પિતાએ આવી મને અનેક વિનતી પ્રાર્થના તથા કાલાવાલા કરી પોતાના ગૃહે લઈ જવાનો પ્રયત્ન કર્યો  પરતુ સ્વામીની કૃપાથી હુ લેશમાત્ર ચલાયમાન થઇ નથી  મે તો આ દરિદ્ર ઝુપડીમા દરિદ્ર વેશેજ પડી રહેવામાં મારૂ અહો ભાગ્ય માન્યુ છે અને માનુ છુ  ભીક્ષા માગીને પેટ ભરવુ પડે તોપણ હુ તેને માટે તૈયાર છુ  પરતુ સ્વામીના આ મદીરનો ત્યાગ ન કરવો એ દઢ પ્રતિજ્ઞાથી મને કોઈ ડગાવી શકે તેમ નથી  અનેક સ્ત્રી પુરૂષો તીર્થક્ષેત્રમા જઇ મરવાનુ પસદ કરે છે મારે મન તો સ્વામીનુ આ ગૃહ એજ એકમાત્ર તીર્થક્ષેત્ર છે અહીંઆ જ મૃત્યુ પામી મુક્તિ ધામ કરીશ એવો મને દઢ વિશ્વાસ છે

મારૂ હૃદય શોકાવેગને લીધે બહુ ઉશ્કેરાઇ ગયુ છે અને એ આ વેગને લીધ જ મે આ બધો બકવાદ કર્યો છે એમ તમે માનો છો? નહીં મારૂ હૃદય ઉશ્કેરાયુ નથી સ્વામીના અપમાને મારા અત કરણ ઉપર ઉંડી અસર કરી નથી એની ખાત્રી આપવા માત્ર એટલુ જ કહેવુ બસ થશે કે—હુ સ્વામીના મૃત્યુ પછી પણ હજી જીવતી રહી શકી છુ  મારૂ હૃદય કેટલુ કઠોર છે તેનો તમે ખ્યાલ કરી શકશો  જો હુ ખરેખરજ પતિપરાયણ હોત અને મારા હૃદયમા સ્ત્રીસુલભ સુકોમળતા હોત તો પતિની પાછળ જ હુ અત્યાર પહેલા ક્યારનીએ ચાલી નિકળી હોત  હુ દુખી છુ, નારીત્વરહિત છુ, પતિના અપમાનમા ભાગ લેવા આવવા છતા હુ તેમના મૃત્યુમા ભાગ લઇ શકી નથી  તમેજ કહો કે હુ કેટલીબધી પામર અને અભાગિણી છુ?

સપૂર્ણ

---



# નારી–ધર્મ.

(લખનારઃ— મહારાણીશંકર અંબાશંકર શર્મા.)



**વૃન્દબાળાઃ**— (સુમતિકાનો પાલવ પકડી) આજ રાતભર શુ સટર પટર કરી રહી છે? કુતરીની માફક ટાંટીઆને જરા જંપજ નથી?

**સુમતિકા**:— (સ્વગત) આ વળી પાપ અત્યારે ક્યહાં વળગ્યું! (પ્રગટ) તુ તારે ભગવતનું ભજન કર્યા કર ની!

**વૃન્દબાળા**:— અરે! આટલા માટેજ તુ સૈતાનનું રટન કર્યા કરતી હઇશ? પણ યાદ રાખજે કે—

ખળનો પુળો શુ આગને સળગાવતાંજ નહિ બળે?
અથડાઇ જોરે દડો પાછો ઉછળી શું ન નીચે પડે।
આંધી તોફાન ચલાવનારા નાશ પોતાનું કરે?
જેવું કરો આ હાથથી તેવુંજ ઈશ્વર દેખરે!

**સુરારાણી**— (એકદમ પ્રવેશ થઇ ને) તેં ઠીક કહયું વૃન્દબાળા! પણ જો!--

ઇશ્વર ખૂનીને ખૂનનો બદલો દીહે આ હાથથી
જેણે કર્યું તેણેજ તેવું પામશે આ હાથથી.
છે ન્યાય સારે ન્યાય એમાં કંઇ ન બ્હીવું પાપથી.
સૈતાન તો મરવાંજ જોઇએ ગરીબોના શાપથી.

**વૃન્દબાળા**:— અરે! અરે! પણ—

નિજ સ્વામિને સંહારવો એ શું સતિનો ધર્મ છે?

**સુરારાણી**:— અને ત્યારે શું?

નિજ પુત્ર કેરૂં લોહી પીવું એ પિતાનું કર્મ છે?

વૃન્દબાળા! વૃન્દબાળા! મારા સાહસની દિવાસળી બરોબર સળગી છે તેને ફુંક મારી ઠારવા તું અત્યારે ક્યહાં આવી ચડી? પણ હાય! તને પુત્ર નથી એટલે મારૂં દુઃખ ક્યાંથી સમજી શકે! અરેરે તે પિતાને તો બીજો પુત્ર છે પણ આ માતા તો વાંઝણીજ રહી ગઇ.

વૃન્દબાળા :— નહિ વાત માને મારી તું જ્યાં સુધી લોહી તારૂં ગરમ છે, પણ અસતિ કુલટા થતાં સાચી આર્ય સ્ત્રીને શરમ છે.

મુરારાણી :— (વૃન્દબાળાનો હાથ પકડી) હું શું કુલટા છું? અસતિ છું?

વૃન્દબાળા :— હજુ તો નથી થઈ. પ્રભુ તને સારી મતિ આપે નહિ તો કોઈના ચડાવાથી જે કામ કરીશ— જે કામ કરવા તું અત્યારે તૈયાર થઈ છે તે ધર્મ નીતિના શિક્ષણથી, સતિ સ્ત્રીઓના આચરણથી, અને ઇતિહાસના ચરિત્રથી, બીલકુલ ઉલટું, પાપમય અને ઘોર નરકમાં લઈ જનાર અધમમાં અધમ છે.

મુરારાણી :— (મુંઝાઇને) વૃન્દબાળા! તું ધર્મની ઘણી ડાહી ડાહી વાતો કરેછે. પણ તેમાં ક્યાંય મારા પુત્રનો પત્તો મળતો નથી! એના વેરનું શ્રાદ્ધ સરતું નથી!

વૃન્દબાળા :— ફરી એની એજ મહોકાણ! પણ શું પ્રભુતુલ્ય પતિને મારવાથી પુત્ર મળી જશે? હું તારી લુણહલાલ દાસી છું અને તેથીજ ખરૂં કહેતાં ગુસ્સો ચડે તો મને પણ ફાંસીના લાકડે ચડાવી દેજે પણ તું નજાણે તેમ તારીબધી હીલચાલો હું તપાસતી આવી છું અને આખરનું કડવું પણ સત્ય સંભળાવી હું ભિક્ષુ આશ્રમમાં ચાલીજવા માગું છું. શું સતિને પતિથી જ્યાદે પુત્ર હોય? પતિ હશે તોજ પુત્રથશે. પણ ગાડી, પુત્રથી પતિનું સુખ મળવાનું નથી. પતિથી સ્ત્રી સૌભાગ્યવતિ કહેવાય છે. પુત્રથી નહિ, સમજી! **પતિ ખાતર સ્ત્રીઓએ રાજ-પાટ, ભોગ, ઐશ્વર્ય, કુટુંબ, કબીલો સર્વસ્વ છોડી દીધેલ છે. પતિખાતર પુત્રો સુધ્ધાંના બળી દાનો આપેલછે તેથી તેવી સ્ત્રીઓનાં નામો ઈતિહાસ રૂપ આકાશમાં અરૂંધતી આદિ નક્ષત્રોની માફક ઝળકી રહ્યાં છે.** તે નક્ષત્રોની માફક તને પણ ઝળકવું હોય તો તેવી સતિ થઇને પતિના અપરાધને માફ કરી ખરા દિલથી તેને ભજ અને સેવ નહિતો પાપના અંધકારમાં નામ ડુબાડી પતંગીઆની માફક તારી ખોટી આંશાને ચમકે ચમક.

સાંભળો બ્હેનો કે પહેલાં કેવી નારી તમમાં થઈ
પતિવ્રતવાળી સતિઓ શીળ શાળી તમમાં થઈ. સાંભળો.
ગઇ વેચાઇ પતિ હરિશ્ચંદ્રખાતર સત્યમાં
પુત્રને મરવા દીધો તારા બિચારી તમમાં થઈ. સાંભળો.
દુઃખ સહી વનમાં ગઈ દમયંતી રાણી જોઈ લો
છેજ વિખ્યાત તે જનનિ સુખારી તમમાં થઇ. સાંભળો.
રાજ્ય સુખ છોડી ગઇ સીતાપતિની સંગમાં
રામની પ્યારી જનકીની દુલારી તમમાં થઇ. સાંભળો.
થઇગયો ધૃતરાષ્ટ્ર રાજા અંધ આંખેથી હતો
તેની રાણી દુઃખમાં સાથી રહેવા વેળી તમમાં થઇ. સાંભળો.

મનમાં એ ધાર્યું ને આંખોનું સુખ ધિક્કાર છે
બાંધીને પાટો રહી ગાંધારી તે તમમાં થઈ. સાંભળો.
સેંકડો બળીને થઇ ગઈ સતિ પતિની ચેહમાં
પણ થઇ નહિ એવડ્યાએ ધર્મધારી તમમાં થઈ. સાંભળો.
(સુરારાણી આંખો મીંચી સાંભળી રહી છે. વૃન્દબાળા જાય છે).

સુરારાણી— (મીંચેલી આંખે નીચે માથે) અહાહા! હાં! પછી! પછી!! મારી ગુરૂ વૃન્દબાળા તું સઘળું સાચું કહે છે. ચલાવ! ચલાવ! આગળ.

સુમતિકા— બા, તે તો ગઈ.

સુરારાણી— (આંખો ઉઘાડી) હે! ગઇ, ક્યાં ગઈ? વૃન્દબાળા, વૃન્દબાળા, તારો પરમઉપકાર–તેં મને આજે નવીજ જન્મ આપ્યો અને મારી ઉજળી અનન્તતાપરથી પાપી કલંકનો કાળો પડદો કાઢ્યો. પ્રગટ્યાં પ્રગટ્યાં, મારાં જીવન આંગણામાં આજે પુણ્યના પરોઢીઆ પ્રગટ્યાં. નરકનો ખાડો ખોદવામાંથી વૃન્દબાળા તેં માગ સ્વર્ગમાં વિમાન ચલાવ્યાં. મારાં મોક્ષના મન્દિર ઉઘડાવ્યાં સુમતિકા મારા સુકૃતના પરોઢીઆ સાથે પ્રભાત થવા આવ્યું. હમણા મારા પ્રાણના પ્રાણ! જીવનનાં જાણ! મહારાજ ઉઠશે કે હું તેને સઘળી વાતથી સાવચેત કરી નાખીશ. અને બહાર જવા દઇશ નહિ, પણ તું પહેલા જલદી ચાણક્ય બ્રાહ્મણને બોલાવી લાવ. હું તેને મહારાજના પ્રાણ લેવાના કાળાં કૃત્યની ચોકખી ના પાડી દઉં અને ચંદ્રગુપ્ત સાથે અહિંથી તુરત ચાલ્યા જવાની ધમકી આપી દઉં નહિ તો તે માર્યો જશે.

સુમતિકા— (સ્વગત) આ તો જન મંડળ ફર્યું (પ્રગટ) પણ આ ચાણક્ય મહારાજ પોતેજ આવી પહોંચ્યા.

ચાણક્ય—હું ધારતોજ હતો કે આખર સ્ત્રીની જાતિ છે. ખરે વખતે દગો બગો થઈ જવા સંભવ છે.

સુરારાણી— આર્ય ચાણક્ય? તમો ચંદ્રગુપ્ત લઇને અહિંથી એકદમ ચાલ્યા જાઓ. મારાં પ્રભુતુલ્ય પતિનો નાશ કરવામાં હવે હું કદી સામેલ થઈ શકું તેમ નથી. નિશ્ચય માનજો કે મનવચનથી પણ હું કદી આવા કુલટાને છાજતા ઘોર પાપકાર્યમાં પડી તેને માટે ભયંકર પ્રાયશ્ચિત નજ કરીશ. મહારાજને સવારે હું બહાર નીકળવા દઇશ નહિ. હું તેઓના ચરણમાં પડી મારા ગુન્હાઓ કબુલ કરીશ અને માફી માગીશ.

ચાણક્ય—અરે વહારે મુરા! અણીને વખતે આ તને શીદ સુજ્યું. મારા જેવા એક ગરીબ નિર્લોભી બ્રાહ્મણને ખુબ ઠગ્યો. શું આમાં કાંઈ મારો સ્વાર્થ હતો? તારા કાલાવાલાથી અને તારી પ્રતિજ્ઞા પુરી કરવા હું ચંદ્રગુપ્તને અહિં લઈ આવ્યો. હવે જ્યાં તેને રાજ્ય મળવાની આખ-

રની તૈયારી થઈ ચુકી ત્યા તુ આમ ક્યાં બેઠી તારે સતિ થઈ વળવુ હોય તો રાજા પાછા જાગીને થજે; પણ આમ કર્યું કરાવ્યુ ધુળમા શા માટે મેળવે છે

મુરારાણી—મહારાજ! જો તમે આમ બગડા પાડશો તો વિનાકારણે હમણાજ ચતુર્ભુજ બની જશો અને બને જણા પ્રાણ ખોઈ બેસશો માટે અત્યારેને અત્યારે બોલ્યા ચાલ્યાવિના એકદમ સિધાવી જાઓ એ વધારે સારૂ છે નિશ્ચય માનજે કે હું પ્રાણજતાં પણ મારા વ્હાલા પતિનો નાશ કરવા દઈશ નહિ

ચાણકય—અરે ગાંડી મા ના જેવા એક લગામીઆ સાધુ પાછળ તે કોણ રડવાનુ હતુ કે ડરીને નાશી જાઉ ભલે તુ રાજાને ઉગારજે પણ પોતાના એકના એક પેટના છોકરા ન મારી નાખજે બસ

મુરારાણી—મહારાજ તમોએ આજ ભાગબાગતો નથીજ પીધી ને? મારા પેટનો છોકરો અને તેને હુ જ મારી નાખુ! આ તમો બોલો છો શુ? મારે પેટનો છોકરોજ છે ક્યા?

ચાણકય—મુરા મે ભાગ નથી પીધી પણ તેં પીધી છે કે હજુ સુધી પોતાના છોકરાને નથી ઓળખી શકી રાજાએ અને રાક્ષસે તારા પુત્રની ઘાત કરવા તજવીજ કરેલી પણ તે બચી જવા પામેલ છે

મુરારાણી—શુ તમે સાચુ કહો છો?

ચાણકય—હા! હા! હુ ખોટુ બોલતોજ નથી તારો પુત્ર તારી પાસેજ છે. તારા મરવા માટેના પુત્રને હિમાલયના જે તળમા ફેંકી દેવામા આવ્યો હતો ત્યાથી તને ગોવાળીઆઓએ ચદ્રના પ્રકાશમા જોઈને ઉપાડી લીધો ચદ્રથી રક્ષાયલો માટે તેનુ નામ ચદ્રગુપ્ત રાખવામા આવ્યુ છે

મુરારાણી—ઓ પ્રભુ! આ હુ શુ સાભળુ છુ! ચદ્રગુપ્ત મારો પુત્ર છે એવી ખાત્રી શી?

ચાણકય—તારા અને તેના ચહેરામા રહેલ મળતાપણુ

મુરારાણી—એ કાંઈ પુરતી સાબીતી ન ગણાય મારા ભાઈનો પુત્ર મારા જેવો કા ન દેખાય! આ બધો મને ફોસલાવવાનો તમારો આખરનો પ્રયોગ છે

ચાણકય—એમ છે કા ત્યારે લે આ રક્ષાબધન અને ઉઘાડી આખે જો તે કોનુ છે આમાએ પ્રપચતો નથીજ ને?

મુરારાણી—(રક્ષાબધન જોઈને) અરે આ તો એજ રક્ષાબધન, મારા પુત્રનુ જીવતુ જાગતુ ચિન્હ, ઓ પ્રભુ! શુ મારા પુત્ર જીવતા છે? અને તે ચદ્રગુપ્તજ આ કેવો ભેદ!

ચાણક્ય—( રક્ષાબંધન ઝુંડી લઈ ) મુરા, હવે હું જાઉં છું. અહિં વધારે સમય ગુમાવી શકું તેમ નથી. યા તો પુત્રને રાજ્ય અપાવ યા તો દુશ્મનોને રાજી કરવા તેનો ન થએલો ઘાત તારા હાથે પાછો કરાવ. ( જાય છે. )

મુરારાણી—ઓ પ્રભુ! હવે હું શું કરૂં! આ તે કેવી કસોટી! પુત્રને બચાવું કે પતિને! કંઇ સુઝતું નથી. ( વિચારી ) પણ નહિ. પુત્ર ભલે મરે હું સીતા, તારા દમયંતી અને દ્રૌપદીની પુત્રી છું વૃન્દબાળાએ કહ્યું તેમ પતિ ખાતર સર્વસ્વ જાઓ પણ પતિનેજ ઉગારીશ પતિનેજ બચાવીશ અને પતિ પાછળ પ્રાણ પાથરીશ.

પતિપ્રાણ પતિપ્રાણ પતિપ્રાણ પતિ.
સંસારે સતિ ને પતિ એ ગતિ પતિ.
રાજ્ય જાઓ, પાટ જાઓ, જાઓ સઘળી સંપત્તિ,
ભલે જાઓ દેવને દુર્લભા એવી સંતતિ.
પણ રહેજો તે અખંડ સૌભાગ્યવતી પતિ.

( ધનનન્દ આવે છે. )

ધનનન્દ—વ્હાલી આમ જાગતે આજ સવાર કરી દીધુ. હું ઉઠી પરવારીને જોઉં છું તો તું કયાય દેખાઈ નહિ એટલે તને બોલતો બોલતો અહિં આવ્યો મારો રાજસભામાં જવાનો વખત થઇ ચુકયો. હમણા પ્રધાન રાક્ષસ બોલાવવા આવશે વ્હાલી!

રાક્ષસ—( પ્રવેશી ) પધારો! પધારો! મહારાજ. બધું તૈયાર છે. રૈયત રાહ જોઇ રહી છે.

મુરારાણી—મહારાજ પણ આજે તમો રાજ દરબારમાં ન જાઓ. કાલે ભલે જજો. એ મારી વિનતી છે.

ધનનન્દ—વળી પાછી વ્હાલી ડરે છે કે! શું તું એમ સમજે છે કે તારા મહેલમાંથી બહાર નીકળીને કોઇ બીજી રાણીને મહેલે ચાલ્યો જઇશ? કદી ધારીશ નહિ. મારી ભીરૂ હરિણિ.

મુરારાણી—( કરગરતાં ) મારા પ્રાણ! હું આટલા માટે નથી કહેતી. પણ મારી આજ જમણી આંખ ફરકે છે તે જાણે અમંગળ સૂચવે છે.

ધનનન્દ—નહિ! નહિ! હું તારો ડર સમજી શકું છું ત્યારે તો આજ હું જરૂર જવાનો. અને તારો વહેમ દૂર કરવાનોજ. વ્હાલી તને ખાત્રી કરી આપવાનો કે બહાર નીકળીને પણ પાછો હું તારી પાસે આવું છું કે નહિ?

મુરારાણી—મારા નાથ મારૂં કહ્યું માનો. હાય! મારી જીભ ઉપડતી નથી. ( અંદર વાજીંત્રો વાગે છે ).

**રાક્ષસ**—પધારો પધારો હવે—

**સુરારાણી**—ઓ! રાક્ષસ પ્રધાનજી તમો આજે એમને રાજ સભામાં તેડી ન જાઓ. એજ મારી પ્રાર્થના છે.

**રાક્ષસ**—(સ્વગત) હવે તે કર્યા ઉપર પાણી ફરવા દઉં કે? સ્ત્રી ચરિત્રમાં ફસાઉં કે?

**ધનનન્દ**—ધૈર્ય ધર સુરા, હું તરતમાંજ પાછો વળવાનો. (સઘળા જાય છે)

**સુરારાણી**—શું કરૂં? કયાં જાઉં? કોને બચાવું? પુત્રકે પતિને. નહિ પતિનેજ. હું ભારત ધર્મના ઇતિહાસમાં એક દુષ્ટ સ્ત્રી તરીકે મારૂં નામ નોંધાવવા માગતી નથી. પુત્ર ખાતર કૈકયીએ પોતાના પ્યારા પતિ દશરથના પ્રાણ લીધા એવું બીજુ કલંક લઇને હું તેવા આશને બેસવા ચાહતી નથી સુમતિકા જા! જલદી પાલખી તૈયાર કરાવ કે જેથી હમણાજ મહારાજની પછવાડે જઈ પહોંચી તેઓને આ કાવત્રાની ખબર આપી બચાવી લઉં.

**સુમતિકા**—અરે બા પણ હવે આવી ભીડમાં કયાં જશો?

**સુરારાણી**—જાય છે કે નહિ રાંડ દુષ્ટા? નહિ તો ઉભીને ઉભી જમીનમાં દાટી દેવરાવીશ. સુમતિકા જાય છે.

**સ્વામિનાથ! નાથ!! નાથ!!!**

જલદી જઇને અટકાવું તેની ઘાત ઘાત ઘાત. સ્વામિ.
આંખ સુની કીકી વિનાની, કાય સૂની જીવ જ્યોતિ વિનાની,
તેવી પતિ વિનાની સ્ત્રીને વાત વાત વાત. સ્વામિ.
ભરથારજ ઇશ્વર સંસાર, તારનાર ભવસાગરપાર,
જીવતે મરતે પતિ તણો સંગાત સાથ સાથ. સ્વામિ.

**(ચન્દ્રગુપ્ત ઉપરથી.)**

———:૦:———

"બીજા દેશોમાં જ્યારે કેળવણી લગભગ સોએ સો ટકા જેટલી પહોંચવા આવી ચારે અહિં માત્ર એક હજારે એકાણું માણસજ લખી વાંચી શકે છે, અને બાકીના નવસો ન માણસ નિરક્ષર અજ્ઞાન છે જાપાનમાં જ્યારે સોએ પાંચ જણાજ ભણ્યા વગરના છે, હિંદુસ્તાનમાં સોએ "નવ જણાજ ભણેલા છે. અજ્ઞાની મનુષ્યો તે ખરા અનાથના થ છે. દેશમાં ચારે તરફ ફેલાએલી દીનતા, કંગાલપણું, ગરિબાઇ, ભૂખમરો, કુસંપ, વગેરે આપત્તિનું દર્શન થાય છે, તે બધું જનસમાજની અજ્ઞાન સ્થિતિને લીધેજ છે. સ્થિતિમાંથી આપણા ભાઇઓને બચાવવા આપણે હમેશા પ્રયાસ કરવો જોઇએ. એ ગું પરમ કર્તવ્ય છે—એ આપણો પરમ ધર્મ છે." રા. શુભ.

———



'આ બાળક મ્હોટો થયા પછી પણ જો તેમની સહાયનો સ્વીકાર કરશે તો તે વખતે પણ હું તેને શાપ આપી—



વ શેઠ જેઠાભાઈ દામજી



સ્વ ગોવિંદજી મૂળજી મેપાણી
B A LL B



રા મનસુખભાઈ રવજી મહેતા

# જેઠાભાઇ, મેપાણી* અને હું.



(લેખક: શા. મનસુખભાઇ રવજી મહેતા.)



ઘણું કરી સંવત્ ૧૯૫૮-૫૯ ની સાલનો એક દિવસ હતો. કચ્છી દશા ઓશવાળ ન્યાતના એક વિદ્યાપ્રેમી અને શ્રીમદ્ રાજચંદ્ર ના અનુયાયી શ્રીયુત જેઠાભાઈ દામજી, રા. મેપાણી અને હું એક આરસના મેજની આસપાસ જેઠાભાઇના દીવાનખાનામાં રાત્રીના આઠેક વાગ્યાના સુમારે બેઠા હતા. જેઠાભાઇના સુપત્નિ પણ દીવાનખાનાના બાજુના રૂમમાં અમારી વાતો સાંભળી રસ લેતા હતા. તેઓનો બાળપુત્ર રાયચંદ રમતો હતો. જેઠાભાઈ અને હું જૈનના પ્રાચીન પુસ્તકોની પ્રકટતા કેમ થાય તે સંબંધી ચર્ચાપૂર્વક વાતો કરતા હતા. આ સઘળું ધ્યાન દઈ એક તરુણ, તીવ્ર પણ શાંત વિદ્યાર્થી અમારી વાતો સાંભળતા હતા. વાતો દરમ્યાન જેઠાભાઇ ને લાગ્યું કે, મેપાણીને મારી ઓળખ આપવી જોઇએ.

એક તો શ્રીમદ રાજચંદ્રના ભાઈ તરીકે અને કંઇક લેખક તરીકે મારી તે વખતમાં ઠીક નામના હતી. એટલે મારા તરફ પૂજ્ય બુદ્ધિ કરતાં માન બુદ્ધિથી યુવાન વર્ગ જોતો. મેપાણીના પણ મારા પ્રત્યે તેવીજ બુદ્ધિ હતી; એટલે જ્યારે જેઠાભાઇએ મેપાણીને મારી ઓળખ કરાવતાં કહયું કે, જેઓની લેખક શકિતને આપણે પ્રશંસીએ છીએ તેઓ મનસુખભાઈ રવજી પોતેજ છે. અને મેપાણીની ઓળખ કરાવતાં મને કહ્યું કે, મેપાણી ગરીબ સ્થિતિનો પણ બહુ સારી આશાઓ આપનાર વિદ્યાર્થી છે, અને તે હમણાંજ પ્રીવીઅસમાં પાસ થઈ ઇન્ટર મીડીએટ કલાસમાં ગયેલ છે. મેં સામાન્ય કરતાં વધારે તેઓના તરફ કાળજી ન બતાવી. અને જેઠાભાઈની સાથે જે ચર્ચા કરતા હતા તે ચાલુ રાખી.

એક વિચારશીલ લેખકની જે નામના મળી હતી તેના વિચારો જાણવાની બુદ્ધિથી રવિવાર અને બીજી રજાઓમાં મેપાણી અવાર નવાર મારી પાસે આવતા થયા. થોડાજ દિવસમાં અમો એક સહધ્યાયી જેવા થયા. મેપાણી મારા જેવા કુમળા બાંધાના હતા. હું સાધારણ રીતે કબજીઅતનો ફરીઆદી હતો અને મેપાણી કફ-ઉધરસના ફરીઆદી હતા. ભાઈ દામજી કેશવજી કે જે બન્નેના સામાન્ય પરિચયી હતા. તેઓની સૂચનાથી વડગાદી ઉપર રહેતા એક દક્ષિણી વૈદની પાસે અમો બંને ઔષધ લેવા જતાં ધીમે ધીમે અમારો સંબંધ ગાઢ થતો ગયો.

* શ્રીયુત ગોવિંદજી મૂળજી મેપાણી, બી. એ., એલ એલ બી.

જેઠાભાઈ અને શ્રીમદ રાજચંદ્રના મેળાપનો પ્રસંગ જો હું ભુલતો ન હોઉં તો શ્રીમદના અવસાન પહેલા ચારેક માસ અગાઉ માટુંગા ખાતે થયેલ શ્રીમદની વઢવાણ કૅમ્પમાં શરીર પ્રકૃતિ સુધરેલી વ્યાપારના કંઈક બોજાથી તેમજ રંગુનમાં લઇ જઇ પોતે સારી માવજત કરવાના ઇરાદાથી શ્રીમદને મુંબઈ લાવેલા અને મુખ્ય અમીચંદ ગોવિંદજીના પોતાના કે તેઓના હક્કનું એક મકાન માગી લઇ ત્યાં રહેલા ત્યાં જેઠાભાઇ અને રા લખમશીભાઇ મેશેરી પ્રથમ આવેલા એવો મારો ખ્યાલ છે આ વખતમાં પરમશ્રુત પ્રભાવક મંડળનું ફંડ થતું હતું જેઠાભાઇએ રૂા ૩૫૦) ઘણું કરી ભરેલા શ્રીમદને માટુંગામાં ઠીક ન પડવાથી જેઠાભાઇએ શીવમાં જઇ ખંભાતા નામના પારસી ગૃહસ્થનો બંગલો માગીને કે ભાડે લઇ શ્રીમદની ત્યાં રહેવાની સગવડ કરી પણ શ્રીમદની શરીર પ્રકૃતિ એકદમ બગડતી ચાલી અને ચારેક મહીનામાં તો શ્રીમદનું અવસાન પણ થયું આ વખતે જેઠાભાઇ શ્રીમ પ્રત્યે અતિ પૂજ્ય બુદ્ધિ અને માનની લાગણી ધરાવતા હતા તેથી તેઓ તેમના વિચારોની ભક્તિમાં તલ્લીન થવા લાગ્યા જેઠાભાઈ પાસેથી શ્રીમદ સબંધી કંઇને કંઇ પણ જાણી શકાશે અને તેથી મારું આત્મકલ્યાણ થશે એવી આશાથી મેપાણી તેઓ પાસે વધુ અને વધુ વખત આવવા લાગ્યા મેપાણીનું તે વખતે પોતાનું ઘર ન હતું કેમકે તેઓના અંગત નજીકના સગા સંબંધીઓ કોઇ ન હતા માત્ર એક ગરીબ સ્થિતિના માતા હતા તેઓ ચીંચ બંદરમાં જેઠાભાઈના માળામાં એક સસ્તા ભાડાનું રૂમ લઈ રહેતા હતા તેઓના મતનો એકજ વ્યાપાર હતો અને તે એજ કે મેપાણી, કે જે કોલેજમાં જવા છતાં કચ્છી દશા ઓશવાળ બોર્ડિંગમાં રહેતા હતા તે પાસ થઇ કમાવાની સ્થિતિમાં મૂકાય ના જોવાને બહુજ તીવ્ર અને પિતાને લાયકની ભાવનાથી જોતા હતા મેપાણી પેના દક્ષિણી વૈદ્યની દવાની મદદ વડે તબીઅત ને નિરોગી રાખતા અને એમ કરતા કરતા બી એ ના ક્લાસમાં પાસ થયા આ દરમ્યાન જેઠાભાઇની તબીયત બગડી તેઓને ગાડપણનો સખત વ્યાધિ લાગુ પડયો ડાકટરો અને વૈદ્યોના ઘણા ઉપચારો છતાં કાંઈ પણ સુધારો ન થયો આ વખતે તેઓના (જેઠાભાઇ) પત્નિ ની ધણીની સેવા કરવાની પરમ યોગતા જોઇ 'આર્યહિંદની સ્ત્રી કેવી પતિપરાયણ છે તેનું પ્રત્યક્ષ દર્શન થયું જે સ્થુળ નેતા હાલ આ ન્યાતોના પુરૂષો અને સ્ત્રીઓમાં ઘણે ભાગે જોવામાં આવે છે તેના કરતા તેઓ ઘણાજ ઉચ્ચ અને પતિભકત સ્ત્રી હતા તેઓ જોકે બિલકુલ કેળવાએલા નહતા છતા પણ તેઓમાં રહેલા ઉચ્ચ સદ્‌ગુણો તેમજ સભ્યતા કેળવાએલાઓને પણ ભુલાવે તેવા હતા લગભગ જેઠાભાઇની તબીઅત એક વરષ સુધી બગડેલી રહી મારા ધારવા મુજબ થાણામાં એક ફકીર પ્રત્યેની શ્રદ્ધા અને કંઇક તેના ઔષધ બળથી સાજા થયા જેઠાભાઇ આ વ્યાધિના સપાટામાં આવ્યા તે પહેલાં તેઓએ મારી પાસે એવી માગણી કરેલી કે જો શ્રીમદના અવસાન સમય અગાઉ તથા હાલ થએલા ફંડનું ટ્રસ્ટડીડ કરો તો હું આ ફંડને રૂ ૨૫૦૦) ની મદદ આપું આ ટ્રસ્ટડીડ થવાની વાત તે વખતે શરૂ થયેલી તે હજુ સુધી અમલમાં આવી નથી

ત્યારબાદ હું દેશમાં ગએલો પાછો આવ્યો ત્યારે ફરી કહ્યું કે હજુપણ હું રૂા૦ પાંચ હજાર આપવા તૈયાર છુ પણ ટ્રસ્ટડીડ કરો તો તે ન થવા પામ્યું અને તેઓના હસ્તકના રૂા૦ પરમશ્રુત ખાતામાં ન આવ્યા

એક દિવસ જેઠાભાઈ મને ભાંડુપ લઇ ગયાં ત્યાં અમોએ આખો દિવસ આનંદમાં ગાળ્યો. તેમજ મેપાણી એક આશા જનક વિદ્યાર્થી હોવાથી તેમને કેવી જાતની સવગડ કરી આપવી તે સંબંધી પણ ખૂબ વિચાર કર્યો અને છેવટે નક્કી કર્યુંકે મેપાણીનો અભ્યાસ આગળ વધારવા માટે તેઓની પાઠશાળાના હેડમાસ્તર તરીકેની નિમણુંક કરવી તથા રહેવા કરવાની પણ પાઠશાળામાંજ સવગડ કરી આપવી. ત્યારબાદ મેપાણીને સ્કુલના હેડમાસ્તરનો ચાર્જ આપ્યા બાદ જેઠાભાઇ મને અવાર નવાર પાઠશાળામાં લઇ જતા અને પાઠશાળાના અભ્યાસ ક્રમ, સબંધી મારી સલાહ લેતા. આમ કરતાં જેઠાભાઇનો દેહ પડ્યો હું અહીં નહોતો. આ વખતે મારા તરફથી નીકળતું "સનાતન જૈન" પત્ર કીર્તિને ટોચે ચડ્યું હતું. મને યાદ છે કે ઘણુંજ દુઃખદાયક રીતે સમુદ્રમાં ડુબવાથી અવસાન પામેલા રા. રા રણછોડતરામ વાવાભાઇ એ ગુજરાતના પુસ્તકો અને માસિકોની સમાલોચના કરતાં "વસંત" ની કોટીમાં સનાતન જૈનનું પદ મુક્યું મેં જેઠાભાઇનો ફોટો મંગાવી તેનો બ્લૉક કરાવી મેં જીવન ચરિત્ર સાથે પ્રગટ કર્યો.

જેઠાભાઇના દેહત્યાગ પછી હું અવાર નવાર જ્યારે મુંબઇમાં હોઉં ત્યારે જેઠાભાઇના વિધવા.........પાસે જતો. તેઓએ, એક સતિના સરખામણીમાં મૂકી શકાય એવા કષ્ટો સહન કરવા માંડ્યા હું તેમને ઘણો સમજાવવા પ્રયત્ન કરતો અને પોતાના પુત્ર રાયચંદ ખાતર શરીરની સંભાળ રાખવા કહેતો ત્યારે તેઓ મને એટલી સખ્ત ભાષામાં જવાબ આપતા કે જેનું હું વર્ણન આપી શકવા સમર્થ નથી આવી સદ્ગુણી સ્ત્રીઓ મેં આજ સુધીમાં કવચિત્ જોઇ હોય તો ભલે.

(અપૂર્ણ).

---

## આર્ય પુત્રોને બે બોલ.

(હરિગીત અથવા ગઝલ કવ્વાલી.)

પાશ્ચાત્ય ભૂમિ ઝળહરે નર રત્ન આહુતિ યજ્ઞથી,
શોભે રણાંગણ સર્વદા ઉત્સાહિ સૈનિકો થકી;
યંત્ર તંત્ર અનેક બળથી જર્મનોને હઠાવતાં,
નિજ કીર્તિ દેશવિદેશમાં કસ્તુરી સમ પ્રસરાવતાં;
આંગ્લ વીરો, ફ્રેંચ યુવકો, આર્ય પુત્રો સહ લડે,
ભારત તણા સંતાન સર્વે હર્ષ પામે નિજ ઉરે;
પૂર્વ પશ્ચિમ બદ્ધ કરતી સ્નેહ સુદૃઢ શૃંખલા,
પાશ્ચાત્ય પ્રાચ્ય પ્રદેશીઓ છે ઉભયની એ મેખલા;
આર્ય પુત્રો! સમય સમજી હસ્તમાં લ્યો શસ્ત્રને,
'નિશ્ચય વિજય છે આપણો' સિદ્ધાંત એ અવલંબીને;
સૃષ્ટિ મહિં સંપૂર્ણ શૌર્ય 'આર્ય' નામ દિપાવજો,
જય જ્યં ધ્વનિ પોકારતાં સંગ્રામમાં ઝિંપલાવજો!

રા. કનૈયાલાલ મૂલજી વેદાંત.

---

## પ્રાસંગિક નોધ.

# "પર્યુષણપર્વ" સંબંધે ચાલતો મતભેદ!



## કુસંપ અને ગતાનુગતિકતાએ ઉભી કરેલી મ્હોટી દીવાલો!

:o:

## એ દીવાલો તોડી પાડવા આપણે શું કરવું જોઇએ?

:o:

## સમાજ હિતૈષી આગેવાનો માટે વિચારણીય પ્રશ્નો.





વર્તમાન યુરોપીય વિગ્રહે આપણને બતાવી આપ્યું છે કે એક મહાદેશની ભિન્ન ભિન્ન પ્રજાઓ ગમે તેટલી ભિન્ન આચાર વિચાર વાળી હોય, વ્યાપાર વાણિજ્ય તથા કળા-કૌશલ્ય સબંધે ગમે તેટલી ઉગ્ર સ્પર્ધા ધરાવતી હોય, તોપણ પોતાના સ્વાતંત્ર્યને માટે, પોતાના અસ્તિત્વને માટે અને પોતાના જાતીય લાભોને માટે પ્રસંગ પડયે એકત્ર થયા વિના રહેતી નથી. એક સર્વસામાન્ય હેતુને માન આપી દેખીતી રીતે વિરૂધ્ધભાવ ધરાવનારી પ્રજાઓ દુશ્મનની સામે છાતી ઠોકીને ઉભી રહેવામાં એક ક્ષણનો પણ પ્રમાદ કરતી નથી. આજે આપણે જોઇએ છીએ કે ઇંગ્લાંડ, ફ્રાંસ અને રૂશીઆ આદિ દેશોની પ્રજાઓ કે જે એક કાળે પરસ્પરમાં મહાન્ યુધ્ધો કરી ચૂકી હતી તે પ્રજાઓ જર્મની જેવા શત્રુની સામે પોતાનું આત્મરક્ષણ કરવા કમર બાંધીને બહાર પડી છે. ભૂતકાળના દ્વેષો—યુધ્ધોને ભુલી જઇ બંધુભાવથી પરસ્પરને પ્રેમપૂર્વક ભેટવા લાગી છે. કારણ? કારણ એજ કે જો તેઓ તેમ ન કરે તો દુશ્મનની સામે એ પ્રજામાંની એક પણ પ્રજા પોતાનું અસ્તિત્વ, પોતાનું સ્વાતંત્ર્ય તથા પોતાનું ગૌરવ સાચવી શકે નહીં. તેઓ સમજે છે કે જ્યાં સુધી જે દેશ અથવા જે કોમ પોતાના હક્કો સાચવવાને માટે એક સપ અને એક ચિત્ત થઈ ધુજારો ચલાવતી નથી ત્યાં સુધી તે પોતાનું સામર્થ્ય જગત્ સમક્ષ પ્રકટ કરી શકતી નથી યુરોપના રણસંગ્રામમાં જે એક સંપી, જે બંધુભાવ અને જે સ્વાતન્ત્રપ્રેમનું ઝાંખું દર્શન થાય છે તેને આપણે એક બાજુ રહેવા દઈ આપણા પોતાના દેશમાં–ભારત વર્ષમાં જે "સ્વત્વરક્ષા"નો મહાધ્વની ઉઠયો છે, તે જો ધ્યાનપૂર્વક સાંભળીશું તો તેમાં પણ એજ મૂખ્ય સુત્રોનો પરિચય મેળવી શકાશું. આ દેશમાં પ્રકટ થતું ગમે તે વર્તમાનપત્ર લ્યો. તમે જોઇ શકશો

કે ભારતવાસીઓ ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્થાઓ સ્થાપી પોતાના હકકોનું–પ્રજાકીય લાભોનું રક્ષણ કરવા એક સંપ થઇ પ્રબળ પ્રયત્નો ચલાવી રહ્યા છે. ગમે તે સભાનો હેવાલ વાંચો. આત્માવલંબી થઇ, કુસંપ અને કદાગ્રહને ત્યજી દઇ, પૂર્વનું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાની પ્રેરણાઓ ત્યાં પણ તમે સાંભળી શકશો. સત્તાવાળાઓની એક હથ્થી સત્તા સામે ટક્કર ઝીલવા સમગ્ર દેશ ઉત્સુક થઈ રહયો છે. મતલબ કે હવે સમય એવો આવ્યો છે કે જે પ્રજા અથવા કોમ વેળાસર જાગ્રત થઈ પોતાના હકકો માટે—પોતાની ઉન્નતિને માટે મંથન ચલાવવામાં પછાત રહી જશે તે પ્રજા અથવા કોમ ભવિષ્યમાં પોતાનું મસ્તક ઉંચુ કરી શકશે નહી. સર્વત્ર જાગૃતિ, આંદોલન, મંથન અને હકકોના ભણકારા સિવાય બીજું કાંઇ સાંભળવામાં આવતું નથી. માત્ર ભારતવર્ષમાં એક માત્ર જૈન કોમજ એવી છે કે જ્યાં સપ અને મંથનના નામે મ્હોટું મીંડુ વળી ગયું છે. જૈન કોમના સુશિક્ષિત ગણાતા યુવાનો અને સુદીર્ઘદર્શી મનાતા નેતાઓને માટે આ બીના કેટલી બધી શરમાવનારી છે?

જૈન કોમનો એકપણ પુરૂષ ઉચ્ચ પ્રકારની રાજદ્વારી પદ્દવી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ શક્યો નથી, જૈન કોમ પોતાના સાહિત્યને વિશ્વવિદ્યાલયોમાં અગ્રસ્થાન અપાવવામાં ફત્તેહમંદ થઇ શકી નથી, આટલુંજ નહીં પણ પોતાના તહેવારો જાહેરરીતે પળાય એટલા માટે તહેવારોના લીસ્ટમાં પર્યુષણપર્વ જેવા તહેવારો પણ દાખલ કરાવી શકી નથી. આનુ કારણ જો કોઈ એમ કહે કે જૈનો પોતાના હકકો સમજતા થયા નથી તો તેની સાથે અમે એક મત થઇ શકીએ નહીં. જો કોઇ એમ કહે કે જૈનો કોઇપણ પ્રકારનું સામર્થ્ય ધરાવતા નથી તો તેમાં પણ અમે અમારી સમ્મતિ આપી શકીએ નહીં. જો કોઇ એમ કહે કે જૈનો હજી જોઇએ તેટલા સુશિક્ષિત થયા નથી તો તેમાં પણ અમે અમારી હા મેળવી શકીએ નહીં. જૈનોની અવનતિનું ખરૂં કારણ કુસંપ-કલેશ, કદાગ્રહ અને મિથ્યાભિમાન સિવાય બીજું કાંઈ હોય એમ અમને લાગતું નથી. આજના પ્રસગે એકત્ર બનવાનું જૈનોને આવડતું નથી, પોતાના જાતીય હકકો મેળવવા બંધુભાવથી બ્હાર આવતાં જૈનોને આવડતું નથી, જૈન પ્રજા અને જૈનધર્મનાં ગૌરવરક્ષણને માટે પોતાના વ્યક્તિગત સ્વાર્થો અને અહંકારોને તીલાંજલી આપવાનું સામર્થ્ય જૈનો દાખવી શકતા નથી. અમે આપ્રસંગે અન્ય બાબતોને જેમની તેમજ રહેવા દઈ નજીકમાં આવતા પર્યુષણપર્વ સંબંધેજ બે બોલ કહીશું.

પર્યુષણપર્વના મહા પવિત્ર અને પુણ્યશાળી દીવસો નજીકમાં આવી પહોંચ્યા છે. જૈન સંઘમાં શાંતિ, ક્ષમા અને ઔદાર્યની દીપશીખા પ્રકટાવનારા દીવસો હાથવેંતમાં આવી લાગ્યા છે. મહાવીરના પુત્રો હોવાનું અભિમાન લેનારાઓને માટે, સ્નેહ–પ્રેમ અને બંધુતા સ્થાપવાના મંગળકારી દિવસો, આંખના પલકારામાં આવીને ઉભા રહેશે. પરમ શોચનીય બીના તો એ છે કે જે દહાડાઓની વાટ લાંબા સમયથી આપણે જોતા આવ્યા છીએ તે દહાડાઓને માટે આપણે કોઇ રીતે તૈયાર થઇ શકયા નથી. ગમે તે સંપ્રદાય અને ગચ્છવાળા જૈન બંધુને એક જૈન તરીકે ભેટી શકીએ એવું પ્રેમબળ એવી સ્નેહોદારતા આપણા હૃદયમાં પ્રકટાવી શકયા નથી. ત્યારે આપણે શું કર્યું છે? પ્રત્યક્ષ દેખાતા પર્યુષણપર્વને માટે આપણે અત્યારથી કેવી તૈયારીઓ કરી રાખી છે? થોડા શબ્દોમાં જ કહીએ

તો મતભેદની, કુસપની, અનેકતાની અને આતરકલેશની એ પ્રકારની તૈયારીઓ કરવા સિવાય બીજુ જૈનોને આવડે છે જ શુ ? જૈનો કોઇ કાળે પોતાના આત્મરક્ષણને માટે એકત્ર થયા હોય, ઘરના અને સપ્રદાયોના ક્ષુદ્ર મતભેદોને ભૂલી ગયા હોય એવો પ્રસગ મધ્યકાળના ઇતિહાસમા કયાઇ છે જ કયા ?

એમ જણાવતા અમને ભારે ખેદ વ્યાપે છે કે આટલા લાબા કાળના કડવા અનુભવો પછી, આટલા લાબા કાળના શિક્ષણ પછી, મર્મભેદી સખ્ત મજાઓ ખમ્યા પછી પણ હજી જૈન કોમ પોતાના ક્ષુદ્ર મત ભેદો અને મતભિન્નતાઓને તજી શકી નથી એટલુ જ નહીં પણ એ મતભેદ ઉગ્ર અને તીવ્ર સ્વરૂપ ધારણ કરે એવા પ્રયત્નો, થતા જોઇ અમારૂ હૃદય સળગી ઉઠે છે। એમ કહેવાર છે કે જૈનોના જૂદા જૂદા પક્ષોમાથી કોઈ પક્ષ પ્રથમ ભાદરવામા, કોઇ પક્ષ બીજા ભાદરવામા તથા કોઇ પક્ષ ચોથને દિવસે તો કોઇ પક્ષ પાચમના દિવસે પર્યુસણ પર્વની પવિત્ર ક્રિયાઓ કરવાની હીલચાલ ચલાવી રહ્યા છે. ચોથ અને પાચમનો ઝઘડો કઇ નવો નથી એક સમર્થ આચાર્યે કેવા સયોગોમા ચોથ પાચમમા પરિવર્તન કર્યુ એ બીના પણ કઇ કોઇ જૈનથી અજાણી નથી છતા સુજ્ઞ જૈનો હેતુપુરસર થયેલા આ ફેરફારને લક્ષમા લઇ એક સપ થઇ પર્યુષણ પર્વની ક્રિયાઓ સમસ્ત ઉત્સાહ અને સમસ્ત ભાવબળપૂર્વક એકત્રપણે કરવાનો ઉદ્યમ શા માટે નહી સેવતા હોય એ પ્રશ્નનુ નિરાકરણ થઈ શકતુ નથી અમે આ પ્રસગે એ વિવાદ ગ્રસ્ત બનેલા પ્રશ્નનુ સમાધાન કરવા આજે સમસ્ત જૈનપ્રજાને આદરપુર્વક આમત્રણ કરીએ છીએ આશા છે કે વિવિધ ગચ્છો તથા સપ્રદાયો આ પ્રશ્નમા ઉત્સાહપુર્વક ભાગ લઇ એક પ્રકારના સમાધાન ઉપર આવશે કે જેને પરિણામે આપણે આપણુ સમાજબળ પ્રકટ કરી આપણા ચગદાઈ જતા હકકોનુ રક્ષણ કરી શકીએ.

કેટલાકો કહે છે કે ચોથ-પાચમ તથા પ્રથમ ભાદરવા અને દ્વિતીય ભાદરવાનો મત ભેદ એવો નજીવો છે કે તે તરફ બહુ લક્ષ આપવાની જરૂર નથી એ મતભેદ જો એટલામાજ સમાઇ જતો હોત તો અમે તે તરફ આખમીચામણા કરવાનુજ યોગ્ય ધારત પરતુ અમે જાણીએ છીએ કે એ વિવાદની પાછળ આતર કલેશના સત્યાનાશના અને મિથ્યાભિમાનના એવા ઉંડા મૂળ રોપાયેલા છે કે તે મૂળ ઉપર હવે કુઠારાઘાત કર્યા સિવાય ચાલી શકે તેમ નથી એ આતરવિવાદે અને મતભેદે જ આપણા જૈન બધુઓને એક એકથી પૃથક પૃથક કરી નાખ્યા છે, એ વિવાદે અને કુસપે જ આપણા એક મહાવીર પિતાના પરિવારમા એવી મ્હોટી ગગનભેદી દીવાલો ઉભી કરી છે કે આપણે એક બીજાના હૃદયના સુખ-દુખમા ભાગ લઈ શકતા નથી!

બહારથી નજીવા જણાતા તે કલેશોએજ આપણને જાહેરમા એવા તો હલકા પાડી દીધા છે કે ફરીથી બ્હાર મ્હોડુ બતાવવા જેટલુ સાહસ પણ આપણાથી થઇ શકતુ નથી યાદ છે તે દિવસ ? સરકારે જ્યારે આપણને આપણા પર્યુષણપર્વના દિવસો નક્કી કરીને અરજ કરવાનુ કહ્યુ હતુ ત્યારે આપણે કેટલી મુઝવણમા પડ્યા હતા ? યાદ છે તે દિવસનો દુરાગ્રહ ? એકપણ પક્ષે લેશમાત્ર નમતુ નહીં આપતા પોતાનોજ કકકો ખરો કરવાની હઠ પકડી હતી ? આ દેખાવ જોઈ જગત એકવાર જૈનો પ્રતિ હસ્યુ હતુ ! છતા જૈનોએ તેમા પોતાનુ ગૌરવજ માન્યુ હતુ !!

બીજા પક્ષના પરાજયમા પોતાનો પણ પરાજય જ છે એમ સમજ્યા વિના જૈનકોમે પોતાના જ પગ ઉપર કુહાડાનો ઘા માર્યો હતો! તીર્થક્ષેત્રના કલેશોમા પણ આમજ બન્યુ છે તે શ કહેવાની જરૂર છે કે? આ સર્વ વિગ્રહોના બાહ્ય કારણો જો તપાસીએ તો ભાગ્યેજ કોઇ મહત્વ આપવા જેવુ કારણ મળી આવે પરંતુ એ ક્ષુદ્ર કારણો જ દિવસ જતા ભયકર અને તીવ્ર સ્વરૂપ પકડે છે ન્હાનો વ્યાધી પણ જેમ ઉપેક્ષા કરવા લાયક નથી હોતો તે પ્રમાણે આવા ન્હાના કલેશો પણ છેક ઉપેક્ષા કરવા જેવા નથી એટલાજ માટે અમે આ વિષય ઉપર ખાસ ભાર મુકવાના લોભને કાબુમા રાખી શકયા નથી

આ કલેશ દૂર કરવાને માટે હવે કરવુ શુ? એ મુખ્ય પ્રશ્ન છે આનો ટુકો અને સ્પષ્ટ ઉત્તર માત્ર એટલોજ આપી શકાય કે જેઓ આ કલેશના પોષક છે, જેઓ આ કલેશને વધારવામાજ પોતાનુ ગૌરવ અને મહત્વ સમજે છે જેઓ એવા કલેશોને તીવ્ર બનાવવામાજ પોતાના જીવનની સાર્થકતા સમજે છે તેવા મુનિઓ તથા આગેવાન ગૃહસ્થો જો કોમનુ હિત હૈડે ધરી, પોતાના મમત્વને શિથિલ કરી એક સપ થાય તો બીજી જ ક્ષણે સમાજનુ સત્યાનાશ વાળનારા આ કલેશો અંતર્હિત થયા વિના રહે નહીં આપણા શિરછત્રરૂપ ગણાતા મુનિવરો જો આ દિશામા યત્ન કરે તો તેઓ અનાયાસે સમગ્ર જૈન કોમમા શાંતિ, સંપ અને ઉન્નતિની મનોહર દીપાવલિ પ્રકટાવી શકે એમા અમને શંકા નથી પણ હાલના વધતા જતા દુરાગ્રહના સમયમા થોડા ગણ્યા-ગાંઠ્યા મુનિઓ સિવાય ભાગ્યેજ અન્ય કોઇ તરફથી એવી આશા રાખી શકાય

• જે પૂજ્ય સમાજહિતેચ્છુ અને શાસન પ્રેમી મુનિ મહારાજના કર્ણપર્યંત અમારો આ સ્વર પહોંચી શકતો હોય, જે પવિત્ર મુનિઓ અમારા આ શાંતિ-સંપના મંત્રો ભણી સહાનુભુતિ ધરાવતા હોય તેમને અમારે દિલગીર બની માત્ર એટલીજ પ્રાર્થના કરવાની છે કે હવે કૃપા કરીને અમારા અજ્ઞાન અંધકારને દૂર કરી, અમારા મિથ્યાભિમાન અને અમારા દુરાગ્રહને ચૂર્ણીકૃત કરી અમારામા પ્રેમ અને સંપની સુંદર પ્રેરણાઓ પ્રેરો! ભાવનામાત્ર ઇંદ્રના ઇંદ્રાસનને પણ ડોલાવવા સમર્થ છે, તમે અમારા ભાવનાબળને એક અમુક દિવસે એકત્ર કરી પૂર વેગથી વિશ્વની દશે દિશાઓમા પ્રસરાવો! જૂદા જૂદા દિવસોમા પર્યુષણ પર્વ જેવા મહામંગળકારી ઉત્સવની ભાવનાઓ વિંખાઇ જતી હોવાથી અમે જૈનો જ પ્રગતી સાધી શકતા નથી તો પછી મહાવીર પિતાના સંતાનો તરીકેની ફરજો તો કયાથી જ બજાવી શકીએ અમારી ગતાનુગતિકતા અથવા અંધશ્રધ્ધાને વિવેકનો દીપક પ્રકટાવી દૂર કરો અમને સંપ, આનંદ તથા વિશ્વમૈત્રીના રાજમાર્ગે ઉપર દોરો તમે મહાવીર પિતાના વડીલ પુત્રો છો શાસનનુ સામર્થ્ય, શાસનનો પ્રભાવ અને શાસનની સર્વાંગીન ઉન્નતી એક માત્ર તમોને જ આભારી રહેલી છે અમને કુસંપ કરતા અટકાવો, અમને અમારા વિવિધ ગચ્છાન્તરની બંધુઓ સાથે સંપ કરતા શીખવો, દુરાગ્રહ અને સંપ્રદાયમોહની જે "સુંદર" ના કીલ્લા જેવી દીવાલો ઉભી છે તે તમારા ઉપદેશરૂપી ગોળાઓથી તોડી નાખો આથી વિશેષ માત્ર મુનિમહારાજાઓ પ્રતિ કહેવાનુ અમને યોગ્ય લાગતુ નથી અમારી આ પ્રાર્થનામા વિદ્વત્તાનો, કૃત્રિમ આવેગનો કે વિનયનો અભાવ હોય તો તે તરફ દ્રષ્ટિપાત નહીં કરતાં અમારી આ આન્તરિક પ્રાર્થનાને માન આપો, અમારા હૃદયમા સમાજના ઉત્કર્ષની,

શાસન પ્રભાવનાની જે ભાવનાએ પ્રબળવેગે વહી રહી છે તે ભાવનાઓ ઉપર લક્ષ આપી અમારી વિનંતીનો સત્કાર કરો એજ અમારી પુનઃ પુનઃ પ્રાર્થના છે.

આપણી કોમના આગેવાન ગૃહસ્થો જો આ વિષય પોતાના મન ઉપર લે તો તેઓ મુનિઓ કરતાં પણ વિશેષ કરી શકે તેમ છે. કારણ કે કાર્યકારિણી શકિત કિંવા વ્યાવહારિક ક્ષમતા સાધુઓ કરતાં ગૃહસ્થોના હાથમાં વિશેષ હોય છે એમ કહેવાની જરૂર નથી. જૈન ગૃહસ્થો પ્રગતીને માટે કેટલા આતૂર છે તે તેમણે કોન્ફરન્સ તથા એવીજ બીજી સંસ્થાઓ દ્વારા બતાવી આપ્યું છે. કોન્ફરન્સે પુષ્કળ નાણાનો ભોગ આપવા પછી કેટલું કરી બતાવ્યું છે એ પ્રશ્ન આ સ્થળે નિરૂપયોગી હોવાથી અમે તેને સ્પર્શ કરવા ઇચ્છતા નથી. તો પણ એટલું તો કહયા વિના નથી ચાલતું કે જે કોન્ફરન્સે તદન નિષ્પક્ષપાતપણે-નીડરપણે પોતાના સિદ્ધાંતોનો અમલ કરવો અને કરાવવો જોઇએ તે કોન્ફરન્સ અણીના વખતે કશુ કરી શકી નથી. બલ્કે કેટલીકવાર તો નહીં ઇચ્છવા યોગ્ય કુસંપ અને સામાજીક આંતર વિગ્રહને તિવ્રતર બનાવવામા સહાયરૂપ થઇ પડી છે. આમ થવામાં તેના નાયકોજ જવાબદાર છે એમ જૈન કોમ માને તો તેમાં કંઇ અયોગ્ય નથી. હવે એ કોન્ફરન્સમાં પ્રથમના જેટલુ મહાત્મ્ય રહયુ હોય, પ્રથમના જેટલી કાર્યશકિત રહી હોય એમ અમે માનતા નથી અને તેથી અમે આ એક સંપી સ્થાપવાનો જે પ્રશ્ન ઉઠાવ્યો છે તેમાં કોન્ફરન્સને સડોવવાનો વ્યર્થ પ્રયત્ન પણ કરતા નથી.

સમગ્ર જૈન કોમના અગ્રેસરોને-જૈન શાસનના પ્રેમીઓને અમારે આજે એક જુદીજ અપીલ કરવાની છે. પર્યુષણપર્વ જેવા દીવસોમાં ચોથ-પાંચમનો ભેદ ભુલી જઇ, યથાર્થ શાસ્ત્ર વચનને શિરસવદ્ય માની, જૈન ધર્મમાં શ્રદ્ધા ધરાવતા અમારા સઘળા બંધુઓ એકજ દીવસે ચોકકસ પ્રકારની ક્રિયાઓ કરે, પરસ્પરને પ્રેમથી ખમાવે એ જોવા અમે આતુર છીએ અને તેને માટે અમે નીચેનો "સંકલ્પ" અત્રે રજુ કરીએ છીએ. અમે જાણવા માંગીએ છીએ કે-છે કોઇ એવો નિર્ભય, શાંતિપ્રિય અને શાસનપ્રેમી વીરનર કે જે અમારી આ સકલ્પના ચો દીશામાં ઘોષ-પ્રતિઘોષ ગર્જાવી શકે? છે કોઇ એવો મહાવીર પિતાનો કુલદીપક પુત્ર કે જે અમારી આ યોજનાને ઉપાડી લઇ ધર્મ અને સમાજના અનંત આશિર્વાદોની વરમાળ પોતાના કંઠમાં આરોપી શકે?

શ્રી ચતુર્વિધ સંઘના-સમસ્તભારતવર્ષના પ્રતિનિધિઓએ એક પરિષદ્ બોલાવવી જોઇએ. આ પ્રતિનિધિઓ, આપણી કૉન્ફરન્સમાં બને છે તેમ કેવળ કુતૂહલાર્થે આવેલા ન હોય, પણ પરિષદ્માં વિવેકપૂર્વક પોતાના વિચારો દર્શાવી જૈન સંઘને એકતાના રાજમાર્ગ ઉપર લઇ જવાનું સામર્થ્ય ધરાવતા હોય એવા હોવા જોઇએ. પરિષદમાં ખાસ કરીને એવા વિદ્વાન તથા અનુભવી ગ્રહસ્થોને આમંત્રવા જોઇએ કે જેઓ કોઇ જાતના કદાગ્રહવિનાના તેમજ પોતે જેમના પ્રતિનિધિ તરીકે આવ્યા તેમના ઉપર પોતાની અસરકારક છાપ પાડી શકતા હોય. પ્રતિનિધિ સંખ્યાની બહુલતાથી ફુલાઈ જવાનું નથી. કોંગ્રેસ અને કૉન્ફરન્સોમાં દરવખતે હજારો પ્રતિનિધિઓ ભાગ લે છે પણ એવા પ્રતિનિધિઓ બહુજ થોડા નીકળશે કે જેઓ કૉંગ્રેસ અથવા કોન્ફરન્સના હેતુને ફળીભુત કરવા, પોતાના ગામમાં જઈ સંસ્થાના ઉદ્દેશો, હેતુઓ અને વિચારો છટાથી સમજાવી શકતા હોય. વિદ્વાન્ સત્યાગ્રહી અને શાસન

હિતૈષી મુનિવરોને પણ આ પરિષદમાં ભાગ લેવા બોલાવવા જોઇએ. કારણ કે તેઓ ધારે તો આ વિષયમાં ઘણું ઉપયોગી કાર્ય બજાવી શકે એમ અમે ઉપર કહી ગયા છીએ. પરિષદ બોલાવવાનો સમય ચાતુર્માસ પહેલાંનો હોવો જોઇએ. પરિષદનું પ્રમુખસ્થાન મહાત્મા ગાંધીજી તથા લોકપ્રિય નરવીર શ્રીયુત બાળ ગંગાધરને અપાય તો ઠીક એમ પણ અમને વિચાર કરતાં લાગ્યું છે આ પરિષદનો ઉદ્દેશ, ચોથ-પાંચમ જેવા કલેશો દૂર કરવાનો, ઘટતી જતી જૈન સંખ્યામાં વ્યવહાર સુધારો કરવાનો, જૈન બેંક તથા જૈન ચાલી જેવી અતિ અગત્યની સંસ્થાઓ સ્થાપવાનો ઇત્યાદિનોજ હોવો જોઇએ એમ પુનઃ કહી દેવું જોઇએ. અલબત, એ વાત ખરી છે કે ઉપર સુચવેલા કેટલાક પ્રશ્નોમાના થોડાએક પ્રશ્નો આપણી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે ઉપાડી લઇ ઉહાપોહ કર્યો છે, પરંતુ અમે જે આ પરિષદની આવશ્યકતા દર્શાવવા માગીએ છીએ તે માત્ર વ્યવહારૂ કાર્યને માટેજ છે એ ભુલી જવાનુ નથી. આપણે અત્યાર સુધીમા એક મ્હોટું પુસ્તક ભરાય એટલા ઠરાવો પસાર કર્યા છે એની કોઇથીના કહી શકાય તેમ નથી પણ એ સઘળા ઠરાવો માત્ર કાગળીયા ઉપરજ રહી ગયા છે એમ શું ન કહી શકાય? એટલા માટે આ પરિષદને કોન્ફરન્સનું રૂપ ન મળી જાય એવી સાવચેતી રાખવાની છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો હોમરૂલ લીગ આદિ સંસ્થાઓ જેવું વ્યવહારૂ કાર્ય કરે કરે છે, જેવો લોકમત કેળવે છે, પ્રજાકીય સ્વતંત્રતાના વિરૂદ્ધપક્ષ સામે જેવી ટક્કર ઝીલે છે તેજ પદ્ધતિએ આપણે આપણા સામાજીક, ધાર્મિક તથા વ્યવહારિક સુધારા કરવાના છે અને તેનેજ માટે આ પરિષદની પ્રતિષ્ઠા કરવાની છે. પરિષદ માત્ર શ્વેતાંબર જૈનોનીજ બનેલી નહીં હોવી જોઇએ. દિગંબર, સ્થાનકવાસી તથા વિવિધ ગચ્છાવલંબી જૈન બાન્ધવોએ પણ સમ્મિલિત થઇ આ સુધારણાનો ઝુંડો ઉપાડી લેવો જોઇએ. પરિષદનો હેતુ કેવો હોવો જોઇએ તથા કેવા પ્રકારના પ્રસ્તાવો પસાર કરી તેનો અમલ કરાવવો જોઇએ એ વિષે યત્કિંચિત ઉપર કહેવામાં આવ્યુ છે. તથાપિ નીચેની કાચી રૂપરેખા ઉપયોગી થઇ પડશે એવી આશાથી અમો નીચે રજુ કરીએ છીએ.

આપણે કુસંપને લીધે જૈનસમાજ અને જૈનધર્મને કેટલું અપમાન, કેટલી લાંછનાઓ અને કેટલા અન્યાયો આજ દીન સુધીમાં સહન કરવા પડ્યાં છે તેનો આબેહુબ ખ્યાલ આ પરિષદમાં આવનારા સજ્જનોના મનમાં આવી જવો જોઇએ. પર્યુષણપર્વ જેવા પવિત્ર દીવસોમાં પણ આપણે પ્રકારાંતરે કેટલો અનાચાર સેવીએ છીએ તેનુ ભાન સર્વ બાન્ધવોને થઇ જવું જોઇએ. આટલું થઇ રહ્યા પછી આપણે સર્વેએ પર્યુષણપર્વ અમુક જ દિવસે ઉજવવાનું નક્કી કરી તે દિવસો જાહેર તહેવારો તરીકે પળાય એવી હીલચાલ શરૂ કરવી જોઇએ. તેની સાથે લ્હાણીઓ અને પ્રભાવનામાં જે અનુત્પાદક ખર્ચો થાય છે તે ખર્ચો બંધ કરી પ્રભાવનાની સામગ્રી દીર્ઘ કાળોપયોગી થાય એવી વ્યવસ્થા કરવાનો પણ પરિષદે આગ્રહ કરવો જોઇએ. પ્રસ્તાવોનો કાચો ખરડો આવી મતલબનો રજુ કરી શકાય:—

(૧) આપણા સમસ્ત ભારતવર્ષીય જૈન સંઘમાં કેટલાક એવા મિથ્યા અને અજ્ઞાનજન્ય કલેશકંકાસો અને વિખવાદો પ્રવર્તે છે કે તેનો સમુલો નાશ કરવાનો આ પરિષદ દૃઢ સંકલ્પ જાહેર કરે છે અને જૈન કોમ તથા જૈનશાસનનું ગૌરવ અખંડ રહેવું

જોવા તત્પર હોય તેવા જૈનસજ્જનોને આ પરિષદ આગ્રહ કરે છે કે તેમણે પોતે એવા નજીવા અને વિઘાતક કલેશોથી દુર રહી, પોતાના પરિચયમાં, સંબંધમાં અને સંસર્ગમાં આવતા પ્રત્યેક ભાઇ-બ્હેનને પણ એવીજ પ્રેરણા કરી સંઘમાં સંપ સ્થાપવામાં પ્રયત્નશીલ રહેવુ. આપણા પવિત્ર પર્વોનો સર્વ સંમતરૂપે કોઈ નિર્ણય નહી થવાથી જૈનતહેવારો, સરકારી તહેવારોની ટીપમાં દાખલ થઈ શકયા નથી, એટલુંજ નહી પણ નજીવા મતભેદે આપણા તહેવારોનું સત્વ ચુસી લીધું છે. એટલા માટે જૈનકોમના સર્વ વિદ્વાન, વિચારશીલ અનુભવી તથા ન્યાયપ્રિય બંધુઓને આ પરિષદમાં પધારવાની અને જૈન તહેવારોના દિવસો નકકી કરવાની તથા તે તહેવારો પ્રમાણે સમગ્ર જૈનકોમ વર્તે એવી હીલ ચાલ કરવાની આ પરિષદ્ દ્રઢપણે ભલામણ કરે છે, એટલુજ નહીં પણ આ પરિષદે જાહેર કરેલા સંકલ્પોથી જ્યાં વિરૂદ્ધાચરણ જોવામાં આવે ત્યાં કઠોરભાવે યોગ્ય કરવાનું આ પરિષદ જાહેર કરે છે.

(૨) પ્રભાવના-લ્હાણી અને જમણવારોના જે ખર્ચો શુધ્ધનિષ્ઠાથી આપણા જૈનભાઇઓ કરે છે તે ખર્ચો વર્તમાનકાળે સમાજને બહુ ઉપયોગી થાય એમ આ પરિષદ માનતી નથી એટલા માટે જૈન સમાજની ઉદારતાની દિશા બદલાવવાની આવશ્યકતા આ પરિષદ સ્વીકારે છે અને પોતાના નાણાનો સદુપયોગ જૈન યુવકોને ઉચ્ચ પ્રકારની કેળવણી આપવામાં તથા હુન્નર ઉદ્યોગનું કામ શીખવવામાં થાય એવી ઇચ્છા આ પરિષદ વ્યક્ત કરેછે. આ પરિષદ ભાર દઇને જણાવે છે કે યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના કોઇપણ દેશ, કોઇપણ કોમ તથા કોઇપણ ધર્મ ઉન્નતી પ્રાપ્ત કરી શકતો નથી. જૈન કોમે એ સિધ્ધાંત લક્ષમાં રાખી પોતાના દ્રવ્યનો મ્હોટો ભાગ કેળવણી તથા હુન્નર-ઉદ્યોગ પાછળ જ સદ્વ્યય કરવો એવી આ પરિષદ ભલામણ કરે છે.

(૩) દેવ દ્રવ્યની જે ગંજાવર રકમ નિરૂપયોગીપણે પડી રહી હોય તે રકમનો ઉપયોગ જૈન ચાલીઓ, જૈન મુસાફરખાનાઓ તથા જૈન હોસ્પીટાલો ખુલ્લી મુકવામાં થાય એમ જોવાની આ પરિષદ આતુરતા ધરાવે છે અને જૈન સમાજની પ્રગતિ સાધવા મથનારા સઘળા જૈન બન્ધુઓને તે દિશામાં હીલચાલ કરવાની આ પરિષદ ભલામણ કરે છે.

(૪) આ પરિષદમાં જાહેર થયેલા સંકલ્પો વ્યવહારમાં મૂકાય અથવા કાળજી પૂર્વક તેનો અમલ થાય એટલા માટે જરૂર જણાય ત્યાં ઉપદેશકો તથા પગારદાર સેક્રેટરીઓ રાખી પૂરવેગથી કામ લેવાનો પણ ઠરાવ કરવામાં આવે છે.

આ ઠરાવોને શબ્દશઃ વળગી રહેવાનો અમે આગ્રહ કરતા નથી. ફરી પણ શકીએ નહીં. અમારો કહેવાનો આશય માત્ર એટલોજ છે કે ઉપર કહયા તેવા ભાવના પ્રસ્તાવો સાથે વર્તનો પણ થાય એવી દરેક વ્યવસ્થા જૈન કોમે કરવી જોઇએ. સંપ એજ બળ છે એ વાત પુનઃ કહેવાની જરૂર નથી. અમે આશા રાખીએ છીએ કે, અમે જે કાચી રુપરેખા અને જે ભાવનાઓ આસ્થળે અક્ષરરૂપે રજુ કરી છે. તેના ઉપર શ્રી મહાવીર પિતાના સુયોગ્ય સંતાનો પાકટપણે વિચાર ચલાવી શ્રી સંઘને શાંતિ-સંપ અને ઉન્નતીની મનહર પ્રેરણાઓનું પાન કરાવશે. આથી અધિક આ પ્રસંગે કહેવાનું અમે યોગ્ય નથી ધારતા.

# શ્રી જૈન વિદ્યા ઉદ્યોગ વર્ધક મંડળ.

કોઈપણ કાર્યની શરૂઆત, બહુજ વેગ તથા આશાભરી લાગણીઓથી થાય છે. પણ જેમ જેમ વખત વહેતો જાય છે તેમ તેમ એ આશા અને વેગભરી લાગણીઓ પર ઠંડું પાણી રેડાતું જાય છે. આપણી લગભગ સર્વ કાર્ય પ્રવૃતિઓમાં એમજ બનતું આવ્યું છે. આરંભમાં જે શૌર્ય અને હિમત બતાવીએ છીએ તે કાળાંતરે કોણ જાણે કયાં અદ્રશ્ય થઇ જાય છે. ઇ. સ. ૧૯૦૮માં પ્રસિદ્ધ વકતા મુનિમહારાજશ્રી ચારિત્રવિજયજી મહારાજના ઉપદેશથી મુંબઇની કચ્છી અને માંગરોળી જૈન મન્તએ શ્રી જૈન વિદ્યા ઉદ્યોગ વર્ધક મંડળની સ્થાપના કરી. એ કાર્ય વાસ્તે ફંડમાં લગભગ રૂા. ૧૫૦૦૦) કે તેથી ઓછા વધુ એકઠા કરવામાં આવ્યા. ઉમંગી અને લાગણી વાળા વિશ્વાસુ સદ્‌ગૃહસ્થોના હાથમાં એ કાર્ય સુપ્રત કરાયું. અધિકારીઓ, ટ્રસ્ટીઓ વગેરે નિમાયા અને સભાસદો પણ થયા. તેમજ કાયદા કાનુનો તૈયાર કરી, છાપી અને એ કાર્યને યોગ્ય ગતિમાં ચાલતું કર્યું. હાલ આ મંડળ છે કે નહીં, તે કંઇપણ કાર્ય કરે છે કે નહીં, મંડળ-ફંડના સ્વર્ગવાસ પામેલા ટ્રસ્ટીઓની જગ્યા પુરવામાં આવી છેકે નહીં, સભાસદો પાસેથી ફી લેવામાં આવે છે-આવી છે કે નહીં વગેરે વગેરે અનેક બાબત વિષે અમો કંઇપિણ જાણતા નથી. પણ આ મંડળના ઑ. સેક્રેટરીઓ માંના એક શ્રીયુત શેઠ શાન્તિદાસ આસકરણ શાહ પાસેથી અમોએ જે હકીકત સાંભળી છે તેમાત્ર એજ છે કે "જ્યારથી આ મંડળ સ્થપાયું છે અને ફંડ થયું છે તે પછી લગભગ...માસના અંતરે આ ફંડની રકમ ટ્રસ્ટીઓ માંના એક સ્વ. શેઠ કાનજી વીરમ ને ત્યાં બ્યાજુકી મુકવામાં આવી હતી. સભાસદો વગેરે પાસેથી આજ સુધીમાં કંઇપણ ફી મળી નથી વા વસુલ કરવામાં આવી નથી. ફંડની રકમ કેટલી બ્યાજુકી મુકવામાં આવી છે તેમજ હાલ કેટલી થવી જોઇએ તે હું તેમજ મારા ભાગીદારો પણ નહીં જાણતા હોય તેમ મારૂં માનવું છે. મંડળ-ફંડ સંબંધીના તમામ વાઉચરો સ્વ. શેઠ કાનજી વીરમને ત્યાં મુકેલ છે. જે તપાસ કરતાં ગુમ થઇ ગએલા જણાયા છે. ટ્રસ્ટીઓ, અધિકારીઓ અને સભાસદો કોણ કોણ છે તેમાંથી કોણ કોણ સ્વર્ગવાસી થએલા છે તે હું પોતે તથા મારા ભાગીદારો પણ જાણતા નહીં હોય તેમ મારૂં ધારતું છે. મતલબકે મંડળ સ્થાપી અને ફંડ કરી અમોએ કંઇપણ કાર્ય કરેલ નથી. હાલ અમારો—બે ચાર ગૃહસ્થોનો વિચાર આ મંડળના ફંડની જે કંઈ રકમ મળે તેમાંથી અર્ધો ભાગ, 'મહાવીર જૈન વિદ્યાલય' ને તથા અર્ધો ભાગ, "સંયુકત જૈન વિદ્યાર્થી ગૃહ" ને આપી દેવાનો છે."

આવી રીતે આ મંડળ સંબંધીની નિરાશા જનક હકીકત સાંભળી-વાંચી કોને ખેદ નહીં થાય? આજ નવ નવ વર્ષ થયાં આ મંડળના જાણીતા કાર્ય વાહકોએ પોતાના હાથમાં પૈસા છતાં અરે! સર્વે જાતની સગવડ છતાં કંઈપિણ કરી બતાવ્યું નથી એ આપણી અધોગતિની નિશાની નહીં તો બીજું શું બતાવે છે! મંડળના અધિકારીઓ, ટ્રસ્ટીઓ તથા સભાસદોના નામો જેનાં આપશું તેમનાપર ધણી આશાઓ રાખી શકીએ તેમ છે.

## ટ્રસ્ટીઓ.

*શેઠ મોતીચંદ દેવચંદ, *શેઠ કાનજી વીરમ, *શેઠ ત્રીભોવનદાસ ભાણજી, શેઠ મેઘજીભાઇ થોભણ, †શેઠ રતનશી દેસર, શેઠ કેશવજી માણેકચંદ.

## વ્યવસ્થાપક કમીટી.

શેઠ મોતીચંદ દેવચંદ (પ્રમુખ), શેઠ મેઘજી થોભણ (ઉપપ્રમુખ), શેઠ દેવકરણ મુળજી તથા શેઠ કાનજી વીરમ (ખજાનચીઓ), શેઠ શાન્તિદાસ આસકરણ શાહ તથા, શેઠ વેલજી આણંદજી મંગેરી બી એ, એલ એલ. બી (ઓ સેક્રેટરીઓ)

## સભાસદો

પડીત ફતેહચંદ કર્પૂરચંદ લાલન, શ્રીયુત વ્રજલાલ ખીમચંદ બી એ, શ્રીયુત લક્ષ્મીચંદ માણેકચંદ, શ્રીયુત તુલસીદાસ જગજીવન, શ્રીયુત ઝવેરચંદ કલ્યાણજી, શ્રીયુત દેવીદાસ લક્ષ્મીચંદ ચેવનીઆ, શ્રીયુત શિવજીભાઇ દેવસિંહ શાહ, શ્રીયુત છોટાલાલ પ્રેમજી, શ્રીયુત રાયમલ હીરજી, શ્રીયુત ધર્મસી ગોવિંદજી, શ્રીયુત દામજી રાયમલ, શ્રીયુત લાલજી ભારમલ, શ્રીયુત જીવરાજ માડણ, શ્રીયુત, પદમશી શિવજી, શ્રીયુત ત્રીભોવનદાસ ભાણજી, શ્રીયુત ઠાકરશી વેરશી, શ્રીયુત દ ઓધવજી શ્રીયુત નાગજી મોતીચંદ, શ્રીયુત કેશવજી માણેકચંદ, શ્રીયુત ચતુર્ભુજ વીરચંદ શ્રીયુત હાથીભાઇ કલ્યાણજી છે

આ પ્રમાણે આપણે વજન તથા વિશ્વાસ મુકીએ તેવા જાહેર જાણીતા સભાસદો છતા, સહૃદયી અને કેળવાયલા સેક્રેટરીઓ છતા તથા **પ્રસિદ્ધ વક્તા મુનિશ્રી ચારિત્ર વિજયજી** જેવા કાર્યના ઉત્પાદક છતા એ મંડળની આવી સુષુપ્ત અવસ્થા જોઇ અમોને બહુજ આશ્ચર્ય સાથે દીલગીરી થાય છે આ મંડળના છપેલા ઉદ્દેશ તથા કાયદાકાનુનો તરફ નજર કરતા તે અતિ ઉચ્ચ પ્રકારના જણાયા છે

આ મંડળ અને તેના ફંડનું શું કરવું એ વિચારણીય અને ઉપયોગી પ્રશ્ન છે ગયા તા ૨૨ મી જુલાઇ રવીવારના ભાઇબંધ જૈન પત્રમાં અધિપતિ મહાશયે કંઇક અસ્પષ્ટ હોવા છતા યોગ્ય ટીકા કરી છે ફંડના બે ભાગલા પાડી એક ભાગ સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહ ને અને એક ભાગ મહાવીર વિદ્યાલયને આપી દેવો એવી યોજના બીલકુલ અયોગ્ય છે અમો આ બન્ને વિદ્યાલયો તરફ પ્રેમ ભાવથી જોઇએ છીએ અને એ બન્ને સંસ્થાઓ ને સંપૂર્ણ મદદ કરવાની જરૂર જાણીએ છીએ. છતા પણ એક વ્યવસ્થીત રીતે સ્થપાયલા મંડળ અને તેના ફંડની આવી વ્યવસ્થા કરવી એ અયોગ્ય કહેવાય ઉક્ત મંડળના ઉદ્દેશો તરફ લક્ષ ન આપતા આવી વ્યવસ્થા કરવી એ કાયરતા સૂચવે છે જે ઉદ્દેશથી ઉક્ત મંડળની સ્થાપના થઇ ચુકી છે તે ઉદ્દેશો બર લાવવા શું આપણામાં સામર્થ્ય નથી કે! જુના મંડળોને સુવાડીદઈ તેના ભોગે નવા મંડળોને તેનો

* ખબર કાઢતા આ ટ્રસ્ટીઓ સ્વર્ગવાસ પામેલા જણાયા છે † આ ટ્રસ્ટી છે કે નહીં તથા ક્યાના રહેવાસી છે તે અમો જાણતા નથી બીજા ટ્રસ્ટીઓ હાલ વિદ્યમાન છે.

ઓ તંત્રી.

લાભ આપવો તો પછી ભવિષ્યમાં આપણે કાર્ય પ્રાપ્તીની ઉમેદ શું રાખીએ? જે ઉદ્દેશથી ઉકત મંડળ સ્થપાયું છે તે ઉદ્દેશ નજર સમક્ષ રાખી એ મંડળને ફરીથી સજીવન કરવું એ વધારે યોગ્ય છે. અમોને આશા છે કે ઉકતમંડળનાં વ્યવસ્થાપકો ત્યા કાર્ય વાહકો ફરીથી ઉત્સાહ પૂર્વક હાથમાં કાર્ય લઇ મંડળને ફરીથી સજીવન કરી, કાર્યને યોગ્ય વ્યવસ્થામાં મુકશે.

ઔદ્યોગિક કેળવણીની આપણા દેશમાં અને આપણા સમાજમાં ઘણી જરૂર છે. માત્ર કેળવણીનાં સાધનો વધારવા તરફજ લક્ષ આપવું અને ઔદ્યોગિક કેળવણી તરફ બેદરકાર રહેવું એ દેશને અને સમાજને નુકસાનકારક છે. આ મંડળના અંગે આપણા વિદ્યાર્થીઓને હુન્નર, ઉદ્યોગ અર્થે ઈગ્લાંડ, જાપાન, અમેરિકા વગેરે વિદેશોમાં મોકલાય અગર તે ન બનેતો આપણાંજ દેશમાં બેંગલોર, મૈસુર, બંગાલ, પુના વગેરે શહેરોમાં મોકલાય તો તે આપણા સમાજ અને દેશમાટે અતિ લાભકારક છે. અમો ફરીથી આ મંડળના વિદ્યમાન કાર્ય વાહકો અને સભાસદોને આગ્રહ પૂર્વક ભલામણ કરીએછીએ કે તેઓએ આ સંબંધમાં ચળવળ કરી આ કાર્યને વ્યવસ્થા પૂર્વક સજીવન કરી ચાલુ કરશે એવી આશા છે.

ઓ. તંત્રી.



## આશ્રય—ભિક્ષા.*



(કીર્તન-ઝપતાલ)

નાથ ધરો હાથ, ચલો સાથ, ચિર સાથી હે!
ભ્રાન્તચિત્ત, શ્રાન્તપદ, ઘેર્યો દુઃખ રાત્રિએ!
શ્રમજ-જલ-બિન્દુ-ઝરે, વ્યથિત એ લલાટે હે!
છિન્ન રૂધિરાક્ત પદ, કણ્ટકિત વાટે રે!
ક્ષીણ થઈ દ્રષ્ટિ, અતિ તીવ્ર વેદના;
ક્ષણે તમે પડોછો મને, ક્ષણે રહિત ચેતના.
ભગ્ન હૃદે, છાતી કમ્પે, પડયો પથ પાસે રે!
દૂરથીરે તીવ્ર પરિહાસ કોઇ હાસે રે!
પ્રેમમય! પ્રેમમય! થયો નિરૂપાય હે!
મદળ દુઃખહરણ! ચિરશરણ દેહ જાય હે!

રાજકોટ. લખનાર: "ગ"

* ડૉ. રજનિકાન્ત સેનનાં એક કાવ્ય ઉપરથી.

# સંસારમાં સુખ મેળવવાનો સરળ માર્ગ.

( લખનાર —શાહ હાથીભાઇ કલ્યાણજી, રૂના દલાલ )






આ અસાર સંસારમાં અસંખ્ય મનુષ્યો રાત્રી દિવસ સુખને શોધતા પોતાના ઉદ્યોગમાં મશગુલ રહે છે પણ હું તો એમજ કહું છું કે સુખ ક્યાં વસે છે! સુખનું ખરૂં સ્વરૂપ કેવું હશે! તે એક મહદ પ્રશ્ન છે સુખનો વર્ણ, સુખની જાત, વગેરે વગેરે કોણ જાણે છે? તે સુખ શું ચક્રવર્તી રાજાઓના આવાસમાં કોટયાવધી દોલતની માલીકના ભુવનમાં કે કોઇ અન્ય સ્થળે અથવા તીર્થમાં કે દેવલોકમાં હશે ખરૂં?



ચક્રવર્તી રાજ્યકર્તાઓને પોતાના દેશની સંભાળ રાખવી એટલુંજ નહીં પણ શત્રુઓના ભયને લીધે સાવધ રહેવું વગેરે અનેક ઉપાધીએ, સુખને બદલે દુઃખરૂપ આપણે નજરે જોઇ શકીએ છીએ મધ્યમ શાપાત્ર ગૃહસ્થોને પઇશાની વારફેર, વ્યાપાર રોજગારમાં ખોટના ભયથી બચવા માટે કાળજી રાખવી, વ્યાપારની ચીંતા ઇત્યાદિ અનેક કારણોથી કેવળ સુખને બદલે દુઃખજ અનુભવાય છે ત્યારે સાધારણ સ્થીતીના મનુષ્યો કે જેઓ યોગ્ય ઉપયોગ કરી પોતાના કુટુંબનું ભરણ પોષણ કરી રહ્યા છે તેઓ પણ કેટલાક દુઃખોમાં સપડયા છે. અને નીર્ધન મનુષ્યો માટે તો કહેવુંજ શું? સંસારમાં રહેનાર સર્વ મનુષ્યો દુઃખના સંપૂર્ણ બોજા તળે દબાયા છે અને દબાય છે, એક કવી કહે છે કે

કઇ કહેશો કરોડોના ખાનારા ખુબ ખુશી હશે?—ટેક

મોટા થનારાને મોટું દુઃખ છે, છોટાથી દુઃખ દુર રહેશે,
અજમાવી જોઇ એમ વખતતો, પારખુ તુરત નજર પડશે

એ રીતે સર્વ પ્રકારે દુઃખજ છે પરમાત્માની કૃપા અને સદ્‌ગુરૂની પ્રાપ્તી વગર સુખનો માર્ગ જોઈ શકાય તેમ નથી. ખરૂં સુખ મેળવવા માટે પ્રથમતો દરેક મનુષ્યે દીર્ઘદ્રષ્ટીથી આ અપાર સંસારમાં કઇ કઇ વસ્તુ નાશવંત છે? અને કઇ કઇ વસ્તુ નાશવંત નથી? તેનો સંપુર્ણ રીતે વીચાર કરવો જોઇએ હવે ન્યાયની દ્રષ્ટીએ સંસારમાં નજરે જોઈ શકાતી સર્વ વસ્તુઓને દરેક મનુષ્યો જુદા જુદા વખત પરત્વે પાંચે ઇંદ્રીયોદ્વારા ઉપયોગ લે છે, અને તેમાં પ્રથમ ચક્ષુ ઇંદ્રીયોદ્વારા થોડો વખત જોઇને આનંદ માને છે શ્રવણેન્દ્રીય વાળાઓ રસમય અને શૃંગારથી ભરપુર વચનો સાંભળી થોડીવાર આનંદ માને છે રસેંદ્રીય (જીવ્હા)

દ્વારા ઉત્તમ પ્રકારનાં સ્વાદીષ્ટ ભોજન જમી થોડીવાર આનંદમગ્ન રહે છે અને સ્પર્શેન્દ્રી-દ્વારા કામ ભોગ ઈત્યાદીથી થોડીવારજ આનંદ માને છે. ઘ્રાણેદ્રીય (નાસીકા) દ્વારા ઉત્તમોત્તમ અતર, સેંટ, લવંડર, ઈત્યાદી સુગંધમય પદાર્થોદ્વારા મેળવેલો આનંદ માને છે પણ તે સર્વે આનંદ ક્ષણીક માત્ર છે, એ બધા ક્ષણીક આનંદમા ધસડી જનાર જો કોઇ હોય તો એક મનજ છે. કહ્યુ છે કે—

મનકા કહ્યા ન કીજીએ, મન મે પક્કા ભુત,
લે ડાલ દરીઆવ મેં, જાય હાતમે છુટ

જે જે વસ્તુઓ નાશવંત છે, તે સર્વે ને પરમાત્માનો સમાગમ થતા તેને આનંદ થાય છે પરંતુ કાળે કરીને અંતે તેનો નાશ થાય છે જ્યારે પ્રીય વસ્તુનો નાશ થાય છે ત્યારે તે વખતે ઘણીજ દીલગીરી પ્રાપ્ત થાય છે, તો દીર્ઘદ્રષ્ટીએ વીચાર કરતા કોઇ પણ પ્રસંગે કોઈ પણ વસ્તુમા સુખ નથી કેવળ દુ:ખને દુ:ખજ છે

* આપણુ શરીર જેને માટે આપણે અનહદ પરિશ્રમ કરીને ઉચ્ચમા ઉચ્ચ કપડા, ઉમદો ખોરાક, મનને આલ્હાદ જનક પંચેદ્રીયના ભોગોથી તેને હર વખત તૃપ્ત પમાડીએ છીએ તે પણ કાળના ભયથી રહીત નથી, અર્થાત તેને મરણનો ભય તો છેજ તો પછી તે પણ સુખશાનુ? વીસ્તારવાળુ કુટુંબ, કીર્તિ, અખુટ દ્રવ્ય, સુન્દર મહાલય, લાડી, વાડી, ગાડી વગેરે વગેરે સુખના સાધનો મેળવવા માટે મનુષ્યો રાતદીવસ મહેનત કરી રહ્યા છે પરંતુ અજ્ઞાની જનોને ખબર નથી કે મારૂ મૃત્યુ કયારે છે? અને આ મેળવેલી વસ્તુનુ નીત્યપણુ છે કે કેમ? જો દેહ તથા સાંસારીક સર્વે વસ્તુઓનુ નીત્યપણુ નથી તો તે વસ્તુઓના નાશ સમયે દુ:ખ તો ઉપજવાનુજ તો સુખ શાનુ? વસ્તુમાત્ર નાશવંત છે છતા તેના પ્રત્યે આસક્તિ વધતીછે, પણ તે વસ્તુનો નાશ પ્રથમ થશે કે આપણો નાશ પ્રથમ થશે તેનો ચોકકસ સમય આપણા જાણવામા છેજ નહીં તો જ્યા અંતમા દુ:ખ છે તો પછી સુખ શાનુ? કહ્યુ છે કે—

મેરા મેરા કયા કરે, તેરા નહીં તલભાર,
સબી છોડકે જાયગા, પુત નાર પરિવાર,
પુત્ર નાર પરિવાર, ઉનીમે નહીં કુછ અપના,
મમતા માયા છોડ, સુખી દુન્યાકા સ્વપ્ના.
કહેતા કાવ્ય હાથીરામ કરો મત મેરા મેરા,
જરૂર જાયગા જીવ, મીટે માટીસે ડેરા

જ્યારે સંસારની કોઈપણ વસ્તુમા કાયમનુ સુખ દેખાતું નથી, અને જેઓ ખરા સુખની શોધ કરવા નીકળ્યા છે ત્યારે તે સુખ કયા છુપાઈ રહ્યુ છે તેનો વીચાર અધ્યાત્મ જ્ઞાનરૂપી હજારો કેન્ડલ પાવરનુ ઇલેકટ્રીક લેંપ લઈકે લાઇટ લઈ તેની શોધ કરવી જોઇએ જે વસ્તુનો નાશ નથી તે વસ્તુ ઉપર આસક્તી રાખી તેનો અનુભવ મેળવવો એજ ખરૂ સુખ છે આત્મા નિત્ય છે, ધર્મ નીત્ય છે, આત્માનો સ્વભાવ દીર્ઘ દ્રષ્ટીથી વીચારમા અનંત શક્તીવંત, અનંત જ્ઞાની, અસંત તેજોમય, અને સત્-ચીદ-આનંદ મય છે. તે કલ્પ વૃક્ષ છે, રત્નચિંતામણી છે, અને શાંતીનુ પરમ સ્થળ છે, મંતોષનુ પરમ ધામ છે, આત્માના

મધ્ય બીંદુમા મનને રોકીને પાચ ઇંદ્રીઓના વીકારોને કબજે કરીને સ તોષવૃતી પકડીને જો દરેક મનુષ્ય વ્યાપાર કરશે તો ખરેખર સુખનુ સ્થળ આત્માજ છે સુખ અને દુખ બને આત્માના સ્વભાવથી ભીન્ન છે આત્મા હમેશા સચ્ચીદાનદમય છે. કોઇપણ સુખ તથા દુખ દીર્ઘ દષ્ટીથી વીચાર કરતા એક પ્રકારની ભ્રમણા ભાસેછે અને તે મનકલ્પીત છે કાયાના નાશની સાથેજ માયા તથા મનનો નાશ થાય છે, પણ આત્મા અવીનાશી છે, માટેજ ખરૂ સુખ આત્માની સ તોષ વૃતીમા છે જેવી રીતે જેના પગો જોડાઓથી ઢકાએલા હોય છે તેને બધી પૃથ્વી ચામડાથીજ મઢેલી લાગે છે તેવી રીતેજ જેનુ મન સ તોષી છે તેને સર્વ ઠેકાણે સુખ અને સપતીઓ છે, તે સતોષ વૃતી બતાવનાર પ્રભુનુ નામ છે કારણ કે સાચી વસ્તુની ખરીદી કરવી હોયતો પઇસા પણ પુરતાજ આપવા જોઇએ તેવીજ રીતે આ મજ્ઞાન મેળવવુ હોય તો પ્રથમ પ્રભુના નામ ઉપર ખરેખરો પ્રેમ જોડવાની આવશ્યકતા છે અને આપણો આત્મા પોતેજ નઠારા કાર્યોથી મુકત થઈ જાય તો તે *પણ પરમાત્મા સ્વરૂપજ છે અને સચીદાનદમય છે અમુલ્ય સુખને આપનારૂ કલ્પવૃક્ષ આપણી સર્વની પાસેજ છે તો તેના માટે બહાર ખાલી દોડાદોડ કરી ફાફા શા માટે મારવા જોઇએ?

ઇન્દ્રીઓને દમન કરનાર, શાત, સમાન ચીત્તવાળો અને સદા સ તોષી એવા પુરૂષને સર્વ દીશાઓ સુખમય લાગે છે



## સત્યે જય મોતે.



કુળકો દીપક સપુત હય મુખકો દીપક પાન,
ઘરકો દીપક સ્ત્રી ઘડકો દીપક પ્રાણ,— ૧
અભ્યાસે વિદ્યા મળે ખેતી થકી અનાજ,
વ્યાપારે ધન સાપડે ખાડા બળેજ રાજ,— ૨
સાકર તજેન સરસપણુ સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સહનતા દુર્જન તજે ન વેર,— ૩
ભુખ ગઇ ભોજન મીલે ઠડ ગઇ મીલીકભા,
જોબન ગયા ત્રીઆ મલી તીનકો આગ લગા,— ૪
હીરે હીરે કી કોટડી બાબર મત ખોલ,
જબ હીરેકા ઝવેરી મીલે તબ હીરેકા મુલ,— ૫
નમન નમન મે ભેદ હય કપટી નમે નીદાન,
ચોર ચુગળ દોનુ નમે જયુ ચિતા ચોર કમાન,— ૬
અતર કપટીને મુખગસી નામ પ્રીતકો લેત,
લાનત હય ઉસ મિત્રકું જો દગા દોસ્તકુ દેત,— ૭
જો ન આવડે ભીખ તો તમાકુ ખાતા શીખ, —રા અભય.

# પર્યુષણનો શબ્દાર્થ અને સમય નિર્દેશ.

(લેખક. મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી.)



આજ સુધીમાં પર્યુષણ પર્વના સબંધમાં અનેક લેખો લખાયા છે. પર્યુષણ દરમ્યાન સાધુ સાધ્વીએ તેમજ શ્રાવક શ્રાવિકાએ કયા કયા કર્તવ્યો કરવાના હોય છે તે વિષે પણ આજ સુધીમાં ઘણુ ઘણું લખાયુ તથા બોલાયું છે. એકની એક વાત સાંભળી લોકોને કંટાળો આવે એ સ્વાભાવિક છે, તેવીજ રીતે એકની એક વાત કહેતાં કહેનારના મનમા પણ કંટાળો આવે એ શું સ્વાભાવિક નથી! છતાં આજે કર્તવ્યની ખાતર નજીકમાં આવતા પર્યુષણ સંબધે બે શબ્દો લખવાની મને ફરજ પડે છે. કેટલીક વાતો એવી હોય છે કે, લોકોને કંટાળો આવતો હોય તો તે કંટાળો ખુશીથી વહોરી લઇને પણ હિતાવહ હોવાના કારણે કરી દેવી જોઇએ. મારા અત્રે રજુ થતા બે શબ્દો લોકોપયોગી અથવા હિતાવહ થશે કે નહીં તે હું જાણતો નથી. પરતુ અગુલી નિર્દેશની જવાબદારીથી મુક્ત થઈશ એમાં મને લેશ માત્ર પણ શંકા નથી.



પર્યુષણની ટુંક વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવી છે:—પરિતઉષણ અર્થાત સમ્યગ્ રીતે વસવું તે. ચાતુર્માસ દરમ્યાન ઘણું કરીને સાધુ સાધવીઓ પોત પોતાના સ્થાનો નક્કી કરી એક સ્થળે સ્થિર થઈ જાય છે. પરતુ કારણ વશાત્ ચાતુર્માસમાં પણ મુનિઓ વિહાર કરી, એક સ્થળેથી બીજે સ્થળે વસવાની છુટ ધરાવે છે. પર્યુષણ પછી એટલે કે સમ્યગ્ રીતે વસ્યા પછી પ્રાય: મુનિઓ સ્થાનાંતર કરી શકતા નથી. આ વાકયમાં પ્રાય: શબ્દ ખાસ હેતુ પુર:સર મુકવામાં આવ્યો છે. અપવાદ વિનાનો કોઈ નિયમ હોતો નથી એ રીતે જેનાં ખાસ ગંભીર કારણો હોય તો પર્યુષણ પછી પણ મુનિઓ વિહાર કરી શકે છે. હવે પર્યુષણની શરૂઆત કયારથી થાય છે એ પ્રશ્નનો ઉત્તર મેળવવો જોઇએ.

વસ્તુત: સમ્યગ્ વસવારૂપ પર્યુષણનો સંવત્સરી પછીજ શરૂ થયેલું ગણી શકાય. કારણકે સંવત્સરી પછી ૭૦ સીતેર દિવસ સુધી મુનિઓ અદ્ભુત ગંભીર પ્રકારના અપવાદ વિના ચાતુર્માસનું સ્થાન તજી શકે નહીં એવી શાસ્ત્રાજ્ઞા છે. પર્યુષણનો જે શબ્દાર્થ ઉપર આપવામાં આવ્યો છે તેપરથી જણાશે કે સમ્યગ્ રીતે વસવાની જે મુદત નક્કી કરવામાં આવી છે તેખરી રીતે તો આ સીત્તેર દિવસ સંબધીજ હોવી જોઇએ. "હોવી જોઇએ" એમ આ સ્થળે કહ્યુછે તે ઉપરથી પર્યુષણનો સમય હું મારી કલ્પના પ્રમાણે લંબાવવા ઇચ્છું છું એમ માની લેવાનું

નથી." પર્યુષણ તો માત્ર આઠ દિવસજ છે. એ આઠ દિવસમાં બને તેટલો ધર્મ સંચય કરી લેવો એવી જે માનીનતા આપણામાંના અનેકોને હસી ગઈ છે તે દૂર કરી યથાર્થ વસ્તુ સ્થિતિથી પરિચિત કરવા એજ મારા આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે.

કોઇ પ્રશ્ન કરશે કે તો પછી પર્યુષણના જે આઠ દિવસો વર્તમાન કાળે પ્રચલિત છે તે શું તદ્દન નિરર્થક છે! નહીં. જેને આપણે પર્યુષણ પર્વ કહીએ છીએ તે તો પર્યુષણના પ્રારંભની એક અઠ્ઠાઈ છે આપણામાં મુખ્યત્વે ૭ અઠ્ઠાઇઓ છે. ત્રણ ચોમાસાની (૧) અસાડ ચોમાસાની. (૨) કાર્તિક ચોમાસાની (૩) ફાગણ ચોમાસાની (૪) ચૈત્ર માસની (૫) આસોમાસની (૬) અને આ સીત્તેર દિવસના ચોમાસાની અથવા વાર્ષિક પર્વ રૂપે વાર્ષિક પ્રતિક્રમણના પહેલાંની અઠ્ઠાઈ ગણવી. કેમકે અત્રે એ સમજ લેવાની છે કે, અસાડ ચોમાસીએ જે ચોમાસી પ્રતિક્રમણ કરવામાં આવે છે તે અસાડમાસ પહેલાના ચાર માસમાં લાગેલા દોષની નિવૃતિ માટે છે. તેજ રીતે કારતીક ચોમાસી પ્રતિક્રમણ અસાડ ચોમાસાથી ચાર માસના દોષની નિવૃતિ માટે છે ફાગણ ચોમાસી પ્રતિક્રમણ તે પહેલાના ચારમાસના દોષની નિવૃતિ માટે છે એવીજ રીતે પર્યુષણનો મુખ્ય દિવસ સાંવત્સરિક પ્રતિક્રમણનો દિવસ લેખાય છે અને તે પહેલાં જેમ દરેક ચોમાસાના આઠ દિવસોને અઠ્ઠાઈ કહેવામાં આવે છે તેવીજ રીતે આ વાર્ષિક પ્રતિક્રમણના પહેલાના આઠ દિવસોને અઠ્ઠાઇ કહેવામાં આવે છે. તેમજ સીત્તેર દિવસનું ચોમાસું બેસતુ હોવાથી તેની અઠ્ઠાઇ પણ આ અઠ્ઠાઈ ગણી શકાય તો પછી પર્યુષણની અઠ્ઠાઇને પર્યુષણ માનવાનું શું કારણ? તો જાણવું જે અઠ્ઠાઇના પહેલા દિવસથી આપણે કેટલાએક કાળથી પર્યુષણ બેઠા એમ કહીએ છીએ તે પ્રણાલિકા ચાલવાની મતલબ એ સમજાય છે કે બીજી અઠ્ઠાઇઓમાં જે સાવદ્ય ક્રિયાઓનો બની શકે તેટલો ત્યાગ અને ધર્મ ક્રિયામાં યથા શક્તિ કાળ નિર્ગમન-નિર્દેશ કરેલે છે તેમ આ વાર્ષિક પ્રતિક્રમણના દિવસ નિમિત્તની અઠ્ઠાઇ હોવાથી આમાં વિશેષતા ધાર્મિક પ્રવૃતિ થવી જોઇએ એમ પૂર્વ પુરૂષોના ઉપદેશને લઇને આપણે આ દિવસોને વધારે ઉત્તમ ધાર્મિક દિવસો માની ઉજવીએ છીએ તેમાં પણ કલ્પ સુત્ર વાંચન સંઘસમક્ષ જ્યારથી નક્કી થયું ત્યારથી આ દિવસોમાં વધારે ઉત્તમતા અને જવલંત ધાર્મિક ભાવના ઉત્પન્ન થયેલી છે. તેમજ તપશ્ચર્યા પણ વિશેષ કર્તવ્ય રૂપે મનાઈ છે અને અઠ્ઠાઇના છેલ્લે દિવસે સાંવત્સરિક પ્રતિક્રમણ કરી વાર્ષિક દોષની નિવૃતિ કરવાની છે તેમજ વરસ દરમીયાન કોઇ સાથે પણ કલેશ કંકાસ વિરોધ કે અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય તેની અંતઃકરણ પુર્વક માફી અરસ પરસ એક બીજાએ કરવાના છે. તેમજ ઘણીવાર કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવે છે તેવીજ રીતે આ અઠ્ઠાઇને પણ ઉપચાર માત્રથીજ પર્યુષણ માની લેવામાં આવે છે અને તેમાં કાંઇ અનુચિતતા નથી. માત્ર આઠ દિવસ સુધી મ્હોટી ધામ ધુમ કરી પર્યુષણ પર્વ ઉજવ્યાનું અભિમાન—ધરાવનારાઓએ તથા પર્યુષણ પછીના દિવસો સાથે પોતાને જાણે કે કોઇપણ પ્રકારનો સંબંધજ ન હોય એમ માનનારાઓએ આ અર્થ અથવા આ શાસ્ત્રીય આજ્ઞા ખાસ કરીને લક્ષમાં લેવી જોઇએ.

હવે માત્ર પર્યુષણના દિવસો ઉજવતાં છેલ્લે દિવસે જે સાંવત્સરિક પ્રતિક્રમણ કરી વર્તમાન કાળમાં મારીઓ લેવાય છે દેવાય છે અને તેને માટે સેંકડો પત્રો સાંવત્સરિક પ્રતિક્રમણ ક્ષામણાના લખાય છે વંચાય છે. પણ તે વ્યવહાર જેટલે અંશે વૃદ્ધિંગત થયેલ છે તેટલે અંશે તેની સાર્થકતા

થતી હોય તેમ જોવાતુ નથી એટલુજ નહીં પણ ઘણા ભાગે ઉલટા તે દિવસોમાજ કલેશ, કકાસના કેટલાએક કારણો ઉપસ્થિત થાય છે આખા વર્ષના ધાર્મિક કરો પર્યુંષણમા ઉઘરાવવાનો જે રીવાજ પ્રચલિત થયેલો છે તે નહીં ઇચ્છવા જોગ છે કેમકે તેને લઇને ધર્મના દિવસોમા અને ધર્મના સ્થાનોમા મોટા મોટા કલેશો અને વાગ્યુધ્ધ થતા નજરે નીહાળી એ છીએ આપણા આત્મા નિમિત્તવાસી છે તેથી સજ્જનો એ આત્મિક ગુણોની હાની ન થાય તેવા સજોગો પર્યુંષણમા ઉપસ્થિત ન કરવા જોઇએ તો જો તેવા કરો ઇતર દિવસોમા લેવાના હોય તો વધારે હિતાવહ થઇ પડે તેમજ હાલમા પર્યુંષણના નામે ઓળખાતા દિવસોમા ઘણા શહેરોમા અને ગામડાઓમા સ્વામી વાત્સલ્ય કરવાનો રીવાજ દ્રષ્ટિપથ પડે છે એટલે સર્વે જમે છે આ પધ્ધતિ પાછળથી દાખલ થઈ હોય એમ લાગે છે શાસ્ત્રમા પર્યુંષણના કર્તવ્યો બતાવતા સ્વામીવાત્સલ્ય એ પણ કર્તવ્ય ગણાવવામા આવેલ છે તો તેનો અર્થ મૂળ એવો હોવો જોઇએ કે, સ્વધર્મીઓએ એક બીજા તરફ વાત્સલ્ય એટલે પ્રેમભાવના રાખવી અર્થાત્ પ્રેમભાવનામા જમવુ અને જમાડવુ એ આવી જાય છે તો એક બીજાઓ ઉત્તરપારણે અને પશ્ચાતપારણે એક બીજાને ઘેર જમતા હોવા જોઇએ પાછળથી સૌએ મળી પોત પોતાની પાતી આપી ભેગુ જમવાનો રીવાજ ચલાવેલો હોવો જોઇએ હાલ તે રીવાજ કેટલેક ઠેકાણે દ્રષ્ટિ ગોચર પણ થાય છે પણ ઘણાક શહેરોમા અમુક અમુક શ્રીમંતોએ રૂપીઆ મુકી તેના વ્યાજમાથી પોતાના નામથી સઘજમણ આપવા માડ્યાછે આથી એક રીતે ખરપટ ઓછી થઇછે પણ બીજી રીતે સ્વામીવાત્સલ્યતાનો જે પ્રેમ તે ન્યુન થઇ ગયોછે કેમકે જમાડનાર અમુકજ પૈસામા પુરૂ કરવાની લાલસાએ માથે પડયુ કર્યા વીના છુટકો નહીં એમ કરી કરી નાખેછે. ત્યારે બીજાઓ માત્ર જમીને રાજી થાયછે આમ અવિવેક ભરેલી ચાલતી રૂઢીને લઇને સ્વામી વાત્સલ્યનુ ખરૂ રહસ્ય વર્તમાન કાળમા લુપ્તપ્રાય થઈ ગયુ છે

વળી હાલમા પર્યુંષણના આઠ દિવસો દરમીયાન દેરાસરોમા તથા ઉપાશ્રયોમા નહીં ઇચ્છવા જોગ કોલાહલો થવા ઉપરાંત કેટલીક વાર ચિત્ત વિક્ષેપના પણ પ્રસગો ઉભા થાય છે આમ થતુ અટકાવવાને જાહેર પત્રકારો તથા વ્યાખ્યાનકારો સવેળા જાગૃત કરી સમાજનુ ધ્યાન ખેચે છે છતા હજી એવા કડવા પ્રસગો કેડ દૂર થવા પામ્યા નથી એ બહુ દીલગીર થવા જેવુ છે પૂર્વે આપણા દેશમા જ્યારે ધાડ પડતા અને પરદેશી સૈનિકો ગામો તથા શહેરોમા રમખાણ—મચાવી ધન-દોલત લુટી જતા તેનો કઇક આભાસ પર્યુંષણ પર્વ જેવા પ્રસગોમા દ્રષ્ટિગોચર થાય છે "ધર્મ" ની લુટ કરવા જાણે મોટા મારુ ધર્મ—સ્થાનકોમા ઉતરી પડયો હોય તેવો દ્રશ્ય આવે વખતે નજરે પડે છે જો કે પર્વના—દિવસોમા સૌ કોઈ પોત પોતાની યથાશક્તિ મતિ ધર્મધ્યાન કરવા માટે તથા વ્યાખ્યાન વાણીનો લાભ લેવા માટેજ આવતા હોય છે અને આવે છે તો પણ ગરજની સામાન્ય ટેવને લીધે "વાણીયા શાહી" ધમાધમ આપણા ધર્મ સ્થાનકોમા પણ પગ પેસારો કરી જાય છે અતિ લોભ અથવા કજુસાઇ એ જેમ વ્યવહારમા નિંદ્ય નીચ ગણાય છે તેજ રીતે અન્યાન્ય બાબતમા પણ કેમ ન ગણાય! વ્યાખ્યાન સાભળવામા મારે અગ્રસ્થાનજ મળવી રાખવુ જોઇએ પ્રતિક્રમણમા પણ મારૂ આસન અમુક સ્થળેજ હોવુ જોઇએ એવી લાલસા શામાટે રાખવી જોઇએ? પાછળથી ગભીર સ્વરૂપ—ધારણ કરતા કલેશો ના મૂળમા ઘણે ભાગે આવી નજીવી બાબતોજ હોય છે એમ

કહેવાની જરૂર નથી પર્વના દિવસોમા આવો દુરાગ્રહ જો લઇ દેવામા આવે તો પર્વનો યથાર્થ ઉદ્દેશ—ભાવિકોના હૃદયમા શાતિ-સતોષ પ્રેરવાનો ઉદ્દેશ સફળ થયા વગર રહે નહીં કેટલીક વાર વ્યક્તિગત કલહોને ધર્મની બાબતો સાથે જોડી દેવામા આવે છે અને તેથી પણ ભારે ગભીર મનસતાપ ઉત્પન્ન થાય છે તે ઉપરાત પર્વના દિવસોમા પુષ્કળ અવકાશ મળતો હોવાથી જુગાર અથવા પરનિંદા જેવા અતિ નિંદનીય વિષયોમા તેનો દુરૂપયોગ થાય છે આવી આવી ઘણી બાબતો છે કે જેનો પ્રતિકાર કરવાની પ્રત્યેક સુજ્ઞની ફરજ છે ધર્મ ક્ષેત્ર કિંવા તિર્થ ક્ષેત્રમા કરેલુ પાપ જેવી રીતે વજ્રલેપ જેવુ થાય છે તેવી રીતે પર્વના દિવસોમા કરેલુ પાપ પણ વજ્રલેપ જેવુ થાય છે એમ કહીયે તો શુ ખોટુ છે? પર્વના પવિત્ર દિવસો ખરુ કહીએ તો, મનુષ્યોને કર્મ બધનથી મુક્ત કરવાને માટેજ યોજાયેલા હોય છે એજ દિવસોમા જો અનર્થ સેવવામા આવે, ધુતાદિ ક્રિડાઓથી હૃદયના ભાવોને મલીન બનાવવામા આવે તો પછી આત્મોધ્ધારની આશા—ક્યાથીજ રાખી શકાય?

વર્ષા ઋતુનો ચાતુર્માસ અન્ય ચાતુર્માસો કરતા ધર્મ સબધી કાર્યોને માટે અધિક ઉપયોગી ગણાયો છે આપણામા તેમજ ઇતર ધર્મ—સપ્રદાયોમા પણ ઘણા ખાસ પર્વો અને ઉત્સવો આ વર્ષા ઋતુના ચાતુર્માસમાજ આવે છે વિચાર કરતા જણાય છે કે, ઋતુની સાથે પર્વોનુ સામજસ્ય સ્થાપવામા આપણા પૂર્વ પુરૂષોએ બહુજ વિચાર શીલતા અને દીર્ઘદ્રષ્ટિ વાપરી છે એમા સદેહ નથી આ ચાતુર્માસમા પૃથ્વી એ આખને—મનને અને હૃદયને આહ્લાદ આપે એવો સુદર વેષ ધારણ કર્યો હોય છે પશુ-પક્ષીઓ પણ કુદરતી રીતેજ પ્રફુલ્લતાથી, આસ પાસ ફરતા હોય છે વનશ્રી ખીલી હોય છે ગમે તે તરફ દ્રષ્ટિ કરવાથી સૃષ્ટિનુ મન મોહક સૌંદર્ય હૃદયને અસર કરે છે આવા સયોગોમા ચિત્ત હમેશા પ્રફુલ્લ અને આનદમય હોય એ બનવા જોગ છે તે ઉપરાત વ્યાપારીઓ અને બીજા ધધાવાળાઓ પણ પુષ્કળ અવકાશ મેળવી શકે એવી અનુકૂળતા ધરાવતા હોય છે મુનિઓ પણ વિહારની ચીંતાથી મુક્ત થઇ જન કલ્યાણ સાધવાના વિચારોમા અને પ્રયત્નોમા ગુથાયેલા હોય છે આવી પરિસ્થિતિમા પર્વના દિવસો આવતા હોવાથી ઘણા ઉપકારક થઇ શકે છે પરતુ એક વાત ખાસ કરીને સ્મરણમા રાખવી જોઇએ કે, અનુકુળતા અથવા સગવડનો જેવી રીતે સદુપયોગ થઈ શકે છે તેવીજ રીતે તેનો દુરૂપયોગ પણ થઇ શકે છે અજ્ઞ અને વિજ્ઞ મનુષ્યોમા જો કઇ ફેર હોય તો તે માત્ર એટલોજ કે અજ્ઞ મનુષ્ય સગવડનો દુરૂપયોગ કરી વધારે દુખદાયક સ્થિતિ વ્હોરીલે છે જ્યારે સુજ્ઞ મનુષ્ય સગવડનો લાભ લઇ પોતાના ભવિષ્યને સુધારી લેછે મ રી કહેવાની મતલબ એટલીજ છે કે પર્યુષણ પર્વમા મુનિઓના સમાગમનો દેવદુર્લભ લાભ જે વખતે મળતો હોય, અવકાશ પણ જે વખતે પુષ્કળ હોય, જન સમાગમમા પણ જે વખતે વિશેષે રગીન બનાતુ હોય તે વખતે એ પરિસ્થિતિનો કોઈ પણ પ્રકારે દુરૂપયોગ ન થાય એવી સૌએ કાળજી રાખવાની છે જે ગામમા જે મુનિ ચાતુરમાસ રહ્યા હોય તેઓ જો ધારે તો આ વાત પોતાના પરિચયમા આવતા પ્રત્યેક જણના મનમા ઉતારી શકે

હુ ઉપરથીજ કહી ગયો છુ કે પર્યુષણ પર્વની યથાર્થ શરૂઆત તો સવત્સરી—પછીથીજ થાય છે છતા આશ્ચર્ય જેવુ છે કે પર્યુષણના આઠ દિવસ પછી ધાર્મિક વિષયમા કોઇ પણ પ્રકારનો

રસ લેવામા આવતો નથી, જાણે કે એક અઠવાડીઆની અખ્ત લડત પછી શું સર્વત્ર ઉદાસીનતા અને ગમગીની ફેલાઈ ગઈ હોય એવો દેખાવ દેરાસરો તથા ઉપાશ્રયોમા નજરે નથી પડતો? આનુ શુ કારણ? મને લાગે છે કે, આપણે ૭૦ મીતેર દિવસની પ્રારભની અઠ્ઠાઇમા જે શાન્તિ, ઉત્સાહ, આનદ અને ધર્મકર્તવ્યનુ વાતાવરણ જમાવવુ જોઇએ તે જમાવી શકતા નથી પર્વો ઉજવવાજ જોઇએ એવી જે પ્રથા પડી ગઈ છે તે પ્રથાને માન આપવા માટેજ જ્યા સુધી પ્રયત્નો કરવામા આવે ત્યા સુધી વાતાવરણ કોઈ કાળે ઉપજાવી શકાય નહીં પ્રથા એક પ્રકારનો રીવાજ પડી જાય છે, ત્યારે એ રીવાજ કિંવા પ્રથાનો ઉદ્દેશ સમજવાની બહુ ઓછા માણસો કાળજી ધરાવે છે. કોઈ પણ રીવાજ જ્યા સુધી હૃદય અથવા પ્રાણને સ્પર્શતો નથી ત્યા સુધી એ રીવાજનુ કશુ મૂલ્ય અકાતુ નથી દાખલા તરીકે પર્યુષણ પર્વ જો એક માત્ર રીવાજ અથવા પ્રથાની ખાતરજ ઉજવવામા આવે અને એ રીવાજને આપણા મન-હૃદય કિંવા પ્રાણની સાથે સબધ છે અને શ્રધ્ધા પૂર્વક સ્વીકારવામા ન આવે ત્યા સુધી એ પર્વનો ઉદ્દેશ સાર્થક થાય નહીં એમ કહવામા હૂ ધારૂ છુ કે કોઈ પણ પ્રકારની અતિશયોકિત કરતો નથી કોઈ પ્રથા અથવા રીવાજ ઉદ્દેશ વિનાનો હોતો નથી પર્વો અને તહેવારોના દિવસો ઉજવવામા પણ હેતુ તો અવશ્ય હોય છેજ પરતુ જ્યારે તે હેતુ ભુલી જવાય છે ત્યારે પ્રથા કેવળ ચૈતન્ય રહિત પ્રથા રૂપેજ રહી જાય છે આપણા પર્યુષણ પર્વના સબધમા પણ કેટલેક અશે એમજ બનવા પામ્યુ છે એમ ખેદપૂર્વક કહ્યુન કર્યા સિવાય ચાલતુ નથી

પર્યુષણ અથવા સમ્યક્રીતે સ્થિર થઈ રહેલા મુનિવરોના સમાગમમા આવી તેમના ચારિત્ર્યની, નિર્મળતાની, તેમના ઉન્નત હૃદય ભાવોની તથા તેમના પ્રખર જ્ઞાનના તેજસ્વી કીરણોના છાપ આપણા હૃદયમા પ્રતિબિંબિત થવી જોઇએ. એ ખરૂ છે કે પ્રાય પ્રત્યેક શ્રાવક શ્રાવિકા પર્યુષણના અઠવાડીઆમા યથાશક્તિ નીતિમય નિર્મળ ધર્મજીવન ગુજારવાનો પ્રયત્ન કરેછે અને તે પ્રશસનીય પણ છે પરતુ જો તેમને એમ પુછવામા આવે કે "આ સપ્તાહના ધર્મજીવનમાથી તેમે કોઈ પણ પ્રકારનુ એવુ સ્થાયી ચૈતન્ય મેળવ્યુ છે કે જે સમગ્ર જીવને અજવાળી શકે" તો તેનો ઉત્તર મળી શકશે નહીં ત્રીસ ત્રીસ અને ચાલીસ ચાલીસ પર્યુષણ પર્વ ઉજવનારા વયો વૃધ્ધ અને કહેવાતા ધાર્મિકોના જીવનોમા પણ હૃદય વિશુદ્ધિ અને ઉન્નત ભાવોની શુન્યતાજ અનુભવાય છે. આનુ કારણ સ્પષ્ટજ છે અને તે એજ કે તેમણે પર્વો કેવળ રીવાજની ખાતરજ પાળ્યા હોય છે એ પર્વોએ તેમના પ્રાણને કશી અસર કરી હોતી નથી, પર્વોનો હેતુ તેમના સમજ્વામા આવેલો હોતો નથી અમે ઇચ્છીએ છીએકે આ લેખના વાચક વર્ગમા તેવી અજ્ઞાનતા રહેવા નપામે

પર્યુષણ પર્વ જેવા ઉત્સવો શરીર, મન અને આત્માને નિર્મળ બનાવવા માટે છે તપશ્ચર્યા અને અધ્યયન દ્વારા શરીરની મનની અને આત્માની અશુચી દુર કરવા માટે છે. કલેશ—કકાસ—ઇર્ષ્યા—અસુયા આદિ અતરગ રિપુઓના દમનને માટે છે એટલુજ નહી પણ આવા પવિત્ર દિવસોમા આપણે એક જાતનુ એવુ પવિત્રતામય વાતાવરણ ઉપજાવવાને માટે બધાયેલા છીએ કે જે વાતાવરણ આપણને જીવનોપયોગી થવા ઉપરાત આપણી પાછળ આવતી પ્રજાને પણ ચૈતન્ય પ્રદ અશો આપી શકે માત્ર અમુક દિવસો દરમીયાન ગુજારેલુ ધર્મમય-જીવન એ વસ્તુત જીવનજ નથી ધર્મનુ જીવનજ મનુષ્યને જીવન આપી શકે

છે. ધર્મો રક્ષતિ રક્ષિતઃ અર્થાત જેઓ ધર્મનું રક્ષણ કરે છે તેમનુંજ ધર્મ રક્ષણ કરે છે. બીજા શબ્દોમાં કહીએતો ધર્મમાં જેઓ ચૈતન્ય સમર્પી શકે છે તેઓજ યથાર્થ ચૈતન્ય પામી શકે છે. વર્તમાન કાળે આપણા પર્વો અને ઉત્સવો ચૈતન્ય વિનાના બની ગયા છે. અને તેને લઇને આપણને જે મહા પ્રાણના મળવી જોઇએ તે મળી શકતી નથી. આપણા નિત્યના આચારોમા ગતાનુ ગતિકતાનો મ્હોટો ભાગ દાખલ થઈ ગયો છે. તપસ્યાના ક્રમમા પ્રવેશતી વખતે સામાયિક, પ્રતિક્રમણ તથા પૂજા વિધાનનો આશ્રય લેતી વખતે લક્ષ અથવા ઉદ્દેશ તરફ જે ઉપેક્ષા કરવામાં આવે છે તે દૂર થાય અને પર્વોની પ્રેરણા ચિરસ્થાયી પણે જીવનમાં વ્યાપી રહે, સમાજમાં તથા દેશમાં એ પ્રેરણા વિસ્તાર પામી સર્વત્ર ક્ષમા, શાન્તિ અને નિર્મળતાનું વાતાવરણ ઉભું કરે, એવી ભાવના પ્રત્યેક અંતઃકરણમાં જ્વલંત પણે પ્રકટવી જોઇએ. એમ થશે તોજ આવા ઉત્સવો સાર્થક થશે, ઉત્સવોનો ઉદ્દેશ ફળી ભૂત થશે અને મનુષ્ય જીવનને ઉન્નત, ભવ્ય અને સર્વાંગ સંપન્ન બનાવી શકશે. એથી અધિક શુ કહીએ! માટે પર્યુષણના દિવસો એ ધાર્મિક દિવસો હોવાથી સાવદ્ય વેપારનો ત્યાગ કરી નિવૃત્તિ પરાયણ થઈ ધર્મા રાધનમાજ તે અમૂલ્ય વખત રોકવો જોઇએ એને ઠેકાણે કેટલાએક જૈન ભાઇઓ જુગાર જેવી નિંદ્ય ક્રિયામાં તે અમૂલ્ય કાળને ગુમાવી પર્યુષણના દિવસોને લજવે છે તેમ ન થાય તે જોવા લેખકની ઈચ્છા સફળ થાઓ. તથાસ્તુ.



૧—જ્ઞાતિ શુભેચ્છકો, જ્ઞાતિનાવડીલો, જ્ઞાતિસુધારકો, જ્ઞાતિને આગળ કરનારાઓ અને જ્ઞાતિ બન્ધુઓ, જ્ઞાતિ હિતના કાર્યોમાં માન મરતબો મેળવવાની લાલસાને દેશવટો દેજો, આવિ બુદ્ધિને કે આવા ભાવને તમારા હૃદયમાં સ્થાન ન આપશો "આતો મેં કર્યું," આ સસ્થા મારા વડેજ ચાલે છે," "આ ફંડનો હું કર્તા છું," આ મંડળ હું નહોઉં તો તુટી જાય," આમ કરવાથી લોકો મને મોટો કહે, મને માન આપે, મારંનામ વરતમાન પત્રોમાં ચઢે અને મારી વાહ વાહ કહેવાય—" આવા ક્ષુદ્ર વિચારોથી જ્ઞાતિ હિત કરવા માગતા હો તો, સદા દૂર રહેજો. આ વિચારો ધારેલા કાર્યોની આડે આવશે, પગમાં આંટી નાખશે, અને ધારેલી મુરાદ અફળ જશે. અને કદાચ અપમાન સહન કરવાનો પ્રસંગ પણ આવી લાગશે. ભાઇઓનુ હિત કરવામા, આપણી પોતાનીજ સુખ શાન્તિ પ્રાપ્ત કરવામાં વળી માન કેવું? આતો આપણી એક ધર્મ વિહિત ફરજ છે. આતો આપણા કુળ દેવતાનું ફરમાન છે અને તે ફરમાનને યોગ્ય માન આપવું અને તે પ્રમાણે વરતવું તે આપણા જીવનનું સૂત્ર છે. અરે તે આપણા જીવનનો આશય છે.



# શ્રીપર્વ અને કર્તવ્ય.

( ગઝલ )

જુઓ શ્રીપર્વના દહાડા, પ્રતિદિન પાસ આવે છે;
ધરી ઉછરંગ અંતરમા, ભવિક પુણ્ય—બીજ વાવે છે.

સકળ પર્વોમહીં એને, મુગટરૂપે ગણી લેજો;
મળી જો હોય સંપત તો, સુપાત્રે દાનને દેજો.

ધરી દઢતા ખરી મનમા, ત્રિવિધયોગે શીયળ પાળો,
યથા શકિત તપસ્યાથી, દમો કઇ દેહને જાતે.

હશે જો ભાવના સારી, સફળ તો ધર્મ કરણી છે;
વધારી ભાવને ભવ્યો, અતુલ શ્રીપર્વ આરાધો.

જુઓ, દીવાળીએ સરવે, વણિકજન ચોપડા લઇને;
તપાસી ખૂબ સરવૈયુ, નફો નુકશાન ધારે છે.

તપાસો કર્મનું ખાતું, વધે છે પુણ્ય કે પાપો;
વણિકનો ધર્મ એ છે કે, સરવયું રાખવુ ચોખ્ખું.

અમારી આમ બાબત ને, તમારી આમ બાબત છે,
તજી એ ભેદ બુદ્ધિને, વધારો ભાવના મૈત્રી.

શમાવો કલેશની જ્વાળા, મનોહર સ્નેહ સિંચનથી;
દયા દર્શાવવા સઘળે, બનો બહાદુર ભવ્યો સહુ.

પ્રતિક્રમવા બધાં પાપો, કરો દિલને સફા હરદમ;
ક્ષમા માગો ક્ષમા આપો, સરલતા પૂર્ણ ધારીને.

પિતાશ્રી વીરના પુત્રો, બધા આપણુ ગણાવાના;
રહી જો ભેદબુદ્ધિ તો, જરૂર પાપે તણાવાના.

ભલી નિજ કોમ કે જ્ઞાતિ—તણું કલ્યાણ કરવાને;
પ્રતિજ્ઞા ભીષ્મ લ્યો પોતે, વિપુળ યશ-કાન્તિ વરવાને.

ફના થાશે રમાં રામા, અને આ દીપતી કાયા;
ચરાચર વિશ્વમાં બધો! અચળ તો નામના રહેશે.

સુણી મહાવીરનાં સૂત્રો, ઉતારી અંતરે વ્હાલા;
કરો કલ્યાણ નિજ પરનું, સફર થાશે સફળ વ્હાલા.

રા. રત્નસિંહ—દુમરાકર.

૧ લક્ષ્મી-ધન. ૨ સ્ત્રી ૩ મનુષ્યભવની મુસાફરી.

# આત્મ-પ્રેમ.

(સંશોધકઃ—મી. 'નૂરે-ચશ્મ.')

True love is the gift which God has given,
To man alone beneath the heaven

× × ×

It is the secret sympathy,
The silver link in silver tie,
Which heart to heart and mind to mind,
In body and in soul, can bind.

—(Scott).

સત્સ્નેહ, એ ઇશ્વિર તરફની મનુષ્યને મ્હોટામાં મ્હોટી બક્ષીસ છે. તે એક શુભ દયા છે, રૂપાની સાંકળી કે હીરની દોરી જેવી છે—જે હૃદયે હૃદયને, મને મનને, શરીરે શરીરને અને માને બાંધી શકે છે—વશ કરી શકે છે. અને તેમાં—

'Self-love is its due degree is as just and morally good as any affection whatever Self love is one chief security of our right behaviour towards society'—(Bishop Butler).

આત્મ-પ્રેમ, એ માનવ સમાજમાં ઐકયતા વધારનાર સબળ સાધન છે; જે વડે આપણા સંસર્ગમાં રહેતા અથવા આપણને અનુસરતા જનોના હૃદયોને દ્રવિભૂત બનાવે છે. જેથી કરીને આપણે 'Thou shalt love thy neighbour as thyself' પ્રમાણે એક બીજાને ચ્હાતાં અને ચાહવાનું શીખવીએ છીએ.

આ અગાધ, અસાર સસારની અંદર એવી કેટલીએક વ્યક્તિઓ છે કે, જેઓ માત્ર પોતાની જાતનાંજ જતન કરીને બેસી રહે છે. આમ થવાને લીધે અન્ય લોકો તેના તરફ નિંદા યુકત-તિરસ્કાર યુકત ભાવથી જૂવે છે, તથા તેઓને સ્વાર્થી (selfish) હોવાનું ધારે છે.

"The first law of nature is to save one's life," પ્રમાણે તેઓ પોતાનાંજ હીત સાધવામાં સદા યત્નશીલ રહે છે એનું મૂળ કારણ તેઓની ગેરસમજ છે. આવા કારણે કરીને તે અન્યપર પ્રેમ-ભાવ દર્શાવી શકતો નથી.

સર્વ સામાન્ય એવી માન્યતા છે કે દુર્જનો પોતાનું હીત કેમ સાધી શકાય તે સીવાય અન્ય કશું જાણતા નથી, એટલે કે, તેઓ સ્વાર્થાંધ છે; જ્યારે સુજ્ઞ પુરૂષો આત્મ-પ્રેમના ગુણે કરીનેજ પોતાની માફક અન્યને ચાહે છે—જેવું તે પોતાનું શુભ ઇચ્છે છે તેવીજ રીતે

અન્ય શુભમાં—અર્થાત અન્યનું શુભ કેમ થાય, તે માટે યત્નશીલ રહી પોતાના આત્માનો ભોગ આપે છે. તો, આત્મ-પ્રેમ એટલે નહીં કે માત્ર પોતાની જાતનેજ ચ્હાઇને બેશી રહેવું; પરંતુ, પોતાના સમાન અન્યોને પણ ચ્હાવાં અને તેઓના હીતાહીતમાં પોતાનાજ હીતાહીતની માફક વર્તવું. એજ ખરો આત્મ-પ્રેમ છે. તેમાંજ પોતાના સદા ઉચ્ચાશયો રાખવા અને 'आत्मवत्सर्वभूतेषु,' એ શ્રી વાક્યનું અવલંબન કરી પોતાની સંસાર યાત્રામાં ક્રમણ કરવું. એજ મનુષ્યત્વ છે—જીવનની સાફલ્યતા માટેનું એક સબળ સાધન છે. અસ્તુ.

શીવપ્રસાદ એચ. ભટ્ટ,
સબ-એડીટર, "લુહાણા હિતેચ્છુ."



# બાળ લગ્નના હિમાયતિઓ માટે.

અરે ઓ બાળ લગ્ન કરનાર બેવકુફ માબાપો, શું તમો તમારા બાળકોના લગ્ન કરવામાં આનંદ માનો છો? શું એ તમારો આનંદ વ્યાજબી છે? અરે તમારા નાના બાળકોને પરણાવી તેના મગજ ઉપર તમો કેટલી ઉપાધીઓ અને ચિંતાઓનો બોજો મૂકો છો? તેની તમોને ખબર છે કે? બાળલગ્ન કરી તમો તમારાજ પ્રિય બાળકોના ખીલતાં બુદ્ધિ અને બળનો સત્યાનાશ વાળોછો, એ વાત તમારા ખ્યાલમાં શું નથી ઉતરતી કે? આહ! આર્યોનાં દીર્ઘાયુષી જીવન દોરડાં ટુંકા કરનાર, લઘુવયમાંજ બાળકોના વીર્યનો પ્રલય કરનાર, નિર્બળ અને નિસ્તેજ પ્રજાની વૃદ્ધિ કરનાર અને માબાપ થઇ મારાનું કામ કરનાર જો કોઇ પણ હોય તો તે બાળલગ્ન કરનાર બેવકુફ માબાપોજ છે. હિંદમાં આજે વીર્યહીન અને સત્વહીન પુરૂષોની સંખ્યા શું થોડી છે? દિન પર દિન પ્રજા શું વધારે નિર્બળ અને રોગિષ્ટ નથી થતી જતી કે? અશક્ત અને રોગી માબાપો બળવાન અને નિરોગી પ્રજાને જન્મ આપી શકે ખરા કે! મૂળમાંજ સડો પેસેલાને દવા દારૂ સાજા કરી શકે કે? પૌષ્ટિક ખોરાકો અને ટૉનીક પીલ્સો જ્યાં વીર્યનો અપરિપક્વ દશામાંજ દાટ થતો રહેતો હોય ત્યાં શું અર્થ સારી શકે! ઓ! બાળલગ્નના હિમાયતિ મૂર્ખ માબાપો, જરી જાગો અને જુવો તો ખરા કે આપણા હિંદની શારીરિક દશા શી છે? શું શારીરિક ઉન્નતિ થયા વિના આર્થિક અને માનસિક ઉન્નતિ કોઇપણ દેશની થઇછે? ગાઢ-રીઆ પ્રવાહમાં તણાતાં અન્ધ માબાપો! તમો ઋષી મુનિઓના તનુજો છો. તો પછી આરાસંજ્ઞાનો તો કંઇ વિચાર કરો! શું એટલી પણ શક્તિ હવે તમારામાં રહેવા પામી નથી? ટુંકામાં જો હવે તમારો હિતમ ઠેકાણેજ હોય તો જાગો, ચેતો, સમજો અને આપણી અધોદશાનું કારણ જે બાળલગ્ન છે તેને સત્વર બંધ કરી દો.

"કહાપણ."

# શ્રી પર્યુષણા-પર્વ.

(લેખકઃ જૈન મુનિરત્ન.)





શ્રી જિનેશ્વર પરમાત્મા દેવે સર્વ પર્વોમાં પર્યુષણ-પર્વને શ્રેષ્ટ કહેલ છે કારણ કે બાર મહિનામાં જે કંઇ રાગ દ્વેષ—મત્સરાદિકથી આપણા આત્માને અશુભ કર્મ રૂપ જે મેલ લાગેલ છે, તેને ધોવા (તેનો સંદતર નાશ કરવા) માં નિર્મળ નીર સમાન કહેલ છે. એટલુંજ નહિ પણ સ્વર્ગાદિ સદ્દગતિના પણ તે કારણ રૂપ છે, તથા મોક્ષનાં સુખો કે જે ઇંદ્રિયોને અગોચર છે તેમજ જે અવર્ણનીય અને અનિર્વચનીય છે તેવાં આત્મિક સુખોને આપનાર પણ એજ અપૂર્વ પર્વ છે તે પર્વના દિવસોમાં આપણે શું કરવું જોઇએ? એ દિવસોમાં આપણું એજ કર્તવ્ય છે કે સર્વે જીવો તરફ આપણે દયાની લાગણી દર્શાવવી જોઇએ, સત્ય બોલી સર્વ જીવો પ્રત્યેનો વૈર, વિરોધ નિવારીને ખામણા કરવા જોઇએ તથા સંપ, સલાહથી ઐક્યને મેળવી ધર્મ કૃત્યોમાં પ્રવૃત થવું જોઇએ. દરેક પ્રાણીમાત્રનું ભલું ઇચ્છવું એટલુંજ નહિ પણ પોતાની યથા શક્તિ તેનું ભલું કરવું જોઇએ. આ પ્રમાણે પરમાત્માનું ફરમાન છતાં આજકાલ આપણે કઇ દિશામાં ગમન કરીએ છીએ તે આપણા ખ્યાલમાં પણ ભાગ્યેજ હશે. આપણી પ્રવૃત્તિ તરફ નજર કરતાં આપણામાં ધર્મના નામે ઝગડા થાય છે અને તેના પરિણામે હજારો અને લાખો રૂપીઆ નકામા કોર્ટોમાં હોમાય છે. એક બીજા તરફ ઇર્ષ્યાભાવ રાખવો અને તેનું બુરૂં કેમ થાય-એવી ભાવના તો આપણામાં જાણે ઘર કરી બેઠી છે. જે વિવાદોનો અંત આવેલ છે અને જેનું સમાધાન કરવામાં આવેલ છે તેવા ઝગડાઓને નકામા વાગ્વૃષ્ટિથી ઉત્પન્ન કરીને કલેશ વધારવા આપણામાંના ઘણા બહાદુરો બહાર આવવાને કમ્મર કસે છે. જેના પરિણામે ક્રોધાદિ કષાયોની ઉદારણા થાય છે એટલુજ નહિ પણ કેવાં માઠાં ફળ નીપજે છે તેનો તેઓ લેશમાત્ર પણ ખ્યાલ કરતા નથી. આથી એક પ્રકારનો મમત્વભાવ પેદા થાય છે અને જેને લીધે ચાલી આવતી રૂઢિઓ કે જે ભલે હાનિકર્તા હોય, ભલે આપણી કોમને ઘસડી જઇને તે અંધારાના ઉંડા ખાડામાં ઝપલાવી દેતી હોય છતાં તેને આપણે એવી તો પકડી બેઠા છીએ કે જેનાથી એક તસુ પણ દૂર ખસવા આપણને ભારે લાગે છે. એકજ વીરપિતા પરમાત્માના પુત્રો છતાં, તેમના વચનને તહત્ત કરી માનનારા અને અંતરના એક અવાજે તેમના તરફ માન-દર્શાવનારા હોવા છતાં કેટલાક મતાગ્રહ, ગચ્છાગ્રહ કે કદાગ્રહને લીધે પોતાની ક્રિયાઓ (ધાર્મિક આચરણો) માં જે ભયંકર ભિન્નતા જોવામાં આવે છે. તે અસહ્ય અને ખરી રીતે વિચારી જોતાં અનાદરણીય છે. તે એકે કેટલાક જનો પાક્ષિક પર્વ પૂર્ણિમામાં તો કેટલાક ચતુર્દશીના કરે છે, કેટલાક પંચમીના-પર્યુષણ તો કેટલાક ચતુર્થીના કરે છે, તેમાં પણ આગમની રીત સમજ્યા કે ઓળખ્યા વિના અધિક માસને માન આપી આષાડ ચોમાસાની શરૂઆત પછી ૫૦ દિવસે શ્રીપર્વ આવવા જોઇએ. એમ આગમનું ફરમાન છે, તેને બદલે

કેટલાક ધર્મ બંધુઓ લૌકીક રીત પ્રમાણે અધિક માસને અધિક ગણીને ૮૦ દિવસે શ્રીપર્વ કરે છે. વળી ઉપર બતાવ્યા પ્રમાણે પંચમી અને ચતુર્થીની બાબત એવી છે કે, કલ્પસૂત્રાદિ આગમોની સાક્ષીથી સિદ્ધ અને અનાદિકાળ પરંપરાથી ચાલ્યો આવતો વ્યવહાર એવો છે કે, શ્રીપર્વ પંચમીના દિવસે કરવા, પણ તે આગમ માર્ગની રીતનો અનાદર કરીને હવે કેટલાક લોકો ચતુર્થીના શ્રીપર્વ કરે છે આ પણ એક ગંભીર ભૂલ છે એટલુંજ નહિ પણ પરમાત્માના વચનોનું એક રીતે ઉત્થાપન થાય છે. કોઇ એક મહાપુરૂષે અમુક કારણથી કદાચ ભિન્ન દિવસે ક્રિયા કરી તો પાછળથી બધાએ તે રીત પકડી રાખવી એ સર્વથા અનુચિતજ છે. પંચમી અને ચતુર્થીના મારે પણ તેમજ થવા પામ્યું છે. શ્રી કાલિકાચાર્યે એક રાજાના કંઇ સબળ કારણના આગ્રહથી એક વરસને માટે પંચમીના બદલે ચતુર્થી કરી, પણ તેમણે એવું ફરમાન કર્યુ નથી કે હવે પછી પંચમીને બદલે શ્રીપર્વ ચતુર્થીના કરવા. આમ હોવા છતાં તે આગ્રહ નહિ પણ કદાગ્રહને પકડી રાખીને પંચમીને બદલે જે ચતુર્થી પાળવામાં આવે છે એ ખરેખર આગમોનું અને પૂર્વના મહર્ષિઓનું એક રીતે અપમાન થાય છે.

આપણામાં આ કદાગ્રહે જડમૂળથી જે દાખલ થઇને આપણને પરાધીન બનાવ્યા છે એટલુંજ નહિ પણ આપણને તેણે કેટલા પછાડી પાડી દીધા છે એ પણ જોવાનું છે. જુઓ સરકારમાં દરેક ધર્મોના તહેવારો પાળવામાં આવે છે, સરકાર તરફથી મળેલ ફરમાન પ્રમાણે તેમને એક રીતે જાહેર માન મળે છે, પણ અફસોસ કે આપણા આ મતાગ્રહ અને કદાગ્રહને લઇને આપણું એક સર્વોત્કૃષ્ટ શ્રીપર્વ તહેવાર પળાવવા મારે પણ સરકાર તરફથી આપણને માન મળેલ નથી. આવા કદાગ્રહના પાસમાં પડવાથી આપણી કોમને આકતરી રીતે કેટલું સહન કરવું પડે છે, એ કોઇનાથી અજાણ્યું તો નથીજ. તો પછી આમ કદાગ્રહના પક્ષ પ્રવાહમાં તણાતા જવું અને માથું ઉંચું કરીને બીલકુલ જોવુજ નહિ એ આપણી કેટલી બધી અજ્ઞાનતા છે. કદાચ કેટલાક બંધુઓને આ વચનો આક્ષેપ કરવા જેવું લાગશે, પણ મધ્યસ્થ દૃષ્ટિથી તપાસતાં તેમાં માત્ર ગુણજ જોવામાં આવશે. કુસંપ વધી જતાં તકરારનું રૂપ પકડે છે અને જેના પરિણામે એવું થાય છે કે કેટલાક સત્યાગ્રહી જનો અને કેટલાક ગુણગ્રાહી જનો આવી તકરારથી કંટાળી જઇને અન્ય મતમાં પણ ચાલ્યા જાય છે. આપણે આપણા ધર્મનું એકરૂપ બતાવી શકતા નથી. અને તેથી આપણામાં જે અત્યુત્તમ સૂત્રો કે નિયમો બતાવ્યા છે તે માત્ર કાગળના પૃષ્ટપર રહી જાય છે પણ આપણી ક્રિયામાં લોકોના જોવામાં આવતા નથી જેથી તેમની દૃષ્ટિએ આપણે માત્ર એક નામધારી જૈન જેવા બની બેઠા છીએ.

આ પ્રમાણે આપણે કેટલાક વખતથી કેટલા બધા પાછા હઠી ગયા છીએ તે બરાબર બારીકાઇથી તપાસતાં જણાઇ આવશે. તો હવે તેવા આગ્રહમાં બંધાઇ ન રહેતાં કંઇક નેત્ર ઉઘાડીને નિહાળવાની પણ જરૂર છે. આ જમાનો આગ્રહનો નથી, આ જમાનો કદાગ્રહમાં આડી અવળી રીતે તણાવાનો નથી. જો આપણે સત્યાગ્રહી બની, ઐકતાના અજવાળામાં રહી, આપણી વિશાળ દૃષ્ટિને વધારેને વધારે ફેલાવતા જઇએ, તો એક વખત એવો પણ સમય આવે કે આપણે આપણા ધર્મના ઉમદા સિધ્ધાંતો (નિયમો) તે માત્ર આપણીજ કોમમાં નહિ, પણ અન્ય તમામ કોમોમાં પણ પ્રસારી શકીએ. એક મશીન ગમે તેટલા પાવરવાળું હોય

પણ જો તેમાં એક નાની સરખી ખીલી આવી ગઈ હોય, તો તેનું બળ નકામું થઇ પડે છે. તેમ આપણામાં એ કદાગ્રહ રૂપ ખીલી આવી ગઈ છે, કે જેથી આપણા અસાધારણ બળ કે પ્રકાશને ફેલાવીને જગતને 'આપણે જાગૃત કરી શકતા નથી. તો બંધુઓ! આપણે વીર પિતાના પુત્રો છીએ એ વાકય ભૂલી જવાતું નથી: તેમના ફરમાનો શું છે, તેમણે આપણને કેવા પ્રકારનો ઉમદા બોધ આપેલ છે, તેમની વિશાળ દૃષ્ટિ અને ચરિત્રપરથી આપણને કેવો બોધ મળે છે આ બધી બાબતોનો વિચાર કરતાં હવે ખરેખર આજ ક્ષણે જાગૃત થવાની જરૂર છે. અત્યારેજ ઉભા થઇને આપણી ફરજ બજાવવા . યાહોમ કરવાની જરૂર છે. હવે નજીક આવતા આપણા સુવર્ણ પર્વમાં એ આપણી ફરજ અદા થાય તેમ વર્તવાને આપણે ભાગ્યશાળી થઇએ, અને શ્રી વીરપિતાના સુપુત્રો તરીકે આપણે આપણું તેમના ફરમાનો પ્રમાણે કર્તવ્ય બજાવી શકીએ. એજ હાલ હરદમ અને હરઘડી ઇચ્છવા લાયક છે. એવમસ્તુ.



# સ્વીકાર અને સમાલોચના.



**અમોને અભિપ્રાય અર્થે આવેલા પુસ્તકો, રિપોર્ટો, તથા માસિકો** નો અભિપ્રાય અમો હવે પછી અમારી સગવડતાએ પ્રસિદ્ધ કરશું. સિવાય આ માસિકના બદલામાં આવતા નીચેના અઠવાડીક પત્રો તથા માસિકો નિયમીત મળ્યા છે. જે માટે અમો તેઓના માનવંતા અધિપતિઓનો આભાર માનીએ છીએ. અન્ય પત્રો તેમજ માસિકોના અધિપતીઓને (જેઓ બદલામાં મોકલાવતા નથી) વિનંતીપૂર્વક આગ્રહ કરીએ છીએ કે આ માસિકના બદલામાં તેઓએ પોતાના તરફથી નીકળતુ માસિક, પખવાડીક કે અઠવાડીક મોકલવાની વ્યવસ્થા કરવા મહેરબાની કરવી:—

ગુજરાતી, હિંદુસ્થાન, લુહાણા હિતેચ્છુ, ગુજરાતીપંચ, જૈનશાસન, યંગ ઇંડીઆ, ઇન્ડીઅન લોયલીસ્ટ, જ્ઞાનપ્રકાશ, વીસમી સદી, ચિત્રમયજગત્, નવયુગ, સમાલોચક, દશા સોરઠીઆ, દશાશ્રીમાળી હિતેચ્છુ, સ્ત્રીસુખ દર્પણ, ખેતીવાડી વિજ્ઞાન, ચંદ્રપ્રકાશ, આત્માનંદ પ્રકાશ, વિવેચક, જૈન હિતૈષી, જૈન સમાજ, જૈન સંસાર, જ્ઞાતિ બન્ધુ, વાર્તા વારિધિ, જૈન હિતેચ્છુ, કોન્ફરન્સ હેરેલ્ડ, અંજલિ, વૈષ્ણવ ધર્મ પતાકા, કેળવણી, બુદ્ધિપ્રકાશ ભાગ્યોદય, દીગમ્બર, જૈન, ઇસ્લિ, તથા ઉનેવાળ અભ્યુદય.



# શ્રીપર્વ અને આપણે.



"रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।
इत्थं विचिंतयति कोशगते द्विरेफे
हा हंत हंत नलिनीं गज उज्जहार ॥"



રાત્રિની સમાપ્તિ સાથે પ્રભાત થતાં સૂર્યોદય થશે અને કમળોના કોશ બધા પ્રફુલ્લિત થવાના એ પ્રમાણે કમળ-કોશમાં બંધન પામેલ ભ્રમર જેવામાં વિચાર કરે છે, તેવામાં અહા! તે મધુકરના જીવનની સાથે હાથીએ તે કમળ-કોશને લઇને પોતાના પગતળે ચગદી નાખ્યો.

જ્યારે જગતનો ઉદ્ધાર કરવા કટીબદ્ધ થઇને મહાત્માઓએ, મોહના પ્રબળ વેગમાં અસ્ખલિત રીતે તણાતું જોઇને વિચાર કર્યો કે—'અહા! આ બિચારા મોહથી દિગ્મૂઢ થયેલા જગજ્જનો, કે જેઓ સંસાર સુખ યાતો પ્રમાદના ગંભીર કીચડમાં નાક સુધી ડુબી ગયા છતાં તેમને કોઇ વાર માથું ઉંચે કરવાનો પણ અવકાશ મળતો નથી. માટે એવો કંઇ ઉપાય શોધી કહાડવો જોઇએ.' આમ વિચાર કરીને 'મહિનામાં અમુક તિથિ આરંભ ન કરવો, એટલુંજ નહિં પણ તે પવિત્ર દિવસે પોતાની યથા શક્તિ તપશ્ચરણ સાથે ધાર્મિક ક્રિયાઓમાં સમયનો સદુપયોગ કરવો.' આ પ્રમાણે તેમણે ભવ્ય જનોના આલંબનને માટે કેટલાક ઉમદા નિયમો બાંધી આપ્યા. આથી પ્રતિદિન તો નહિ, પરંતુ મહિનામાં અમુક દિવસો એટલે પંચમી અષ્ટમી અને પુર્ણિમા વિગેરે તિથિઓમાં ધર્માનુરાગી જનો પોતાની યથાશક્તિ ધર્માચરણ કરવા લાગ્યા. આ કાયદો પણ કેટલાક વધારે પ્રમાદી જીવોને અસર ન કરી શક્યો. એટલે તેમનાથી એ દિવસોમાં ધર્માચરણ થઇ શકતું નહિ. આથી તે પવિત્ર મહાપુરૂષોએ વિચાર કર્યો કે, અહા! જગતમાં આપણે વિદ્યમાન છતાં આ બિચારા પ્રમાદની ઝેરી પથારીમાં આળોટતા પામર પ્રાણીઓ બિલકુલ ધર્મના નામથી પણ અજ્ઞાત રહી જાય એ ન ઇચ્છવા યોગ્ય છે એમ ધારીને તેમણે ચાતુર્માસ, જ્ઞાન પંચમી તથા આબેલની ઓળી એ વિગેરે તપશ્ચરણ સાથે પવિત્ર દિવસો નીમ્યા. અલબત્ત આથી પ્રથમ કરતાં ઘણા ભાવિક શ્રાવકોને આલંબન મળ્યું. અને તેઓ એ દિવસોમાં કંઇક અંતરની લાગણી સાથે ધર્મકરણી કરવા લાગ્યા. તે છતાં કેટલાક એવા પણ ભવ્ય જનો હતા કે જેઓ એ ઉમદા દિવસોમાં પણ સંસારની આંધળી ઉપાધિથી તેઓ પોતાનું માથું ઉંચે કરી ધાર્મિક ભાવનાને પોતાના અંતરમાં અવકાશ આપી શકતા ન હતા. એ પણ પરમ ઉપકારી મહાત્માઓથી જોઇ શકાતું નહિ. તેમણે વિચાર કર્યો કે, 'ભવ્ય જનો નદીના પ્રવાહની માફક પોતાના જીવન ચાલતા કાળની દરકાર ન કરતાં કુમળ પત્રપર ડગમગતા જળ બિંદુ સમાન પોતાના ચંચળ જીવન (આયુષ્ય)નો વિચાર ન કરતાં તેઓ તણાતા જાય અને આખા વરસ ભરમાં તેમને એકવાર

પણ ધાર્મિક ભાવનાની જાગ્રતિને લઇને લેશ પણ નેત્ર ઉઘાડવાનો પ્રસગ મળે તોજ તેઓ કોઈવાર પોતાના અસાધારણ જીવનની કીમત સમજી શકે, એટલુજ નહિ, પણ તેઓ કોઇવાર અંધકારમાથી કઇક પ્રકાશમા આવી આખ ઉઘાડી શકે.' એ પ્રમાણે નિશ્ચય કરી તેમણે ઉમદામા ઉમદા પર્યુષણ શ્રીપર્વના આઠ દિવસો નીમ્યા આ આઠ દિવસો આજ કાલના નીમાયેલ નથી, પણ ઘણા કાળથી એ ધાર્મિક પવિત્ર દિવસો ચાલતા આવે છે અને તેના આરાધનથી અનેક ભવ્ય જીવો પોતાના જીવનને સાર્થક કરી ગયા છે

આ પ્રમાણે કઇક પ્રાસગિક વિવેચન કર્યા પછી હવે આપણે આપણા કર્તવ્ય તરફ કઇક દ્રષ્ટિ નાખીશુ

આપણામાથી સહુ કોઇ જાણે છે કે દિવાળી આવતા વેપારી લોકો પોતાના ચોપડા તપાસીને લાભ, હાનિની બાકી કહાડે છે, જે એ લૌકીક રિવાજ ઘણા કાળથી પ્રચલિત છે, તેમ એક અલૌકિક રિવાજ પણ એવો છે કે જેને ક્રિયામા મુકવુજ જોઇએ જે વસ્તુની સાથે માત્ર આજ ભવનો અને તેમા પણ અમુક વખતને માટે સબધ હોઇ શકે—તેવી ચપળ વસ્તુ (લક્ષ્મી) ના લાભ-હાનિમા જ્યારે તમે આટલી બધી કાળજી ધરાવો છો તો જે વસ્તુની સાથે તમારે માત્ર એક ભવનો નહિ, પણ ઘણા ભવનો સબંધ હોઇ શકે, એટલુજ નહિ, પણ જે વસ્તુ તમારા સુખ દુખમા એક અમુક કારણભુત છે તે વસ્તુ (પુણ્ય-પાપ) તરફ બેદરકારી બતાવી પેતા સરવૈયા સાથે આ સરવૈયાનો વિચાર પણ ન કરો એ શુ તમારી યોગ્યતાની વાત છે? મહાવીર પરમાત્માનુ તો એવુ ફરમાન છે કે દરેક ભવ્ય જીવે પોતાના દિવસે કરેલા પાપ સભારીને સાજરે તે ખાતુ ચોખ્ખુ કરી નાખવુ અને રાત્રે કરેલા પાપનુ સવારે ખાતુ ચુકતુ કરવુ છતા કેટલીક અનિવાર્ય સસારની પ્રવૃત્તિને લીધે તથા પ્રબળ પ્રમાદને લીધે તેમ ન બની શકે તો તે બરાબર સ્મરણમા રાખીને પાક્ષિક પર્વના દિવસે તે હિસાબ ચુકતે થઇ જવો જોઇએ છતા મોહ-મદિરાની ઘેનમા પડી જતા કદાચ પાક્ષિક પર્વના દિવસે પણ તેવો પ્રસગ ન મળે, તો ચોમાસી—કે જે વરસભરમા ત્રણ આવે છે એટલે દર ચાર ચાર મહિને તે પાપના પશ્ચાત્તાપ તથા આલોયણા સાથે પોતાના દિલ(અતર) ને સફા કરી નાખવુ જોઇએ તેમા પણ કેટલાક પ્રબળ અને પ્રમાદી જીવો તેમ કરતા પછાત રહી જાય છે તેમના માટે સવત્સરી પર્વ કે શ્રીપર્યુષણ મહાપર્વ છે આ દિવસે પ્રમાદી કે અપ્રમાદી સહુ કોઇએ પોતાના વરસભરના દુષ્કર્મને યાદ કરીને તેને ધોઇ નાખવા જોઇએ

આ બાબતને માટે બારીકાઇથી અવલોકન કરતા સવત્સરી પ્રતિક્રમણ અને છઠ્ઠના દિવસે પ્રત્યેકને ખમત ખામણા કરવાનો જે રિવાજ ધમધોકાર ચાલે છે તે પણ એવા હેતુ થીજ દાખલ કરવામા આવેલ હોવો જોઇએ જો કે એનો હેતુ એટલો બધો ઉમદા અને પવિત્ર છે કે જે એકાત હિતકારીજ થાય પરતુ તે સાથે મારે એમ પણ કહ્યા વિના ચાલતુ નથી કે એ પ્રથા હવે જાણે કઇક ગોખણ પટ્ટીની જેમ અથવા તો "આ પણ આપણા પુર્વજોના બીજા રિવાજોની જેમ એક ચાલ્યો આવતો રિવાજ છે અને તેથી તેને માન આપવુ ભલે આપણે તેના હેતુ જાણતા ન હોઇએ, છતા આખો મીચીને પણ તેને માન આપવુ એ આપણી પ્રથમ ફરજ છે" આવા નિર્બળ અને નિસ્તેજ વિચારથી

એ રિવાજને આપણે પાળતા હોઇએ તેમ લાગે છે. તેના હેતુઓ, તેમાં રહેલ મહાવીરના ફરમાનોનું રહસ્ય તથા પરંપરાએ અનુમોદની પ્રણાલીને જે પ્રબળતા મળે છે એ ખ્યાલ આપણામાંના કોઈ વિરલાનેજ આવતો હશે. જગતના જીવો સાથે મૈત્રીભાવ વધારવો, તેમની સાથે વૈરભાવ શાંત કરી, ખમાવી, દિલ સફા કરીને

"खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे।
मित्ति मे सव्वभूएसु वरं मज्झं न केणइ॥"

હું સર્વ જીવોને ખમાવું છું, બધા જીવો મને ક્ષમા આપશે, સર્વ જીવો સાથે મારે મૈત્રીભાવ છે, કોઈના સાથે પણ મારે વેરભાવ નથી. આ ઉમદા અને અવર્ણનીય ભાવનાને સ્થાન આપવામાં આવે તોજ ખરેખર એ ભાવનાના હેતુઓ પાર પડે. હજી આગળ વધીને મને કહેવા દો કે સંવત્સરી પ્રતિક્રમણ પછી પોતાના સ્નેહી સંબંધીઓને ખમત ખામણાના પત્રો લખવામાં આવે છે તે એટલે સુધી કે ગમે તેવો નિરક્ષર હોય, યા તો ગમે તેવી સાધારણ સ્થિતિનો હોય, છતાં તેણે આઠ કે દશ રૂ. ના તો ખમતખામણાના કાગળો લખવાજ જોઇએ. આ રિવાજ હવે માત્ર કરવા રૂપે રહ્યો છે. પણ તેના સુરમ્ય હેતુઓ લુપ્ત થઇ ગયા છે. વળી તેમાં પણ એટલે સુધી જોવામાં આવે છે કે જેમની સાથે કંઈ જાણુતે અજાણુતે વૈરભાવ થયો હોય, કંઇ મનની કડવાશ અથવા તો દિલ ડોળાયું હોય, તેમને પત્ર લખી ક્ષમા માગવાનું એક તરફ રહી જાય છે, એ ઓછી દિલગીરીનો વાત નથી. આપણે ઘણા દિવસો વ્યાખ્યાનો સાંભળ્યાં, ઘણી કથાઓ સાંભળી અને તેને ગોખીને હૈયે રાખી, ઘણાં સ્તવનો, સજ્ઝાયો અને શ્લોકો ગોખીને કંઠસ્થ કર્યા તથા અનેકવાર કલ્પસૂત્ર સાંભળીને પણ આપણા કાન પાવન કર્યા—તે છતાં જ્યારે ખરો વખત આવે છે, ત્યારે આપણે વાણીયા—વિદ્યાથી પુઠ ફેરવીને બેસી જઇએ, આપણા અંતરને સાફ કરવાને બેદરકાર રહીએ, એ આપણી કેવી સ્થિતિનું સુચન થાય છે. જ્યાં તમારા મનમાં મેલ ભર્યો છે, વૈરભાવથી તમારાં અંતઃકરણ ઉછાળા મારીને આકાશમાં જાય છે, તમારાથી દૂરના લોકો સાથે તો શું પણ તમારા સંબંધીઓ, સ્વજનો સાથે વૈર—વિરોધ કરતાં તમારૂં અંતર અચકાતું નથી, તેમને ખમાવવા જતાં તમને લઘુતાનો ભય લાગે છે, પણ એથી તમારા આત્માને કેટલી બધી હાનિ પહોંચે છે, તમારી તંદુરસ્તીની કેવી પાયમાલી થાય છે, તમારી ઉમદા ધર્મ ક્રિયાઓની કેવી ધુળધાણી થાય છે અને એ વિરોધના યોગે ભવિષ્યમાં તમારો આત્મા કેવા અંધારા કુવામાં જઇને પડશે તેનો તમને લેશ પણ ખ્યાલ આવતો નથી. એ રીતે છાણપર લીંપણા જેવી આપણી ધર્મ ક્રિયાઓ, આપણો આ સંસારમાંથી શી રીતે ઉદ્ધાર કરી શકશે? આપણા અંતરની ભાવના વિના આપણા કાગળોમાં એવી શક્તિ નથી કે તેઓ આપણા પાપનો પ્રલય કરી શકે. આથી એમ સર્વાંશે સિદ્ધ થાય છે કે આપણામાં હવે તેવી ઉદાર અને સરળ ભાવના રહી નથી, પણ અન્ય રિવાજોની જેમ આપણા રિવાજના વેગમાં આપણે તણાતા જઇએ છીએ, અને તેનું ફળ માત્ર એજ કે આપણે આપણા સંબંધી કે સ્નેહીઓને છેતરીએ છીએ; જગતને તેવો ડોળ બતાવીને છેતરીએ છીએ, અને ખરી રીતે આપણે આપણા આત્માને પણ છેતરીએ છીએ. આમ છેતર પિંડીથી આપણે દુનીયાને એમ બતાવવા માગીએ છીએ કે અમે ધર્મમુર્તિ છીએ, અમે વીરપરમાત્માના પરમ ભક્ત.

છીએ, અને અમો અધિકારીતે પ્રભુનો પરમ માર્ગ આરાધવાને પૂરા અધિકારી છીએ. બંધુઓ! ભલે તમે ધર્મના સ્તંભ હો, ભલે તમારી પ્રભા જગતમાં કંઈક ઓરજ ચમત્કાર દેખાડતી હોય, પણ મને કહેવાદોકે તમે તમારા આત્માને કોઈ રીતે છેતરશો નહિ. ક્ષમા માગવાના તમારા અંતરમાં એક તલમાત્ર પણ ભાવના ન હોય અને માત્ર એ જણને બતાવવાની ખાતર જો તમે તેમ કરવા જશો,' તો તેથી તમને લાભને બદલે કદાચ હાનિ તો અવશ્ય પ્રાપ્ત થશેજ.

આ પાવન પર્વમાં પ્રથમ જે આપણને કરવાનું છે. તે મારા ધારવા પ્રમાણે ઉપર કહેવામાં આવ્યું. હવે અન્ય માત્ર એકાદ બાબતનું ધ્યાન આપવાની જરૂર છે.

આપણે સારી રીતે સમજીએ છીએ કે આપણા આ મહાપર્વમાં માત્ર આપણને વધારે વખત ધર્મનું આરાધન કરવાનું છે તેમાં બન્ને વખત પ્રતિક્રમણ, દેવ દર્શન, પૂજા, યથા શક્તિ તપશ્ચરણ અને તે ઉપરાંત પોતાની આવકનો પ્રમાણમા સુપાત્ર, અનુકંપા અને વિદ્યાદાનને માટે પણ પ્રયત્ન કરવાનો છે. તે સિવાય કદાચ વખતનો બચાવ થાય તો જ્ઞાન-પુસ્તક કે ધર્મ કથામ, તેનો સદુપયોગ કરવાનો છે. આ રીતે ફરમાન છે, છતાં લખતાં મને દિલગીરી થાય છે કે, આપણામાના કેટલાક ધર્મ-બંધુઓ ગુપ્ત સ્થાનોમાં જુગાર રમતા જોવામાં આવે છે. આ વાત ખિલકુલ સાચી છે એમ પુરવાર સિદ્ધ થયેલ છે. અહા! બંધુઓ! તમે તમારા સર્વોત્તમ ધર્મના ફરમાન તરફ નજર કરો, તમારા ઉત્તમ કૂળ તરફ ખ્યાલ લાવો, તમારા પૂર્વજોની કુલીનતાનો વિચાર કરો, સાત વ્યસનોમા જેને મહા કનિષ્ટ વ્યસન ગણવામાં આવેલ છે, જેના યોગે અનેક જનો પાયમાલીના પર્વત પરથી નીચે ગબડી પડયા છે. નળ અને પાંડવો જેવા મહા પુરૂષોને પણ એ દુર્વ્યસનની ઝેરી હવાનોજ કડવો અનુભવ લેવો પડયો હતો, તે કોઇ નાથી અજાણ્યુ નથી. કવિઓ ભલે કહી ગયા છે કે—

"दिवा पश्यति नोलूको रात्रौ काको न पश्यति।
अपूर्वःकोऽपि कामांधो दिवा नक्तं न पश्यति"॥

એટલે ઘુવડ દિવસે જોઈ શકતો નથી, રાત્રે કાગડો દેખી શકતો નથી, પરંતુ કામાંધ પુરૂષ કોઇ વિચિત્રજ હોય છે કે જે દિવસે અને રાત્રે પણ જોઈ શકતો નથી. આ સ્થળે જો એમ કહેવામાં આવ્યું હોત કે—

'अपूर्वःकोऽपि द्यूतांधो दिवा नक्तं न पश्यति'।

એટલે 'જુગારમાં આસકત (અંધ) બનેલો પુરૂષ રાત દિવસે કયારે પણ તે જોઇ શકતો નથી. અહા! પોતાની પાયમાલી તેની સામે કટારી લઇને ખડી હોય છે, છતાં તે તેને જોઇ શકતો નથી. પોતે કોણ છે, કયાં છે, શું કરે છે, તે યોગ્ય છે કે અયોગ્ય છે, મને તે કેટલે અંશે હિતકર્તા છે, મારી કુલીનતાને તે ઉચિત છે કે કેમ? વિગેરે વિચારો તેના ભેજામાં અવકાશ પામી શકતા નથી. પડતીના પગથીયાપર પોતે ઉભેલ છતાં તે પોતાને મગરૂર સમજે છે. અરે! બંધુઓ! એ દુર્વ્યસનમાં તમને તાલાવેલી લાગી છે. પણ એના નિસ્સામાં તમને કેટલા પ્રકારની હાનિ થાય છે. તેનો તમને સ્વપ્ને

પવિત્ર દિવસોમાં થતી પવિત્ર (!) ક્રિયાઓ.





પૈસાથી અને કોડીઓથી રમાતો જુગાર.
બાળકો અને ઘર તરફ બેદરકારી.

ગોકળ અષ્ટમી અને પર્યુષણના પવિત્ર દિવસોનો થતો ઉપયોગ.



જુગાર રમતા ગૃહસ્થો.



જુગારનું પરિણામ.

લક્ષ્મી આર્ટ, ભાયખલા, મુંબઈ

પણ ખ્યાલ આવતો નથી જુઓ! પ્રથમ તો તમે અયોગ્ય રીતે ધનનો વ્યય કરો છો આવા પવિત્ર દિવસો કે જેમા નિરંતર ધાર્મીક ક્રિયાઓ આચરવાની હોય છે તેને બદલે તમે આવા ખોટા રસ્તે તમારા અમૂલ્ય વખતનો વ્યય કરો છો, અને વધારામા તમે કુદરતના એના એક ગુન્હેગાર બનો છો કે જે તમારો ગુન્હો કોઇ રીતે સહન થઇ શકે તેમ પણ નથી તમારા દુર્વ્યસનની છાયા તમારા કોમળ વયના સંતાનોપર પડે છે અને તેથા તેઓ પણ પોતાનુ સર્વસ્વ ભુલી જઇને એ મોહક—મદિરા પીવાને દોડી જાય છે આથી જેમના માટે તમે સાક્ષર અને કુલીન બનાવવાનો સતત પરિશ્રમ લ્યો છો, અને બીજી બાજુ તમે તમારા આચરણો પરથી તેમને આવુ અયોગ્ય શિક્ષણ આપતા જાઓ છો જેથી તમારી ભવિષ્યની પ્રજા કેવી સ્થિતિમા મુકાશે તે તમે પોતેજ વિચાર કરી લેજો

આવા મંગલમય દિવસોમા જે હાથે પરમાત્માનુ પૂજન થવુ જોઇએ તેજ હાથને જુગારરૂપ કોલસાથી કાળા બનાવતા તમારૂ દિલ કેમ ચાલે છે જે રસનાથી પ્રભુના પાવન ગુણોનો ઉચ્ચાર થવો જોઇએ, તેજ જીભથી અસભ્ય શબ્દોનો ઉચ્ચાર થાય અને ક્ષણેક્ષણે ગાળાગાળી તથા મારામારીનો પ્રસંગ આવે એ તમારી કુલીનતાના ઉજ્જ્વળ પટપર મસ લગાડવા જેવુ થાય છે અરે! જે નેત્રોથી પરમાત્માની ભવ્ય મુર્તિ તથા ગુરૂ મહારાજના પાવન દર્શનથી આત્માને કૃતાર્થ કરવાનો છે, તે નેત્રો જુગાર ખાનામા જુગારીઓને જોવામા લાગી રહ્યા હોય તે કેટલી શરમની વાત? જે મન–અંતઃકરણ પરમાત્માના અકળ ધ્યાને અને ગુરૂ સ્મરણમા લીન થઇ ધાર્મિક કૃત્યામા રમણ કરતુ હોય તેને બદલે જુગારની હાર જીતમા તે ગોથા ખાતુ હોય એ પણ અધમતા નહિ તો બીજુ શુ? પોતાના પાવન અને ઉમદા ફરમાનોથી મગરૂરી ધરાવની આપણા જૈન પ્રજામા એ ધૃત રૂપ લાંછન પ્રવેશ કરી આપણા તથા આપણા સંતાનોના અંતરને સતાવતુ રહે–એ આપણાથી સહનજ કેમ થઇ શકે? જે વસ્તુ આપણી, આપણા સંતાનોની, આપણી કોમની અને આપણી જ્ઞાતિની પાયમાલી કરવા આપણાપર તરાપ મારતી હોય, છતા આપણે તેને માન આપીએ આપણે તેની ઉપેક્ષા કરીએ અને આપણે નહિ તો આપણામાના કેટલાક જનો એ રાક્ષસી રૂચિને ઉત્સાહ અને પ્રેમના પુષ્પોથી વધાવે એ આપણી કેવી બધી અજ્ઞાનતા છે બંધુઓ! હવે તો આપણી અજ્ઞાનતાની હદ આવી ગઇ છે કદાચ આપણે પોતે પોતાની મેળે કંઇ ડહાપણ વાપરીને એ દુર્વ્યસનથી પાછા હટવાના તો નથીજ પણ મને કહેવાદો કે હવે એ દુષ્ટ રાક્ષસના પંજામાથી પોતાના જ્ઞાતિબંધુઓને બચાવના જ્ઞાતિના આગેવાનોએ એક એવો કાયદો પસાર કરવો જોઇએ કે જેથી એ રાક્ષસનો રગડો શાંત થાય

. બ્હાના ધમ બાધવો માત્ર આટલેથીજ આપણી અવદશાની હદ આવી જાય છે એમ નથી પરંતુ મને આગળ વધીને લખવા દો કે આપણી સાથે આપણી ગૃહદેવીઓ કે જેને આપણે આપણા ઘરની લક્ષ્મી માની બેઠા છીએ, તેઓ પણ આપણી પાછળ પાછળ એ જુગાર રૂપ ઝેરી જળના પ્રવાહમા તણાતી જાયછે આ વાતથી તો હવે આપણી શરમની હદજ થઇ છે અરે! જેમના નાના બાળકો ગમે ત્યા રઝળતા હોય, ભલે જોઇએ તો પાયખાનાની ગંદી ખાળના કીચડમા તેઓ આળોટતા હોય, જોઇએ તો પોતાનાજ મળ–

પુત્રમાં તેઓ રમતા હોય, અથવા તો ઘરમાંની કોઇ કીંમતી ચીજને ફોડી કે ફાડીને હસતા કુદતા હોય છતાં જુગારના તાનમાં લીન થયેલી તે આપણી કુલીન કાંતાઓને કોઇ પ્રકારની ખબર હોતી નથી. કયાંથી હોય? આપણે તેમને મુખમાગ્યા પૈસા અને કીંમતી વસ્ત્રો પુરા પાડનાર બેઠા છીએ તો પછી તેઓ આગળ પાછળની વધારે કાળજી શા માટે રાખે? અરે! કુલીન દેવીઓ! તમને પણ બે બોલ મારે કહેવા પડશે. સાંભળો. અમારા વંશનો, અમારા સુખનો, અમારી શાન્તિનો, અને અમારા પરલોકનો પણ આધાર અમે તમારાપરજ રાખી બેઠા છીએ. તમારી સહાયતાથીજ અમારે ઉભય લોક સાધવાના છે. કેટલાક શાસ્ત્રકારો ભલે સ્ત્રીઓની પગલે પગલે નિંદા લખી ગયા છે, પણ તમારી સહાયતા વિના તો અમારાથી એક ભવ સાધી શકાય તેમ તો નથીજ. જ્યારે તમને અમે આટલું બધું માન આપીને બોલવીએ, તમારી તમામ ઇચ્છાઓને અમે માન સાથે પુરી કરી આપીએ અને વધારામાં તમને એક કુળદેવી કરતાં પણ અધિક વિશેષણથી તમારો સત્કાર કરીએ તથા અમારી અને અમારા સંતાનોની તમામ ઉન્નતિનો આધાર અમે તમારા ઉપર રાખીએ, તમારા પર આટલી બધી જવાબદારી હોવા છતાં તમે પણ જાણી જોઇને આવા દુર્વ્યસનના પ્રવાહમાં તણાતી જાઓ તો પછી હવે અમારે તે અમારા સુખની આશાઓ તો ખરેખર જમીનદોસ્તજ થઇ જશે. ગૃહલક્ષ્મીઓ! તમે તમારી કુલીનતા તરફ નજર કરો., તમારા દેદીપ્યમાન પતિવ્રતને માટે પુરતું અભિમાન ધારણ કરો, પ્રાચીન સતીઓના ચરિત્રોનું અનુકરણ કરવા અને તેમના જેવી ધીરતા અને અડગવૃતિ પકડીને તમારી પ્રબળતાનો પ્રકાશ દેખાડી જગતને શિક્ષણ આપો. જ્યારે તમે પોતેજ આવા દુર્વ્યસનની ઝેરી હવામાં વ્યામોહીત બની જશો, તો ખરા અણીના વખતે અમને ધીરજ અને હીંમત કોણ આપશે! જ્યારે તમને અમારા ઘરની વીજળી લાઇટ કરતાં પણ અધિક પ્રકાશ આપનારી સતત્ પ્રકાશી દેવીઓ માની છે, અને તમેજ જો અમને પ્રકાશને બદલે અંધકારના દર્શન કરાવશો, તો પછી અમે કુદરતી કોપનાજ ભોગી છીએ એમ અમારે માનવું પડશે.

પ્રિય બંધુઓ! આવા પાવન દિવસોમાં આપણે આપણા પૂર્વજોની પ્રણાલિકા સંપૂર્ણ રીતે સંભાળી લેવી જોઇએ. આજનો જમાનો જે આપણને સાધનો પુરો પાડે છે, તેને અવળી રીતે ન ઉતારતાં સુલટી રીતે તેનો લાભ લઇને પોતાની, પોતાના વંશની, પોતાની જ્ઞાતિની, પોતાના દેશની અને પોતાના કોમની ઉન્નતિ કરવાના ઉપાયોને શોધી, તેનો સદુપયોગ કરવામાં હીંમતવાન્ બનવાની જરૂર છે. જો કે ઉપર બતાવ્યા ઉપરાંત પણ આ પાવન દિવસોમાં આપણે બહુ કરવાનું છે, છતાં જે કંઇ બતાવવામાં અહીં આવ્યું છે તે વધારે ઉપયોગી હોવાથી તથા તેને નાબુદ કરવાની વધારે જરૂર હોવાથીજ તેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

"सर्वे सुखिनः संतु सर्वे संतु निरामया :
सर्वे भद्राणि पश्यतुं मा कश्चिद् दुःखमाप्नुयात्" ॥

આ મહા પાવન પર્વમાં આશ્લોકમાં બતાવેલ ભાવના દરેક જૈન તો શું પણ પ્રત્યેક મનુષ્યના અંતરમાં સદોદિત રહો. इत्यलं

રા. લલિતાંગ.








**શ્રી કચ્છી જૈન એસોસીએશનનો મેળાવડો**—આપણા નેક નામદાર મહારાજા ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી, સવાઈબહાદુર, જી સી. આઈ. ઈ. ને મળેલ જી સી. એસ. આઈ ના માનવંતા ખિતાબ માટે તેઓને મુબારકબાદી આપવા તથા આ વર્ષે આપણી કોમમાથી ગ્રેજ્યુએટ થયેલ રા. ધર્મસિંહ ખેંગાર મહેતા, રા શિવજી ચત્રભુજ શાહ તથા રા. જીવરાજ દેવજી મોતાને અભિનંદન પત્ર એનાયત કરવા તેમજ મેટ્રીક્યુલેશનની પરિક્ષા પસાર કરનાર મી. લઘુ હીરજી ભગતને "ઉમરશી રાજપાર પ્રાઈઝ" આપવા ગઇ તા ૨૩-૬-૧૭ શનિવારનાં રોજ રાત્રે શ્રી ક દ ઓ પાઠશાળાના મકાનમાં રાજકોટના માજી ન્યાયાધિશ અને રાજકુમાર કોલેજના પ્રોફેસર કવિ નાનાલાલ દલપતરામ, એમ. એ ના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યો હતો કાર્યની શરૂઆત કરતા શ્રીયુત શેઠ લખમસિંહ હીરજી મૈશેરી, બી. એ., એલ એલ. બી. એ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:—

"આપણા માનવંતા નેક નામદાર મહારાજા ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર જી. સી. આઇ. ઈ. ને તેઓના સ્તુત્ય કાર્યોની પીછાન કરી ના. બ્રીટીશ સરકારે તત્રભવાન સમ્રાટ્ પંચમ્ જ્યોર્જની જન્મની ખુશાલીમા આપેલા જી સી એસ. આઇ. ના માનવતા ખિતાબ માટે આજની આ સભા પોતાની ખુશાલી જાહેર કરે છે અને તેઓને મુબારકબાદી આપવાનો તથા યોગ્ય નરની યોગ્ય કદર કરવા માટે ના. બ્રીટીશ સરકારનો આભાર માનવાનો ઠરાવ પસાર કરે છે."

આ ઠરાવના ટેકામાં શ્રીયુત હાથીભાઈ કલ્યાણજી એ યોગ્ય વિવેચન કર્યું હતુ. અને ત્યારબાદ સભાનો મત લેતાં આ ઠરાવ ખુશાલીના પોકારો વચ્ચે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. બાદ રા. ભવાનજી નથુભાઇ મૈશેરી, રા હીરજી શિવજી શાહ તથા રા. મેઘજી હીરજી બુકસેલરે કેળવણી કિંવા માનપત્રો—અભિનંદન પત્રોનો આશય એ વિષય ઉપર પ્રસંગાનુસાર વિવેચન કરી, આ વર્ષે બેચેલર ઑફ આર્ટસ (B. A.) ની પરિક્ષામાં પસાર થનાર મી. શિવજી ચત્રભુજ શાહ, મી, ધર્મસિંહ ખેંગાર મહેતા તથા મી જીવરાજ દેવજી મોતાને એસોસીએશન તરફથી અભિનંદન પત્ર તથા મેટ્રીકમા પાસ થનાર મી. લઘુ હીરજી ભગતને બીજા વર્ષનુ "ઉમરશી રાજપાર પ્રાઇઝ" અર્પવા પ્રમુખ મહાશયને વિનંતી કરી હતી. જેથી પ્રમુખ સાહેબે તેઓને સુંદર ફ્રેમમાં મઢેલું અભિનંદન પત્ર તથા પ્રાઇઝ અર્પી અને ફુલના હારો પહેરાવી પોતાના તરફથી મુબારક બાદી આપી હતી બાદ મી. શિવજી ચત્રભુજ શાહ, મી ધર્મસિંહ ખેંગાર મહેતા તથા મી. લઘુ હીરજી ભગતે કેટલુંક વિવેચન કરી ઘટતા શબ્દોમાં આભાર માન્યો હતો. ત્યારબાદ કવીરાજ શ્રી જીવરામ

અજરામર ગોર તથા પ્રમુખ સાહેબે કચ્છ સબંધી, કેળવણી સબંધી અને એસોસીએશન સબંધી જુસ્સાદાર ભાષણ આપ્યુ હતુ બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

**શ્રી કચ્છી જૈન દશા શ્રીમાળી જ્ઞાતિનો મેળાવડો**—ગઇ તા ૨૮-૬-૧૭ ગુરૂવારના સાજના કાદાવાડી મધે જ્ઞાતિની વાડીમા સ્મોલ કોઝ કોર્ટના જજ્જ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ એ, એલ એલ બી ના પ્રમુખપણા નીચે જ્ઞાતિના મી ધર્મસિંહ ખેગાર મહેતાને 'બી એ' તથા મી મણીલાલ મુલરાજને 'મેટ્રીક'ની પરિક્ષા પાસ કરવા માટે અભિનંદન પત્ર તથા મુબારક બાદી આપવા અર્થ ભરવામા આવ્યો હતો શરૂઆતમા મી નાનાલાલ ડી. ઉપાધ્યાયે પ્રસંગાનુસાર સંગીતના બે ત્રણ સુંદર પદ ગાઇ શ્રોતાજનોને આનંદ આપ્યુ હતુ બાદ રા ખોડીદાસ નેણશીદાસ, ગ ભવાનજી નથુભાઇ મૈશેરી, ગ રતનશી દામજી ખોનાએ, આપણી કોમમા તથા આપણા દેશમા કેળવણીનો અભાવ, કેળવાએલાઓ, રાજ્ય અને શ્રીમંતોની ફરજ તેમજ મી મહેતા સાથેનો સબંધ અને તેઓની સાદાઇ વગેરે ઉપર વિવેચનો કર્યા હતા બાદ પ્રમુખ સાહેબના હસ્તે મી મહેતાને સુંદર કાશી ગરીવાળી ચાદીની કાસ્કેટ અને રા ૨૫) ની બક્ષીસ તેમજ મી મણીલાલને ચાદીની સુંદર ફ્રેમ અને રા ૨૫ ની બક્ષીસ અર્પણ કરી રીફ્રેશમેંટ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

આખા કચ્છ દેશમા વરસાદ શીકાર પડ્યોછે વાવણીનુ કામ ધમધોકાર ચાલે છે પણ હવે વરસાદની ઘણીજ જરૂર છે

હિન્દની ત્રીસ કરોડની વસ્તીમાથી માત્ર ૯૦ હજાર માણસોજ વ્યાપારમાથી દ્રવ્યોપાર્જન કરે છે

એક શેર રેશમ બનાવવા માટે ૨,૩૦૦ કીડાઓનો નાશ કરવામા આવે છે

હિન્દમા દરરોજ આશરે ૩૬,૦૦૦ ગાયોને ખોરાક માટે કતલ કરવામા આવે છે

**શ્રી મહેંદ્ર મહાવીર જૈન પુસ્તક ભંડારને** જેઠ માસમા નીચેના ઉદાર ગૃહસ્થો તરફથી મદદ મળેલ છે રા ૨૫૦ શેઠ દેવચંદ રામચંદ કમ્પાણી, રા ૨૧૨ જુદા જુદા ખાતાઓમા જુદાજુદા ગૃહસ્થો તરફથી, રા૦ ૫૦ શેઠ વીરજી હરખચંદ, રા ૨૫ શેઠ કલ્યાણજી ખુશાલ હા ગોવિંદજીભાઇ, રા ૨૫ શેઠ હરખચંદ મુલચંદના ધર્મપત્નિ બાઇ હેમકુવર રા ૧૦ શેઠ ખીમજી દયાળ ઠક્કર, રા ૫ રા રાગવજી દામજી, રા ૫ અભેચંદ કાનીદાસ વકીલ કુલ રા ૫૮૨)



## આ માસમાં અમારે ત્યાં નીચે પ્રમાણે લગ્ન, સગપણ, જન્મ, તથા મરણ નોંધાયા છે.

લગ્ન—લાલાવાળા શા. કચરા ગોવિંદજી નો પુત્ર **પદમસી**, ઉમર વર્ષ ૨૦ ના લગ્ન, રાપર ગઢવાળીવાલા શા. રૂપશી સુરજીની પુત્રી લક્ષ્મીબાઇ, ઉમર વર્ષ ૧૨ ની સાથે થયા છે.

સુથરીવાળા શા. શવશી પુંજાનો પુત્ર વશનજી, ઉમર વર્ષ ૨૭ ના લગન, નળીઆવાળા શા. રાયમલ હીરજીની પુત્રી લીલબાઇ, ઉમર વર્ષ ૧૩ ની સાથે થયા છે.

સુથરીવાળા સ્વ૰ જેઠાભાઇ દામજી નો પુત્ર રાયચંદ, ઉમર વર્ષ ૨૦ ના લગન, વરાડીઆવાળા શા. **શામજી માણેકજીની** પુત્રી બાઇઆબાઈ, ઉમર વર્ષ ૧૩ ની સાથે થયા છે. નળીઆવાળા શા, **નાગશી** શવશી નો પુત્ર **શીવરાજ**, ઉમર વર્ષ ૨૦ ના લગ્ન, મંજલ-રેલડીઆ વાળા શા. ત્રીકમજી શગનજીની પુત્રી પુરબાઇ, ઉમર વર્ષ ૧૩ ની સાથે થયા છે.

સુથરીવાળા શા રતનશી ભવાનજી દામજી ના પુત્ર વિશનજી, ઉમર વર્ષ ૨૦ ના લગ્ન, સાંધાણુવાળા શા. **ચાંપશી** આશારીઆની પુત્રી એતબાઇ, ઉમર વર્ષ ૧૨ ની સાથે થયા છે.

સગપણ—શા. ઉમરશી નરશી વરાડીઆવાળાનો પુત્ર લખમશી નુ સગપણ, મંજલ રેલડીઆ વાળા શા. વેલજી કાનજીની પુત્રી લીલબાઇ, ઉમર વર્ષ ૧૧ ની સાથે થયું છે.

શા. ખીઅશી લધા જસાપુરવાળા નો પુત્ર લાલજી, ઉમર વર્ષ ૧૮ નું સગપણ કોપદ્દરવાળા શાટોકરશી નેણશીની પુત્રી લક્ષ્મીબાઇ, ઉમર વર્ષ ૧૨ની સાથે થયુ છે.

શાં ગોવિંદજી લખમશી સુથરીવાળા ઉમર વર્ષ ૩૪ નું સગપણ, જખૌબંદર-વાળા, શા. માલશી ગોંધાની પુત્રી......ઉમર વર્ષ ૧૪ ની સાથે થયું છે.

જન્મ—પત્રીવાળા શા. શામજી ઉમરશી કાપડીઆને ત્યાં પુત્રીનો જન્મ થએલ છે.

વારાપદ્દરવાળા સ્વ. પધમશી કાનજીને ત્યાં પુત્રીનો જન્મ થએલ છે.

મંજલ રેલડીઆવાળા શા. શામજી પાસવીરને ત્યાં પુત્ર જન્મ થએલ છે.

મરણ—નળીઆવાળા શા. કાનજી જીવરાજ પીર ૫૬ વર્ષની ઉમરે, મુંદ્રાવાળા. શા. વશનજી માણેકચંદ દોશી ૨૬ વર્ષની ઉમરે, વારા પદ્દરવાળા શા. પધમશી કાનજી ૩૧ વર્ષની ઉમરે તથા શા. ગોવીંદજી લખમશી સુથરીવાળાની પત્ની ૧૯ વર્ષની ઉમરે મરણ પામ્યા છે.

## લેખોનો સાર અને લેખકોને જવાબ.

**વિઢવાલા શા. વેલજી લીલાધર** કોનગ્રેમોથી જણાવે છે કે —કચ્છ દેશની પ્રજા સાધારણ શ્રીમંત, વ્યાપારમાં આગળ વધેલ તથા સાહસિક છતા, દેશ કફોડી સ્થિતી અને અત્યંત ગરીબાઇ ભોગવે છે તેના કારણો શું છે? રાજ્ય, અમલદારો, શ્રીમંતો, ખેડુતો કે પરદેશમાં વસી રહેલ પ્રજા? આ બાબતનો સ્વતંત્ર અને સત્યરીતે કોઇ અનુભવી વીર આજ માસિકમાં લેખદ્વારાએ દલીલસર જવાબ આપવા કૃપા કરશે તો આપણી પ્રજાને તેમાથી ઘણું જાણવાનું મળી શકશે

**શા. કે. આર** જણાવે છે કે —ભાત બજારમાં આવેલ શ્રી આદિશ્વર ભગવાન ના દેરાશરમાં મોટા શેઠીઆઓના કપડા આણુથી ધોવાય છે અને નાવાના પાણીમાં આછોનાવાય છે આ પાણી બીજા અન્ય ગરીબભાઇઓને નાવા માટે મળે છે આ બાબતની સુચના જ્યારે કામ કરનાર પટેલને કરવામાં આવી ત્યારે તે ઉલટો લડવાને તૈયાર થયો દેરાશરમાં આવીરીતે ચાલે તે તદન અયોગ્ય છે આ માટે કાર્યવાહકો તપાસ કરી યોગ્ય બંદોબસ્ત કરશે એવી આશા છે

**શા હીરજી નાનજી, કચ્છ બિદડા**—આપનો લેખ સારો છે પુરૂ કરવા મહેરબાની કરશો બાકીનું આવશે એટલે અમો અમારી સગવડતાએ સ્થાન આપશુ

**શા ગભીર**—અમારી સગવડે પ્રસિદ્ધ થશે.

**શ દુનીઆનો દુશ્મન**—વિધવા લગ્નની ચર્ચામાં અમો હાલ તરત ઉતરવા નથી માગતા માટે નમાયુ. આપે શ્રમ સારો લીધો છે તે માટે આપને ધન્યવાદ ઘટે છે આપનો બાજો લાબો લેખ મળ્યો છે પણ તે ઘણોજ અશુદ્ધ હોવાથી અને તે સુધારવા અમને વખત ન હોવાથી નમાયુ તમો જે કઈ લેખ લખો તે ટુકમાં અને શુદ્ધ લખવા કૃપા કરશો તો યોગ્ય સ્થાન મળશે

પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રી **સુમતિસાગરજી** ના લઘુ શિષ્ય મુનિમહારાજ શ્રી **મણીસાગરજી**-પોતાના 'લઘુપર્યુષણ નિર્ણયસ્ય' નામના લેખમા જણાવે છે કે "* આપણા પર્યુષણ પર્વ સર્વપર્વો કરતા વિશેષ શ્રેષ્ઠ છે આપર્યુષણપર્વમાં આપણા વચ્ચે જે મતભેદ ચાલે છે તે દૂર કરી એકત્ર થવાની ઘણીજ અગત્ય છે, ચાલુ વર્ષમા પર્યુષણપર્વ કોઇ પ્રથમ ભાદરવામા તો કોઈ બીજા ભાદરવામા, કોઇ ચોથના તો કોઇ પાચમના અને કોઈ તેથી પણ આગળ પાછળ કરશે આ મતભેદ આપણા ધર્મ અને સમાજને અતિ હાનિકર્તા છે શાસ્ત્રવચન પ્રમાણે આપણને અષાડ ચોમાસાની શરૂઆત પછી ૫૦ મે દીવસે પર્યુષણ કરવા કલ્પે ૫૦ દીવસ ઉપર એક ઘડી પણ કલ્પે નહીં તેથી પક્ષપાત અને કદાગ્રહ છોડી દઈ આસાડ ચોમાસા પછી જ્યા ૫૦ દીવસ પુરા થતા હોય ત્યા પર્યુષણ કરવા જોઇએ

**શા હાથીભાઇ કલ્યાણજી**—* પવિત્ર પર્યુષણપર્વમા આપણા—વીરના પુત્રો વચ્ચે ચાલતો મતભેદ દુર કરી એકત્ર થવા વિનતી કરે છે

આ સિવાય અમારી પાસે આવેલા બીજા લેખોને અમારી સગવડતાએ અમો માસિકમા સ્થાન આપતા જશુ 'લેખ દાખલ કરશો કે નહીં' એવી જાતનો નકામો પત્ર વ્યવહાર કરી ખાલી કટાળો ન આપવા સર્વ લેખકોને સુચના કરવામા આવે છે

---

* આ બન્ને લેખ લેવા યોગ્ય છતા અમારે દીલગીરી સાથે જણાવવુ પડે છે કે સ્થળ સંકોચને લઈ અમો લઇ શકયા નથી પણ અમોને જણાવવાની જરૂર છે કે આ સબંધમા મુનિમહારાજ શ્રી મણિસાગરજીએ રચેલ બુક 'લઘુ પર્યુષણ પર્વ નિર્ણય' મા શાસ્ત્રાધારે સર્વ સ્પષ્ટ ખુલાસો કરેલ છે તે તરફ ધ્યાન આપવા અમો સર્વને ભલામણ કરીએછીએ

ઓ૦ વ્યવસ્થાપક

Registered No. B. 1305.






આદ્ય પ્રેરક,
શ્રીયુત ખીમજી હીરજી કાયાણી. જે. પી.
મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી.

ઓ. તંત્રી,
દામજી વીકમજી સાવલા.
ઓ. વ્યવસ્થાપક અને પ્રકાશક,
જેઠાભાઈ દેવજી નાગડા.

તૈયાર થાય છે! ૧૯૧૮ ના જુનની શરૂઆતમાં બહાર પડશે. તૈયાર થાય છે!

# ‘કચ્છી જૈન મિત્ર’ માસિકની પહેલા વર્ષની ભેટ.

રૉયલ પાંચથી વધુ ફોર્મનું સચિત્ર માસિક! એક ઉત્તમ પુસ્તક ભેટ!

## આવું સાહસ હજી સુધી ભાગ્યેજ કોઇએ કર્યું હશે!

આ ભેટનું પુસ્તક ઐતિહાસિક વાર્તા રૂપે રસમય ભાષામાં જાણીતા બાહોશ લેખકના હાથે લખાય છે. આ પુસ્તકને સચિત્ર બનાવવા મોટું ખર્ચ કરવામાં આવેલ છે.

## આ ભેટના પુસ્તકની ૨૦૦૦ થી વધુ નકલો છપાશે.

આ માસિકનો કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ, ખાનદેશ, ધારવાડ, સીલોન, રંગુન, બર્મા, મુંબઈ, કલકત્તા વગેરે, હિંદુસ્તાનનાં ચારે ખુણાઓમાં ફેલાવો છે. અને તેથી તેના ભેટના પુસ્તકમાં તથા માસિક પોતામાં જાહેર ખબર આપવી એ પોતાના ધંધાને સહેલાઇથી ઘેર બેઠાં આખા હિંદુસ્તાનમાં ફેલાવવા બરાબર છે. વર્તમાન પત્રો કરતાં પુસ્તક તથા માસિકમાં જાહેર ખબર આપવી એટલા માટે ફાયદા કારક છે કે તે દરેક મનુષ્યની લાયબ્રેરીમાં કાયમ માટે રહે છે અને તેનો સંખ્યાબંધ માણસો લાભ લેછે.

## ભેટના પુસ્તકમાં જાહેર ખબર આપવાના ભાવ.

બહારનું ટાઇટલ પેજ રૂા. ૧૫, અંદરનાં દરેક ટાઇટલ પેજનાં રૂા. ૧૦, દરેક આખા પેજનાં રૂા. ૬, અડધાના પેજની જાહેર ખબર લેવામાં આવશે નહીં.

## માસિકમાં જાહેર ખબર આપવાના છેલ્લામાં છેલ્લા ભાવ.

| સાઇઝ. | એક વર્ષ. | છ માસ. | ત્રણ માસ. | એક વખત. |
|---|---|---|---|---|
| આખું પેજ. | રૂ. ૬૦ | ૩૫ | ૨૦ | ૮ |
| અરધું પેજ. | રૂ. ૩૫ | ૨૦ | ૧૨ | ૫ |
| પા પેજ. | રૂ. ૨૦ | ૧૫ | ૧૦ | ૪ |

ટાઇટલનાં ત્રણે પેજ માટે કોઇએ પણ તસ્દી લેવી નહીં. ઉપર જણાવેલ ભાવમાં વારફેર બીલકુલ કરવામાં આવશે નહીં. અપ્રમાણિક જાહેર ખબરો લેવામાં આવશે નહીં.

વધારે વિગત માટે તુરત લખો અથવા મળો—

ઓ. વ્યવસ્થાપક, શ્રી ‘કચ્છી જૈન મિત્ર’ માસિક,
મુલતાની બીલ્ડીંગ–દાણા બંદર–માંડવી–મુંબઈ.



# સંસારમાં સ્વર્ગ.

(રચનારઃ–રા. લખમસિંહ નેણશી સવાણી.)

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

હોવે પુત્ર વિનીત બંધુ જન સૌ, સંગે સુસંપી વસે,
ટાળી ક્લેશ કદાગ્રહ નિજ થકી, આનંદમાં ઉલ્લસે;
આરોગી તન સુંદરી સુખકરી, પુત્રી સદાચારમાં,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

રેંતું આધીન પારકે નવ પડે, સ્વાતંત્ર્ય તો ભોગવે,
હેતુ ક્ષીર જહાજનું નવ મળે, નિશ્ચિંત રાતે સૂવે;
જીવીકા સુખ સાથ પ્રાપ્ત કરતો, નિષ્પાપ વ્યાપારમાં,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

રાગ શાંત સુશીલ લાયક ગુણો, કીર્તિ જગે વિસ્તરે,
સન્મિત્રો સહવાસમાં હળી રહે, સન્માન પામી ભમે;
નીતિ ન્યાય તણો પથિક અચળી, ઘૂમે સદા જ્ઞાનમાં,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

મોંઘો આ અવતાર માનવ તણો, સત્કર્મથી આપરે,
સારઅસાર સુધ્યાનથી અહીં તજી, સ્વધર્મ પંથે પડે;
સત્પાત્રે ધન વસ્ત્ર અન્ન અરપે, નાવે નહીં ખારમાં,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

સ્વાને કે નહીં જગૃને પરનણું, ખુંદે કર્યાની તમા,
કિંતુ આપ થકી બને ત્યમ સદા, શાંતિ બધે સ્થાપના;
મારે ના યદિ હો ભલે પર સુખી, એ અંતરે ભાવના,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

પ્રાણી પ્રાણ સમાન સર્વ સમજી, જીવ દયાળુ ધરે,
દેખીને પરના દુઃખો સજ્જન તે, બીનું સ્વદુઃખ કરે;
સારા ના ઉરમાં ધરે વિનયથી, ધારા કુળાચારના,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

હા! હા! કાળ અમૂલ્ય જાય ઝડપે, લાખો યત્ને ના મળે,
ધારી આત્મ હિતે મથે તરતમાં, આળસ તજી ઉંઘને;
ભાવે દેવગુરૂ ભજે હૃદયના, ઉત્કૃષ્ટ ઉલ્લાસમાં
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

વ્યાપારે અતિ હાય! હાય! ન મળે, સાચું સવાણી કહે,
પુણ્યે જે ધન મેળવ્યું સહજમાં, સંતોષ તેથી લહે;
રોગી દીન અનાથ અંતર કરી, આશીષ દે વ્હાલમાં,
વારંવાર વિચાર થાય મનતો, છે સ્વર્ગ સંસારમાં.

કલકત્તામાં મળનારી ૩૨ મી કોન્ગ્રેસની સન્માનકારિણી કમીટીના
નવા પ્રમુખ.



જગવિખ્યાત કવિવર્ય સર રવીંદ્રનાથ ટાગોર.



ફોટો] શ્રી પર્યૂષણ પ્રસંગે નીકળેલું સરઘસ. [શરદાસ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# સ્ત્રી કેળવણી સંબંધી કેટલાક વિચારો.



(લેખકઃ- માસ્તર્ પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.)



ન સમાજનું જન્મ સ્થાન જો સ્ત્રી સમાજ તે જ્યાં સુધી કેળવાય નહિ—સુશિક્ષિત બને નહિ ત્યાં સુધી દેશોદયની આશા રાખવી વૃથા છે. ઠામઠામ કન્યા શાળાઓ, પ્રો. કર્વેનો આશ્રમ, વનિતા વિશ્રામ, સ્ત્રી કેળવણી માટે ટ્રેનીંગ કોલેજો અને આર્ટ કોલેજો આદિ સ્ત્રી કેળવણીની અગત્યનાં જ્વલંત દ્રષ્ટાંતો છે. સ્ત્રીઓને ઘરમાંજ પૂરી રાખવી અથવા તો ઘરનાં કામકાજમાં ગોંધી રાખવી એ વિચાર ધરાવનારાની સંખ્યા સમય જતાં ઓછી થતી જતી જણાય છે. જુના વિચારવાળા પણ સ્ત્રીઓને હરિકીર્તન, વ્યાખ્યાનો, દેવમંદીરો આદિમાં જવા દેવા લાગ્યા છે



न स्त्री स्वातन्त्र्यमर्हति એ વાક્યનો ઉત્તર यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः। એ વાક્યથી વાળવામાં આવે છે. પરંતુ જ્યાં કેળવણી ખાગી વાળી છે એવા પોકારો સંભળાય છે, મેટ્રીક–બી. એ. ની દયા જનક સ્થિતિ જણાય છે અને તેથી प्रेत्युपत्ना गृहे गृहे એવાં માર્મિક વાક્યો સભાઓમાં સંભળાય છે ત્યાં સ્ત્રીકેળવણી દોષયુક્ત નથી એમ કહેવું સહેલુ નથી.

જેમ આપણા બાળકોને ભણાવવા પાછળ કરેલો ખર્ચ આપણને ઉપયોગી જણાતો નથી તેમ ભણેલી સ્ત્રીઓ વિષે પણ આપણે સારો અભિપ્રાય બાંધી શકીએ તેવું કારણ આપણને આધુનિક સ્ત્રીકેળવણી દ્વારા ન મળે ત્યાં સુધી આપણે નિરાશ રહીશુ. પુસ્તકો તથા લેખોમાં આપણી બ્હેનો જેટલી કુશળ જણાય છે તેટલી ગૃહકાર્યમાં જણાતી નથી અને અનુભવ આપણને એમ જણાવે છે કે આધુનિક કેળવણીનું પ્રમાણ જેટલું ઓછું તેટલાજ પ્રમાણમાં ઘરવ્યવહારની આવડત વધારે. બંગાલ કે દક્ષિણમાં કાર્યદક્ષ સ્ત્રીઓ કદાચ વધારે હશે પરંતુ આધુનિક સ્ત્રી કેળવણીનું તે પરિણામ છે એમ માની શકાતું નથી. હાલના જમાનામાં એક વાત વિસરી જવાય છે અને તેને પરિણામે આપણે ગમે તેમ સંયોગવશાત્ માની લઇએ છીએ. પૂર્વના શુભ સંસ્કારો વિના ગમે તેવી સંગીન કેળવણી પણ ફલપ્રસવિની થઈ શકતી નથી. પુરૂષાર્થ ગમે તેટલો ઉગ્ર હોવા છતાં પણ પ્રતિકૂલ પ્રારબ્ધ આડું આવ્યા વિના રહેતુંજ નથી અને તેવી પ્રતિકૂલતાને સ્હામા થવાનું બળ એક સરખું બધાઓમાં હોતુ નથી. આ વિચારને ભર્તૃહરિ विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परीत्यजन्ति। એ વાક્યથી તેમજ શ્રી કૃષ્ણ પરમાત્મા यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः। એ વાક્યથી પુષ્ટિ આપે છે. ઉપરના વિચારોથી એટલું સિદ્ધ થાય છે કે પ્રતિકૂળ પ્રારબ્ધના ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ તેની દરકાર રાખ્યા વિના લોકાપવાદની દરકાર કર્યા વિના જે માણસ अर्थं साधयामि वा देहं पातयामि वा. એ સૂત્રને અવલંબી પોતાનો પુરુષાર્થ શરૂ કરે છે તેને આત્મોન્નતિ, દેશોન્નતિ, વિગેરે અત્યંત સુલભ થઈ પડે છે. શ્રીમતી એનીબિસાંટ, સરોજીની નાઇડુ આદિ પ્રાતઃ સ્મરણીય સન્નારીઓનાં જીવનમાં આપણે એજ સૂત્ર પ્રધાન પણે જોઈ શકીશું.

જે ભાવિમાતાઓને સમાજ સુધારવાનો છે, જેઓ ભાવિ પ્રજાની જનનીઓ થવાની છે, જેઓ નેપોલીઅન, ગાંધી, ગોખલે, બેનરજી અને માલવીઆ જેવા ઉત્તમ નરરત્નોને જન સમાજ માટે તૈયાર કરનારી છે તેઓની કેળવણી ફક્ત મોટા મેળાવડામાં રાસડા લેવામાંજ જો પરિસમાપ્ત થાય તો તેવી કેળવણીમાંથી આપણે આપણી ઉન્નતિ કેવી રીતે સાધી શકીએ? જો વાંચનમાળા દ્વારા આપણે આપણી પુત્રીઓ બ્હેનો વિગેરેને શીખવીએ છીએ, જેમા સતી સાવિત્રી, સીતા, દમયન્તી, ફ્લોરેન્સ નાઈટીંગલ આદિ પરમોપકારક જગદ્ધાત્રીઓના ચરિત્રો શીખવવામા આવે છે, તે વાંચન માળાનાં શિક્ષણથી આપણે આજ સુધીમા તેવી એકાદ પણ ઉત્પન્ન કરી શક્યા છીએ? જો આ પ્રશ્નનો જવાબ નકારમાં મળે તો જેનું પરિણામ શૂન્ય છે તેમાં શું યોગ્ય ફેરફાર કરવાની જરૂર નથી?

આપણી બ્હેનો કે પુત્રીઓ ભલે લેખો ન લખી શકે, ભલે તેઓ સરોજીની અથવા એની બીસાંટની માફક સમાજ સમક્ષ ભાષણો ન આપી શકે અથવા તો ભલે તેઓ અનુસુયાની પેઠે બ્રહ્મા, વિષ્ણુ કે મહેશને છ માસનાં બાળકો ન બનાવી શકે પરંતુ તેઓ પોતાનાં બાળકોને તેડીને ચાલતાં શરમાય અથવા તો એવી બેદરકાર રહે કે નર્મદા નદીમા નાળીએર ફેંકવાને બદલે પોતાનાં છોકરાને ભુલથી ફેંકી દે અથવા તો પોતાનાં છોકરાંની તન્દુરસ્તી સચવાય તેવી માવજત રાખવાને બદલે તેઓ કાયમ નાદુરસ્ત રહે તેવી કુટેવો પડવા દે અથવા તો છોકરાને ભણી ગણીને ઉત્સાહપૂર્વક નિશાળે જાય તેવાં ન બનાવી શકે તો તે કેળવણી પણ શું કામની?

વિવિધ નિશાળો કાઢવા છતાં ઘરનાં વાસણ ઓઘરાળાં (ગંદાં) રાખે તેવી સ્ત્રીઓ ભણેલી હોય તે કરતાં ઘરને સાફ સુફ રાખે, કપડાં લત્તાં વ્યવસ્થિત રાખે, દુધ, શાક વિગેરે પરચુરણ ખર્ચનો હિસાબ રાખે અને ખરચ કરવે કરકસર કરી જાણે તેવી અભણ સ્ત્રી શું ખોટી?

છોકરાં રૂપાળાં, નમણાં દીસને પસંદ પડે તેવાં મરજી પ્રમાણે બાળકો ઉત્પન્ન કરવાની કળા ભલે બધાંને ન આવડે પરંતુ તેમને સુઘડતા, નિયમિત પણું, વ્યવસ્થ શક્તિ આદિ ગુણો શીખવવાનું, ઉત્તમ સમાજ સેવાનું કાર્ય આપણી સુશિક્ષિત બ્હેનો ઉપાડી લે તો આપણું પુરૂષોનું કાર્ય કેટલું સરળ થઈ પડે અને આપણા સમાજની ઉન્નતિ પણ આપણે કેટલી સત્વર કરી શકીએ?

કેળવણી શા માટે આપવી તેનો ખરો ખ્યાલ પણ ઘણા થોડાનેજ હોય છે. અને તેથી કોઇ પણ ઉદ્દેશ નક્કી કર્યા વિના શરૂ કરેલાં કામનું પરિણામ નિરાશા જનક આવે તેમાં નવાઈ પણ નથી. અને કેળવણી સંબંધમાં પણ તેવુંજ કાંઇક થયું જણાય છે. કચ્છ તથા કાઠીઆવાડ જેવા પછાત દેશોમાં તો તેનું પરિણામ બહુજ ગંભીર જણાય છે.

કેળવણી મફત આપવાના વિચાર સાથે કેળવણીનો ઉદ્દેશ ચુકી જવાવાથી સ્થિતિ બહુજ કફોડી થઇ પડી છે તે એટલે સુધી કે કેટલાએક સુશિક્ષિત માબાપો પોતાનાં બાળકોને નિશાળે મુકવાં કે કેમ એ વિચારમાં પડયાં છે. નિશાળે મુકવાથી કેટલીક કુટેવો પડી જવાનો ભય રહે છે અને નિશાળમાં નહિ મોકલવાથી બાળક એકલપેટું અને વધારે સ્વાર્થી બની જવાનો ભય રહે છે. આનું કારણ એ છે કે કેળવણી મફત કરવા જતાં વૃત્તિ તે ખર્ચ ઓછું કરવા તરફ પ્રેરાય છે અને મોજ શોખનાં સાધનોમા કરકસર થઇ શકતી નહિ હોવાથી તેમ કરકસર કરવાના અન્ય ઉપાયો નહિ સુઝવાથી કેળવણીનાં ખર્ચો ઉપર કાપ મુકાય છે. આથી ટુંકા પગારવાળા ઓછું ભણેલા સોંઘા અને સસ્તા અને તેથી સ્વાર્થી અને સંસ્કાર વિનાના શિક્ષકો જ્યાં ત્યાંથી ગોતી કાઢવામાં આવે છે. તેને પરિણામે પરમ હિતકારક જે કેળવણી ખાતું તે અત્યંત વગોવાવા લાગ્યું છે. અને "ગોળ નાંખીએ તેવું ગળ્યુ થાય" એ કહેવતનો મર્મ હવે સમજાવવો પડે તેવુ રહ્યું નથી.

ટુંકામાં જ્યાં સુધી સ્ત્રી કેળવણી જે સમગ્ર જન સમાજની ઉન્નતિનો પાયો છે તે નહિ સુધરે ત્યાં સુધી આપણી સ્થિતિ સારી થવાની નથી અને ત્યાં સુધી હિંદનું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રાપ્ત આપણે કરી શકવાના નથી.

# શારીરિક કેળવણી.



(ડૉ. પુનશી હીરજી મૈશેરી, એલ. એમ. એન્ડ એસ.)

(ગયા અંક થી ચાલુ)

૪ હવા:—



આપણી માનવી તન્દુરસ્તીને ના જીવનને અર્થે જેટલી જરૂર ખોરાક, પાણી, કપડા વગેરેની છે તેના કરતા વધારે જરૂર હવાની છે. એની હવા સહજ છુટી ગણાતુ નથી એ વાત ખરી હશે, પાણી અને ખોરાક એ બન્નેની આવશ્યકતા છે. પાણી અને ખોરાક વગર કલાકો [illegible] ચલાવી શકાય, પણ હવા વગર એક મિનિટ, એક સેકન્ડ પણ ચલાવી શકાય તેમ નથી. ત્યારે હવા આ શરીરના આંતરિક ભાગમાં શું કાર્ય કરે છે તે જોઈએ.



લોહી આખા શરીરમા વહી ઝડપથી ફરે છે એટલે લગભગ ત્રણ મિનિટમા આખા શરીરમા ફરી રહે છે એટલે કે ત્રણ મિનિટમા શરીરમાના સઘળા લોહીનો ફેફસા સાથે સબંધ થાય છે. ફેફસામા હવા રહેલી હોય છે. તે હવા લોહીમા જે ખરાબ તત્વો હોય છે તેને શુદ્ધ કરે છે અને અશુદ્ધ ભાગ પોતે લઇને શ્વાસ વાટે બહાર કાઢે છે. આ ઉપરથી સમજી શકાય કે શ્વાસ કાઢેલી હવા અશુદ્ધ હોય છે. તેમજ જે હવા આપણે શ્વાસમા લઇએ છીએ તે અશુદ્ધ હોય તો લોહીને શુદ્ધ કરી શકે નહીં. તેમજ હવા પુરતા જથ્થામા મળે નહીં તો તેમા પણ લોહી શુદ્ધ થવામા વાંધો આવે છે. ખોરાક સારો હોય, પચાવવાને માટે પાણી પુરતુ હોય, લોહી વધારે ઉત્પન્ન થતુ હોય પણ હવા અશુદ્ધ હોય અથવા પુરતા પ્રમાણમા ન હોય તો તે બધાનુ લોહીજ મનુષ્યને બાધ કરતા થઈ પડે છે. માટે હવા શુદ્ધ અને પુરતા પ્રમાણમા અવશ્ય મળવી જોઇએ. જે મનુષ્ય ઘરમાંજ બેસી રહે તો કાચના બંધ વાસણમાંના અથવા ઘરના ખુણામાંના રોપા જેવો નિસ્તેજ લાગે છે. તેવુ જ ઘરમા ભરાઈ રહેનાર મનુષ્યનુ શરીર નિસ્તેજ બને છે. જે લોકો બહાર ખુલ્લી હવામા ફરે છે તેઓના શરીર વધારે નિરોગી હોવાનુ મુખ્ય કારણ બહારની શુદ્ધ હવા છે.

એ હવાનો સંબંધ લોહી સાથે કેવી રીતે થાય છે, લોહી શરીરમાં કેમ ફરે છે, તેના પાતળા પડવાથી બારીક નળીઓ સાથે હવાનો કેવી રીતે સ્પર્શ થાય છે, તેમાંથી અશુદ્ધ તત્વો હવા કેવી રીતે ખેંચી લે છે એ બધી બારીકીમાં નહીં ઉતરતાં માત્ર લોહીને શુદ્ધ કરવાને અર્થે હવાની પુરતી જરૂરીઆત છે. તે હવા અશુદ્ધ હોય તો રોગ ઉત્પન્ન થાય છે, અને વખતે મરણ પણ થાય છે એટલુંજ જાણીશું તો ખુલ્લી હવા ફેફસાંમાં લેવાય તેમ કરવું ખાસ આવશ્યક છે એમ ખાતરી થયા વગર રહેશે નહીં.

આપણાં ઘરોમાં પણ હવા તો હોય છેજ; તે અશુદ્ધ થવાનાં ઘણાં કારણો છે. માણસોના શ્વાસોશ્વાસ, બળવુ, સડવું, દીવો વગેરે કારણોને લીધે હવા બગડે છે. ઘરની હવા અશુદ્ધ હોય તો બહારથી આવનાર માણસને તે તરતજ જણાઈ આવે છે. માટે ધુમાડો તથા ખરાબ હવા ઘરમાં ભરાઈ ન રહે અને વારવાર હવાની આવજા થયા કરે તેવી રીતનાં બારી બારણાં અવશ્ય જોઇએ. રાત્રિને વખતે એની વધારે સંભાળ રાખવાની જરૂર છે કારણ કે તે વખતે ઘરમાં માણસો વધારે હોયછે, બધાં બારી બારણાં ઉઘાડાં રાખી શકાતાં નથી, જેથી ઉપરથી હવાઆવે તેવી ગોઠવણ કરવી જોઇએ. શહેરોમાં આવી સગવડ મળી શકતી નથી માટેજ બહારગામ રહેનારા માણસો કરતાં કહો કે રસ્તામાં રઝળતા ભીખારીનાં છોકરાં કરતાં પણ આવા ઘરમાં રહેતાં ગૃહસ્થનાં બાળકો વધારે ફીકા હોય છે, કારણ કે તેઓને જેટલી જોઇએ તેટલી શુદ્ધ હવા મળતી નથી, તેથી લોહીમા બગાડો થાય છે. શુદ્ધ લોહી લાલ હોવું જોઇએ તે હોતું નથી, માટે નાનાં કે મોટા સર્વને દિવસે અને રાત્રે શુદ્ધ હવા મળે તેવી સંભાળ અવશ્ય રાખવી જોઇએ.

૫ પ્રકાશ-અજવાળું.—

પ્રકાશ આનંદ આપનાર છે. સવારમાં પશુ, પક્ષી, વનસ્પતિ એ સર્વ તરફ દ્રષ્ટિ કરીશુ તો તેમા આનંદ ઉભરાઈ જતો જણાશે. રોગી માણસ પણ તે વખતે કાંઇક સ્ફુર્તિવાળો જણાશે. ઇંગ્લાંડ જેવા ઠંડા દેશોમાં ગરમ પ્રદેશમાં ઉગતી વનસ્પતિ ઉગાડવા માટે તેને બહારની ઠંડી હવા અસર ન કરે માટે બંધ જગામાં ઉગાડવામાં આવે છે; તેમાં પ્રકાશ આવવા માટે તેવી બંધ જગાઓ કાચની બનાવવામાં આવે છે. કેટલાંક ફૂલો તથા છોડો જે બાજુથી પ્રકાશ આવતો હોય તે બાજુ તરફજ નમેલાં જણાયછે. કેટલીક વનસ્પતિનાં પાંદડાં તો સૂર્યપ્રકાશ બંધ પડતાં કરમાઈ ગયા જેવાં થઇ જાયછે. વનસ્પતિ ઉપરની પ્રત્યક્ષ અસરનું દ્રષ્ટાંત પ્રાણી માત્રને લાગુ પડે છે, ઘણો વખત અંધારામાં રહી કામ કરનારા માણસો તરફ જોઇશું તો તેઓના ચહેરા પરથી આનંદની છાપ ઉડી ગએલી જણાશે. પ્રકાશને અને પ્રાણીમાત્રનાં જીવન તત્વને સંબંધ રહેલો જણાય છે માટે રહેવાના સ્થાનમાં પ્રકાશ પુરતો પ્રવેશ કરી શકે તેવી રીતની ગોઠવણ કરવી જોઇએ.

૬ પરસેવોઃ—

શરીરમાં ફરતાં લોહીમાં જે ખરાબ પદાર્થ એકઠો થાય છે તેમાંનો જે ભાગ શ્વાસ વાટે બહાર નીકળી શકતો નથી તે ભાગ ચામડીમાંનાં ઝીણા છિદ્રોદ્વારા પાણીરૂપે બહાર નીકળે છે. લોહી જેમ વધારે ઝડપથી ફરે તેમ પરસેવો વધારે પ્રમાણમાં નીકળે છે. જો પરસેવો પ્રમાણમાં ન નીકળી શકે તો અશુદ્ધ પદાર્થો શરીરમાં રહી બીજાં સાધનો સારાં હોવા છતાં લોહીને ઝેરી બનાવે છે. માટે પરસેવો નીકળવાનાં છિદ્રો ખુલ્લાં રહેવાં જોઇએ; વળી

તે બહાર નીકળેલો પરસેવો એમને એમ શરીર પર રહે અને બહારથી ઉડતી હવામાંની રજકણો તેને ચોંટી જાય તો છિદ્રો બંધ થઇ જાયછે. માટે પરસેવાને સાફ કરી નાખવો જોઇએ. પરસેવાવાળાં કપડાંને સુકાવી નાખવાં જોઇએ. સુવાના બિછાનાના ઓછાડો પણ સાફ રાખવા જોઇએ, રાત્રિ તથા દિવસનાં પહેરવાનાં કપડાં જુદાં જુદાં રાખવા જોઇએ. પરસેવો એ શરીરમાંથી નીકળતો ગંદો પદાર્થ છે. એક માણસનાં પરસેવાવાળાં કપડાં અથવા ચાદર બીજાએ વાપરવાં નહિ, કેમકે તેથી ઘણી વખત એકના શરીરનો રોગ પરસેવા વાટે બીજાને લાગુ પડે છે. ઘણો પરસેવો થયા પછી શરીર એકદમ ખુલ્લું રાખવું નહીં કારણ કે તેવે વખતે બહારની હવાનો ઝપાટો લાગતાં શરદી થઇ આવવાનો ભય રહે છે.

૭ સ્નાન. (નાહવું)—

શરીર પરનો પરસેવો દૂર કરવા, ચામડીના છિદ્રો ઉઘાડાં રાખવા અને બહારનો લાગેલો કચરો-મેલ કાઢી નાખવા નાહવાની જરૂરછે નાહવાથી શરીર સ્ફુર્તિમાં આવે છે શરીર અને મનને એવો નિકટનો સંબંધ છે કે એકની અસર બીજા પર થયા વગર રહેતી નથી. શરીર સ્વચ્છ હોય છે તો મન આનંદમાં રહે છે. નાહવાથી ચામડીનાં દરદો જેવા કે ખસ, દાદર વગેરે થતાં નથી. નાહવું એટલે બે ચાર લોટા પાણી શરીર પર રેડી દેવું ન જોઇએ પણ શરીરના દરેક દરેક અવયવને ચોળીને સાફ કરવા જોઇએ. સાબુ અથવા મેલ કાપે તેવી વસ્તુ શરીરને લગાડીને નાહવાથી શરીર સ્વચ્છ બને છે. નાહી રહ્યા પછી શરીરને કરકરા લુગડા વતી ઘસીને સાફ કરી નાખવું જોઇએ નાહતી વખતે અથવા નાહી રહ્યા પછી તુરત બહારની હવા લાગવાથી શરદી વગેરે થઈ આવવાનો ભય રહે છે, માટે તેની ખાસ સંભાળ રાખવી જોઇએ. ટાઢા પાણીથી શરીર ચોળીને નાહવું એ સૌથી સરસ છે, પણ નાદુરસ્ત તબીયતવાળાને અથવા જેને પ્રથમથીજ ટેવ પડી ગઈ હોય તેણે સહેજ ગરમ પાણીથી નાહવું જોઇએ.

૮ કસરત :—

ખોરાક અને પાણી શરીરના પોષણને અર્થે ઉપયોગી છે, તેથી શરીરનું બંધારણ થાય છે. હવા, અજવાળું, યોગ્ય કપડાં, નાહવું એ સર્વ તે બંધારણને દૃઢ બનાવવામાં અને શરીરને નિરોગી રાખવામાં ઉપયોગી છે. પરંતુ તે બંધારણને વધારે મજબુત અને કામ કરવાને શક્તિમાન થાય એવું બનાવવાને કસરતની જરૂર છે.

શરીરના લગભગ બધા ભાગ પર માંસના લોચા છે, તે લોચાઓને ઉપર પ્રમાણેનું યોગ્ય પોષણ મળવાથી તેનો વિકાસ થાય છે. દરેક કામકાજ, ગતિ, કે હલણચલણ એ લોચાઓ વડેજ થાય છે તેમાં તેને શ્રમ પડે છે. શ્રમ પડવાથી તે મજબુત થાય છે. કોઈ પણ જાતની શારીરિક મહેનત નહી કરનાર માણસો કરતાં મહેનત કરનાર માણસોના લોચા વધારે મજબુત હોય છે તે વાત પ્રસિદ્ધજ છે. માનસિક મહેનત કરનારા માણસોએ તે લોચાઓને કેળવી મજબુત કરવાની ખાસ જરૂર છે. કસરત કરવાથી હૃદય ત્વરાથી ચાલે છે, એટલે લોહી ઝપાટાબંધ ફરી વળી પોષણ આપે છે. શ્વાસોશ્વાસ વધારે ચાલવાથી લોહી વધારે સાફ થાય છે, પરસેવો થવાથી શરીરમાંનો અશુદ્ધ પદાર્થ બહાર નીકળી જાય છે. પાચન ક્રિયા સારી રીતે ચાલે છે, તેથી અજીર્ણ કે અપચો થતો નથી; મગજપરનો ભાર ઓછો થાય છે, એટલે કસરત કરવાથી શરીરના લોચા મજબુત થાય છે, કામ કરવાની શક્તિ વધે છે, અને શરીર નિરોગી રહે છે.

કસરત કરવી એટલે શરીરના લોચાઓને કસવા-કેળવવા, તેમ કરવાની ઘણી રીતો છે. કુસ્તી કરવાથી, મગદળ ફેરવવાથી, દંડ પીલવાથી, યોગ્ય રીતે ફરવા જવાથી, દોડવાથી, ઘોડે બેસવાથી, તરવાથી વગેરે વગેરે ક્રિયાઓ કરવાથી તે લોચાઓ કેળવાય છે, એટલે તેમાં કામ કરવાની શક્તિ વધે છે. એ ઉપરાંત માણુસ આનંદી ને વિનોદી બને છે. ચહેરો પ્રફુલ્લ બને છે કસરત કરવાથી ઉપરના ફાયદા થાય છે એ વાત ખરી, પણ તે યોગ્ય પ્રમાણમાં કરવી જોઇએ; અતિશય થાક લાગે, અથવા અશક્ત થઈ જવાય તેટલી કસરત કરવાથી શરીર નિરોગી બનવાને બદલે ઉલટુ બગડે છે, માટે શક્તિના પ્રમાણમાં તે કરવી જોઇયે. વળી તે નિયમિત રીતે કરવી જોઇએ શરીરને કેળવવામાં મુખ્ય સાધન કસરત છે, તે દ્રષ્ટી બહાર રાખવાથી અથવા જાણીને આળસથી કે કંટાળાથી તે નહીં કરવાથી હાનિ થાય છે.

૯. આરામઃ—

શારીરિક અથવા માનસિક કોઈ પણ જાતની ક્રિયા કરતી વખતે શરીર અથવા મનના અવયવો કામે લાગેલા હોય છે જે અવયવ કામ કરતો હોય છે તેને ઘસારો લાગે છે; તે ઘસારો પુરો પાડવામાં નથી આવતો તો તે અવયવને ઘણો થાક લાગે છે ને નબળો પડે છે. આમ એકજ અવયવ શ્રમથી નબળો ન પડી જાય માટે તેને આરામની જરૂર છે. માનસિક અને શારીરિક અવયવોનુ કાર્ય ભિન્નભિન્ન છે. તેથી માનસિક અવયવો કામ કરતા હોય તે વખતે શારીરિક સ્થૂલ અવયવો શાન્ત પડી રહેવા જોઇએ એટલે તેને તે વખતે આરામ મળવો જોઇએ. અને શારીરિક અવયવો જ્યારે કામ કરતા હોય ત્યારે માનસિક અવયવોને વિશ્રાંતિ મળવી જોઇએ મગની વહેંચણી એવા પ્રકારે કરવી જોઇએ કે વારા ફરતી એક બીજાને આરામ મળે નહિતો એક અવયવને વધારે શ્રમ પડવાથી તે થાકીને નબળો પડશે, અને બીજો અવયવ સુસ્ત પડી રહેવાથી નબળો પડશે એટલે પરિણામે બન્નેને હાનિ પહોંચશે. અને શરીરની બન્ને શક્તિઓ ઓછી થતાં શરીર કોઈપણ કામ કરવાને અશક્ત બનશે, જુવાનીમા ઘરડા ન થવું હોય તો શારીરિક અને માનસિક બન્ને જાતના અવયવો કેળવાય માટે તેમને વારા ફરતી યોગ્ય કસરત અને આરામ આપવા જોઇએ

૧૦ ઊંઘઃ—

રાતે વહેલા જે સુઇ, વહેલા ઊઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમા રહે શરીર.

શારીરિક અને માનસિક અવયવોને કામ કરવાથી જે ઘસારો લાગે છે, તે ઘસારો પુરવા માટે તેને કેટલોક વખત પૂર્ણ આરામની જરૂર છે. તેવી જાતનો આરામ તે ઊંઘ છે તેમાં શારીરિક અને માનસિક અવયવો પૂર્ણ રીતે આરામ મેળવે છે, અને પછી તાજા બની નવું કામ કરવાને શક્તિમાન થાય છે. જો માણુસને પુરતી ઊંઘ મળતી નથી તો દિવસેદિવસે તે અવયવો ઘસાતાં જાય છે. અને મગજ પણ તેના ઉપર કાબુ રાખી શકતું નથી, નકામા વિચારો આવે છે અને છેવટે મંદવાડને વશ થવું પડે છે અથવા કેટલીક વખત તો ગાંડા પણ થઈ જવાય છે માટે નિયમિત ઉંઘની જરૂર છે, જેમ કોઈ પણ કાર્ય સારૂં કરવાને સંભાળ રાખવાની જરૂર છે, તેમ સારી ઊંઘ લાવવાને અર્થે શરીરના અવયવોને યોગ્ય કામ અને તેથી થતો થાક લાગવો જોઇએ ઊંઘ કેટલી લેવી તેને માટે એક જાતનો નિયમ

ફરી શમાય નહી. પ્રકૃતિ, તન્દુરસ્તી અને કરવું કામ એ પ્રમાણમાં વધારે ઓછી ઊંઘની જરૂર પાડે છે. સામાન્ય રીતે તન્દુરસ્ત જુવાન માણસે ૭ થી આઠ કલાક ઊંઘવું જોઈએ. બાળકોને વધારે ઊંઘની જરૂર છે, તેમજ માંદા માણસે પણ વધારે ઊંઘ લેવી જોઈએ. જેમ ઓછું ઊંઘવાથી અપચો, અજીર્ણ, નિરુત્સાહ વગેરે આવે છે, તેમ જ હદ ઉપરાંત વધારે ઊંઘવાથી પણ આળસ વધે છે. કહેવત છે કે 'આહાર ને ઊંઘ વધાર્યાં વધે અને ઘટાડ્યા ઘટે.' માટે પોતાની પ્રકૃતિને અનુકૂળ જેટલો વખત ઊંઘની જરૂર હોય તેટલો વખત ઊંઘ લેવી જોઈએ, વગર કારણે તેમાં વારંવાર ફેરફાર કરવાથી શરીર બગડે છે. ઊંઘવાનો સામાન્ય વખત રાતે જમ્યા પછી બે કલાક પછી ઊંઘવું જોઈએ. જમીને તરત ઊંઘવાથી ઊંઘ સારી આવતી નથી પણ સ્વપ્ના આવે છે. સ્વપ્ના આવવા એ મનની અસ્વસ્થ હાલતનું પરિણામ માટે સારી રીતે શ્રમ કરી નિયમિત વખતે સુઈ જવાથી સ્વપ્ના આવતા નથી. પુરતી ઊંઘ લીધા પછી સૂર્યોદય પહેલાં ઉઠવું લાભકારક છે. સૂર્યોદય પછી ઉઠવાથી આળસ વધે છે. પ્રભાતનો આનંદ મેળવી શકાતો નથી. માટે ઊંઘવાને માટે એવું નિયમિત થવું જોઈએ કે જેથી શરીર અને મનના તમામ અવયવો પૂર્ણ આરામ મેળવી બીજા વખતને માટે તૈયાર થાય.

## ઉપસંહાર.

શારીરિક અવયવોના વિકાસને અંગે કઈ બાબતો પર લક્ષ આપવાની ખાસ જરૂર છે તે વિષે વિશેષ વિવેચન કરતાં અને દરેક બાબતની ઝીણવટથી શાસ્ત્રીય રીતથી તપાસ કરવા જતાં સામાન્ય રીતે એ વિષય કંટાળાભરેલો અને અરસિક લાગે તેમજ અતિ લંબાણ થાય એવા ભયથીજ મુખ્ય બાબતો સામાન્ય દૃષ્ટિથીજ તપાસી છે. તેમાં ખોરાક, પાણી, હવા વગેરે બાબતો એવી રીતે વર્ણવી છે કે તેમાં જણાવેલા નિયમો દરેક માણસ પાળવા ધારે તો પાળી શકે. પોતાનું શરીર વિના ખરચ માત્ર આળસ છોડી સંયમન અથવા વ્યસનોને વશ થઈ નહીં બગાડતાં તન્દુરસ્ત રાખી શકે. પોતાની બેદરકારીને લીધે રોગ આણી પછી કેમ નાશ નસીબનો વાંક કાઢે છે એ મૂર્ખાઈ છે. એવા માણસો પોતે હેરાન થાય છે અને પોતાના વાલાવહાલાંને મુશ્કેલીમાં નાખે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે શરીર વડેજ મેળવી શકાય છે. માટે શરીરને નિરોગી અને બળવાન રાખવું એ દરેક માણસની પ્રથમ ફરજ છે. તે ફરજ બજાવવાથી પોતે પોતાને તેમજ અન્યને ઉપયોગી થઈ શકે છે, તેથી સ્વાર્થ અને પરમાર્થ એ બંને સાધી શકાય છે, અને જીવન સુખમય ગાળી શકાય છે. માટે શરીરના દરેકે દરેક અવયવને યથાયોગ્ય રીતે કેળવવા તરફ દરેક મનુષ્યે કાળજી રાખવી.



# આ જમાનામાં જૈન યુવકોએ શું કરવું જોઈએ ?



(લેખક-શ્રીયુત સુમન ગાંધી, સાંતાક્રુઝ)



એક સમયે રાત્રિના અગિયાર વાગે પૂર્ણિમાની ચાંદનીની શોભા નિહાળતો અગાશીમાં સૂતો હતો તે વખતે એકાએક મારા મનમાં વિચાર સ્ફુર્યો કે હવે પછીના મારા જીવનની રૂપરેખા મારે કેવી દોરવી. આ વિચારની સાથેજ આધુનિક જમાનાનું એક દૃશ્ય મારા મનોમંદિરમાં ખડું થયું. તે દૃશ્ય કેવું હતું અને તેનાથી મારામાં કેવી કેવી ભાવના ઉત્પન્ન થઈ તેનું કંઈક દિગ્દર્શન સમાજને હું કરાવું તો મને લાગે છે કે તેઓને તેમાંથી કંઈ જાણવાનું મળશે અને મારા વિચારો સાચા છે કે ખોટા તેનો નિર્ણય કરવાનો મને પ્રસંગ મળશે

જનસમાજનો મોટો ભાગ અજ્ઞાન દશામાં સડે છે તેઓ અજ્ઞાનતાને લીધે પોતાનો ઘણો સમય આજીવિકાની ચિંતામાં ઉદરનિર્વાહ માટે દ્રવ્ય ઉપાર્જન કરવામાં, કોઈકના પૈસા મારી તુચ્છ આનંદ મેળવવામાં, બીજાઓની ખોદણી કરવામાં કુટુંબની ઉપાધિમાં કે વ્યવહાર સાચવવામાં ગાળે છે બાળકો આનંદી રહી રમવાને બદલે જ્યાં ત્યાં રડતા દીસે છે અને માતાઓ તેઓના રૂદનની દરકાર કરવાને બદલે ઘરકામ શરૂજ રાખે છે મોટી ઉમરના બાળકો નિશાળે જવાની આનાકાની કરે છે અને રમવા જવા માટે માતાને આજીજી કરે છે એટલે કેળવણી અને શિક્ષણની કિંમત નહિ સમજનારી માતાઓ પુત્રવાત્સલ્યને વશ થઈ બાળકોની માગણી માન્ય રાખે છે, અને જે માતાઓ છોકરાને ભણાવવાની જરૂર સમજે છે પરંતુ તે છોકરાને ભણવા ઉપર પ્રીતિ કેમ કરાવવી તે જાણતી નથી અને જે એમ ગણે છે કે છોકરો ઘરે રહેશે તો તોફાન કરશે, રખડશે અથવા પોતાને કનડશે તે માતાઓ છોકરાને માર મારી નિશાળે મોકલે છે પોતાનો બાળક કોઈની સાથે વઢવાડ કરીને આવ્યો હોય તો તેને ઠપકો નહિ આપતા તેની ભેર માતા તાણે છે નિશાળે જઈ બાળક ભણે છે કે નહિ અથવા તેની સોબત સારી છે કે નહિ તેની માબાપો કશી ખબર રાખતા નથી પ્રસંગોપાત બાળકને હિતવચન કહી તેનું ચરિત્ર ઘડવાની માતાને ફુરસદ નથી પણ કુટુંબમાં નણંદ, સાસુ જેઠાણી કે દેરાણીની સાથે કંકાસ કરવાની અથવા પાડોશીઓ સાથે બેસી કુથલી કરવાની નવરાશ મળે છે વિદ્યાર્થીઓ કમાવાની ઇચ્છાએ, માબાપના આગ્રહથી કે લોકભયથી વિ૦ ખાતર ભણતા હોય

દોષ કહાય છે. ' કમાણીના પ્રમાણમાં ખર્ચ રાખવો એ કર્તવ્યબંધન કોણ લેખે છે? પણ મોજ-શોખ માણવો, સારાં કપડાં પહેરવા, અને એક શ્રીમંતની માફક રહેવાની કોશીષ કરવી તેમા પોતાની શોભા માનવી એ તો સામાન્ય થઈ ગયુ છે. ગૃહની રહેણી, કરણી અથવા કપડા કે આભૂષણમાં શ્રીમંત અને સામાન્ય વર્ગ વચ્ચે કશો તફાવત રહ્યો છે ખરો? ઉલટો સાધારણ માણસ શ્રીમંત કરતાં વધારે ભપકામાં રહે છે તે એવા આશયથી કે અજાણ્યા લોકો તેને પણ શ્રીમંતોની પંકિતમાં ગણે. પોતાની ગરીબાઈ કબુલ કરવી એ શરમ ભરેલું ગણાય છે પણ શ્રીમંતાઇનો ખોટો ડોળ ઘાલી જુઠું બોલવું અને લોકોને ભમાવવા તેમાં નામોશી નહિ પણ ઉલટી ચતુરાઈ ગણાય છે, શરીરને શણગારવામાં ધન, સમય અને શકિતનો વ્યય કરવો અને મન ગમે તેવું ખરાબ, કુડકપટથી ભરેલું, ઇર્ષ્યાળુ કે નીચ વાસનાઓથી ભરપુર હોય તેને સુધારવાની આવશ્યકતા નથી એમ માનવું એ અત્યારના જમાનાની ખુબી છે. ઉચ્ચ અને આદર્શમય ભાવનાઓ નષ્ટ થઇ ગઇ છે એટલે તેનો ખોટો ડોળ રાખવાની જરૂર પડી છે અને તેને લીધે દંભીપણું ઘણા મનુષ્યોના સાત્વિક અંતઃકરણમાં દાખલ થયું છે. જ્યાં ભાવના-જ સારી ન હોય ત્યાં વર્તન પણ સારું ક્યાંથી હોય! સદ્‌ગુણો કદાચ સમૂળમાં નાશ નહિ પામે, પણ તેનું પ્રમાણ તો માત્ર નામનુ જ રહેશે એમ કહેવુ ખોટું નથી. લક્ષ્મી એજ જીવનનુ સાધ્ય છે અને તેની પ્રાપ્તિમાજ સુખ અને વૈભવ છે એ માન્યતાનું પ્રવર્તન થતું જાય છે. હીરામોતીના આભૂષણ પહેરી પોતાની પત્ની પોતાની સાથે મોટર કે ગાડીમાં ફરવા આવે અને સઘળા લોકોનુ પોતાના તરફ ધ્યાન ખેંચાય એવી ઇચ્છા નહિ હોવાવાળા માણસો કેટલા નીકળશે! સારી સ્થિતિમાં ઉપભોગ કરાએલા બાગ બંગલા અને મોટર ગાડીઓ ખરાબ સ્થિતિ થવા છતાં છોડી દેવાની કોને મરજી થશે!

આપણા વેપારીઓ તરફ દ્રષ્ટિ નાખીએ. વસ્તીના પ્રમાણમા અને માનવજાતિની વધતી જતી હાજતોના પ્રમાણમાં ઉપભોગની વસ્તુઓની સખ્યા વધતી જાય છે. પણ આ દરેક વસ્તુ માટે આપણે બનતા સુધી પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. તે વસ્તુઓનો ઉપયોગ બંધ કરવા માટે મહાત્મા ગાંધી જેવા અથાગ શ્રમ લે છે પણ તેવા મહાપુરૂષો ઓછા નીકળે છે. જો શોખના સાધનો દેશમાંથી જ પુરા પડતા હોત તો તેને માટે બહુ બોલવાનું ન રહેત પણ આ તો દેશનું ધન પરદેશ મોકલી અને મો આપી સાધારણ કિંમતની વસ્તુ ખરીદવાનું છે એટલે દેશની દોલત પરદેશ ઘસડાઇ જાય તેમાં શુ આશ્ચર્ય! આપણા હાથમા મોટો વેપાર પણ ક્યાં રહ્યો છે? આપણા વેપારીઓ પરદેશના માત્ર એજન્ટ છે. બીજા દેશનો માલ મંગાવી જેમ બને તેમ વધુ પ્રમાણમા વેચવો કે જેથી તેઓને સારો નફો રહે. પોતાની દુકાનમાં સ્વદેશી માલ રાખવાની જ ઘણાઓને બાધા હોય છે કેમકે તેઓ ધારે છે કે પરદેશના જેટલો સ્વદેશી માલ સારો, સસ્તો અને સફાઈદાર નથી. થોડા ઘણા સ્વદેશી માલ વેચતા હોય પણ ઘરાકની પાસે તો પ્રથમ પરદેશી-જ માલ મુકે છે. ઘરાક જો સ્વદેશીની માગણી કરે તોજ તે માલ દેખાડાય. સ્વદેશની દાઝ હોય તો ગમે તેમ કરી સ્વદેશી માલનો પ્રચાર કરી શકે. વળી બીજી એ બાબત છે કે આપણા વેપારીઓ સ્વાર્થ સિવાય બીજુ કશું સમજતાજ નથી. વ્યાપારની પ્રમાણિકતા તો જરા પણ બાકીજ રહી નથી ઘરાકને ગમે તેવો માલ વળ-ગાડવો અને તેની પાસેથી જેમ બને તેમ વધુ નાણાં કઢાવવા એમાં પોતાની હુશિયારી

માને છે. કહેવું કાંઇ અને આપવુ કાંઈ એમાં તો કશો વાંધોજ તેઓને લાગતો નથી. નફો કાઇએ નફો તો કરવો જોઇએ પણ તે નફો વ્યાજબી અને પ્રમાણમાં હોવો જોઇએ. એક વખત એક માણસને અમુક વેપારી છેતરશે પણ જ્યારે તે માણસને તેની ખબર પડશે ત્યારે ફરીથી તે વેપારીને ત્યાંથી માલ લેશે ખરો કે? એક વખતના અપ્રમાણિક નફાથી કાયમના પ્રમાણિક નફો ખોવો એને ડહાપણ કોણ કહે છે? આપણા વેપારીઓમાંથી દર વર્ષે લાખો રૂપીઆ કમાવનારા કોઇકજ હશે. મોટા ભાગના વેપારીઓ પોતાના ખર્ચ જેટલુ પેદા કરે છે. થોડાએક દર વર્ષે ખર્ચ કાઢતાં કાંઇક બચાવતા હશે. આના બે કારણો જણાય છે. પ્રથમ તો, આપણા વેપારીઓ જુદા જુદા રહી વેપાર કરે છે તેથી તેઓ મોટા વેપાર કરી શકતા નથી. સંયુક્ત બની વેપાર કરવાથી મોટો નફો મેળવી શકાય છે. મોટા વેપારી નાના વેપારીને દબાવી પાયમાલ કરવા ધારે તો કરી શકે છે, પણ જે નાના મોટા સો વેપારી ભાગમા, વેપાર કરતા હોય અથવા તેમ નહિ તો સપીને જો વેપાર કરતા હોય તોપણ વેપારમાં નુકસાન થવાનો સંભવ નથી. યુરોપીયન વેપારી થોડી મહેનતે ઘણુ પેદા કરે છે જ્યારે આપણા વેપારી સવારથી રાત સુધી વૈતરૂં કરી માંડમાંડ નફો કરી શકે છે આનું કારણ એ જ છે કે જમાનાને અનુસરી જે પ્રકારે વેપાર કરવો જોઇએ તે પ્રકારે આપણે કરતા નથી. બીજુ કારણ એ છે કે આપણા હાથમા જે કાંઈ ધંધો કે હુન્નર હોય તે એક જ રૂઢિએ ચાલવા દઇએ છીએ. તેમા નવિન સુધારા વધારા કરવાની જરૂર રહે છે, કેમકે ધંધાની ખીલવણી સાથે હરીફાઈ વધતી જાય અને હરિફાઈમાં ટકી રહેવા માટે માલ સસ્તો, સારો અને સફાઇદાર કાઢવાની કોશેષ થવી જોઇએ. તે આપણે કરતા નથી.

તેજ પ્રમાણે આપણા વ્યવહારની, ધર્મની અને જીવનની સ્થિતિ છે. વ્યવહારમાં સ્વાર્થ પરાયણતા, કુસંપ અને દુઃખ માલૂમ પડેછે. ધર્મમાં દંભ અને ધતિંગો દાખલ થયા છે વિધવાઓ ધર્મને બ્હાને અનાચાર કરે છે કેમકે તેઓ ધાર્મિકપણાના ઢોંગમાં લોકોને અને ખાસ કરી અભણ સ્ત્રીઓને ભમાવે છે. ધાર્મિક બાબત સિવાય વિધવાને હવે સંસારમાં શું છે એવું એવુ કહી તેઓને અભણ સ્ત્રીઓ ઉત્તેજન આપે છે. પૂજ્ય ગણાતો સાધુ, અને સાધ્વીવર્ગ ચરિત્રમાં કેટલો ભ્રષ્ટ થયો છે તેની તપાસમાં ઉંડા ઉતરવાથી તુરત તે જણાઈ આવશે. અનેક વિધવાઓ સાધુઓના ચરિત્રને ખંડન કરતી સ્પષ્ટ જણાય છે અને અનેક સાધુઓ સારા સારા કુટુંબની સૌભાગ્યવતી સ્ત્રીઓને ભ્રષ્ટ કરતા માલૂમ પડે છે જ્યાં વસ્તુ સ્થિતિ આવી હોય ત્યાં જીવન, શાંતિ કે સુખ કયાંથી અનુભવી શકે! જમાના! જમાના! તારી લીલા અજાબ છે, તારૂં સામ્રાજ્ય સૌ મનુષ્યો ઉપર છે, પણ હું સૌની બુધ્ધિને વિવેકશુન્ય કરવામાં ફતેહમંદ નીવડયો છે. માણસો, લોભ, લાલચ અને બહારના આડંબરને વશ થઈ આવજો માર્ગે ચડે છે કે નહિ તેની તું કસોટી કરે છે. હું તને પુછું છું કે તારી કસોટી મા કેટલા પાસ થયા?

આવી રીતે સંસારનું એક શોકજનક ચિત્ર પુરૂં થયું એટલે હું શુધ્ધિમાં આવ્યો અને તેનો શું ઉપાય કરવો તેને માટે વિચાર કરવા લાગ્યો છેવટે એમ નિર્ણય કર્યો કે હવે પછીનું મારૂં જીવન મારે કેવું બનાવવું તેની એક રૂપરેખા અત્યારે દોરવી. તે રૂપરેખા સમાજ સમક્ષ આજે મુકીને હું કૃતાર્થ થાઉછું.

(૧) મારે મારી ઇન્દ્રિયોને કાબુમાં રાખતાં શીખવું. આ કામ મુશ્કેલ છે છતાં દ્દઢ સંકલ્પબળથી અને આત્મશ્રધ્ધાથી થઈ શકે તેવું છે. (૨) ગ્રેજ્યુએટ થવું. કેમકે તેથી આપણા વિચારો સારા ખીલે છે અને વિશાળ થાય છે, તથા ભવિષ્યના જીવનમાં રાજ્યદ્વારી, કે દેશહિતની બાબતમાં કામ કરવા માટે આપણને સરળતા થાય છે. (૩) શારીરિક બળ ખીલવવું. મન ગમે તેવું ખીલવ્યું હોય પણ જો તેનું રહેઠાણ દેખાવડું અને સુંદર ન હોય તો કોને ગમશે ! (૪) વ્યાપારમાં પડી ધન મેળવવું અને સ્વદેશના ધંધા ખીલવવા. પૈસા કેમ કમાવા એ દેશબંધુઓને શીખવવું તે પણ એક પ્રકારની સેવા છે. આપણા હિંદની ઉન્નતિનો આધાર તેની આર્થિક સ્થિતિ ઉપર છે. અત્યારે લાખો માણસો ગરીબાઈમાં સડે છે અને હજારો માણસો રાજ્યદ્વારી હક્કોની માગણી કરે છે છતાં પોતાની માગણી પૂર્ણ કરી શકતા નથી તેનું કારણ આર્થિક નબળાઈ છે. શ્રીમંત દેશ સઘળું કરી શકે છે. તે ઉપરાંત, પરમાર્થના કામ માટે પણ પૈસાની જરૂર પડે છે. બીજાની પાસે યાચના કરી સારા કામ માટે પૈસા મેળવવા તે કરતાં આપણા નાણાંનો સારે માર્ગે વ્યય કરીએ તો આપણી કર્તવ્યપરાયણતા સિદ્ધ થાય છે. અને બીજા શ્રીમંતો જેઓ મોજશોખમાં લાખ્ખો રૂપીઆ ખર્ચી નાખવા પાછું વાળી જોતા નથી પણ પરમાર્થના કામ માટે જો કોઈ માગણી કરવા આવે તો મ્હોં તુરત કટાણું કરી નાખે છે અને ગમે તેમ બ્હાનું કાઢી પૈસા આપતા નથી, તેવાઓને હિંમતથી કહી શકાય કે "અમારે તમારા પૈસાની જરૂર નથી અને દરકાર પણ નથી. અમને પ્રભુએ પૈસા આપ્યો છે અને તે અમે ખુશીથી ખરચશું." (૫) બને તેટલું આપણું ગુજરાતી સાહિત્ય ખીલવવું. (૬) લોકોની ધર્મમાં જે અંધશ્રદ્ધા છે તે દૂર કરવા પ્રયાસ કરવો અને ખરો ધર્મ શું છે તે બરોબર સમજાવવો. (૭) ધર્મને નિમિત્તે અનાચાર કરતી વિધવાઓ, સાધુઓ કે સાધ્વીઓને ઉઘાડા પાડી ઠેકાણે લાવવા. ખરાબ માણસના વર્તનમાં કોઈ ફસાઈ ન પડે તેટલા માટે બુરાની બુરાઈથી લોકોને જાણીતા કરવા તેમાં અધર્મ નથી પણ કર્તવ્ય છે. (૮) ચારિત્ર સુધારવાનો પ્રયત્ન કરવો. (૯) ઉછરતા બાળકોને બચપણથીજ સંસ્કારી કરવા કે જેથી આગળ જતાં તેઓ કંઇક નામના કાઢે. (૧૦) જીવનપ્રભા સુખમય કેમ ગાળી શકાય તે લોકોને શીખવવું. (૧૧) હિંદુસ્તાનના રાજ્ય કારોબારમાં ભાગ લેવા માટે જે લાયકાત જોઇએ તે પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો. (૧૨) દેશ પરદેશ મુસાફરીએ જવું અને ત્યાંથી આપણા દેશની ઉન્નતિના માર્ગો શીખી લાવવા. (૧૩) સમાજનો મોટો ભાગ સાધારણ બુદ્ધિનો હોય છે એટલે જ્યારે જ્યારે આપણે રૂઢિ કરતાં કંઈક નવિન કાર્ય કરીએ છીએ અને તે પણ વિચારપુર્વક કરીએ છીએ ત્યારે ત્યારે લોકો આપણી ટીકા કરે છે, આપણને હેરાન કરે છે અને પ્રસંગ આવ્યે આપણી જીંદગી ઉપર પણ હુમલા કરે છે. પરંતુ તે મુશ્કેલીઓ સામે હિંમત રાખી આપણું કાર્ય કર્યા જવું, અને તેવા લોકોની દરકાર ન કરવી તથા તેઓથી ન બીવું; તેને માટે આત્મબળ અને જાહેર હિંમત આપણામાં ખુબ ખીલવવી. (૧૪) આપણું જીવન ઉન્નત થાય એટલે આપણા દેશબંધુઓનું જીવન ઉન્નત કરવા તત્પર થવું. (૧૫) અને છેલ્લે જગતની ઉપાધીથી મુક્ત થઈ જીવનમુક્તિ સાધવા માટે પરમાત્મતત્ત્વનું ચિંતવન કરવું. જો આ પ્રમાણે આપણે દરેક ધારણા પાર પાડી શકીએ તો પછી આપણી કઈ ઇચ્છા અતૃપ્ત રહેશે ? આના સિવાય બીજું શું પ્રાપ્ત કરવાનું બાકી રહેશે ? આપણે ફક્ત એટલીજ ભાવના ભાવશું કે અમારી સઘળી ઉમેદો પાર પાડવામાં દૈવીશક્તિ અમને સહાયભૂત થાઓ.

---

# બ્હેની વિરહ.

(રાગ-માઢ.)

આખો જીંદગીનો આધાર, વ્હાલી બ્હેન કયાં ગઇ;
મારા સંસારિયાનો સાર, વ્હાલી બ્હેન કયાં ગઇ! (ટેક.)
એક ઘડીએ ચેન પડે નહિ, પળ પળ આવે યાદ;
જાણું હમેશ હયાત છતાં શું, કેમ ન આપે સાદ. વ્હાલી. ૧
મીઠી તે તારી આંખડી ને, મીઠું તે તારૂં મુખ
મીઠા તે તારા બોલડા આજે, દિલ દે દારૂણ દુઃખ વ્હાલી. ૨
ઉચ્ચ આચાર વિચાર વાતો ને ઉચ્ચ તારો અભ્યાસ;
સાંભળવું ગાવું વાંચવું ઉંચું, અંતરે ઉંચી આશ. વ્હાલી. ૩
સગાં સંબંધી જેમને તારો, સ્હેજ થયેલ મિલાપ;
ભ્રાતભાભાઇનું નામજ લેતાં, દર્શાવતાં સંતાપ. વ્હાલી. ૪
બાળક નિર્મળ તાહરાં રે, કયાં ગઈ પુછે માત!
ઉત્તર એને શું આપવો મ્હારે, અજાનને દિન રાત. વ્હાલી ૫
ચંચળ શીરિન બાનુડીને, રડતી તું છાની રાખ;
છાની રહે એવી પ્રેમની વાણી, કાનથી કાઢી કાં નાખ? વ્હાલી. ૬
અમદ બાળી બચુકડો રે, મા વણ દીસે ઉદાસ:
બાલીક શીરિન પ્રેમની મૂર્તિ, સભારે શ્વાસોશ્વાસ વ્હાલી. ૭
દુષ્ટ ઓ મોતના દૂત તમોને, પૂછું હું એકજ વાત;
શું ખપ જેનો આહી ત્યાં તેનો, કે કંઈ ભૂલ્યા વાટ. વ્હાલી. ૮
જાયું તે સર્વે જાય છે ને, ખિલ્યું તે તો કરમાય;
જાણુ જગતનો નીમ પરંતુ, વિયોગ ના રહેવાય. વ્હાલી. ૯
વ્હાલી તે ભ્રાતભાભાઇનો રે, હોજો જિન્નતમાં વાસ;
રસુલ ઇશ્વર એના અંતરની, પૂરજો સર્વે આશ વ્હાલી. ૧૦

ભા. માણેકબાઈ કહાનજી કવિ.

---

# મારી નવી ઓળખાણ!

(હરિગીત)

પરિચય વિના ના નીકળે કંઈ વાત અંતરની કદી,
સદ્‌ગુણ કે સુસ્નેહની પણ જાણ થાતી ના કદી.
પરિચય ખરે છે કેન્દ્રસ્થાન સુસંપને ઉપજાવતા,
સંલગ્ન કે સંબંધના શુભ કાર્યને પ્રસરાવતા.
નૂતન વિચારો નવલ બોધ લણી વળે જન મન બહુ,
બાળક તણા એ બોલડા શબ્દોથી રીઝાતા સહુ.
કારણ, નવિનતાથીજ જોતા બીજના લઘુ ચંદ્રને,
પામે "બીલ્કીશ" નવિન માસિકની પિછાને મોદને.

સાહિત્ય સેવક—,

શારદા ભુવન—સુરત
તા. ૭-૮-૧૯૧૭.

"બીલ્કીશ-નીઝરીયા."







સ્વર્ગવાસી કવિરાજ શ્રી જીવનરામ અજરામર ગોરને

# નિવાપાંજલી.



કવિ જીવન અકળ પંથે, સિધાવ્યાહા! ગયા શુ એ!
વિધાતા થઇ ખુશી આખર, વિકાસિત પુષ્પ ચોળીને!
જીવન સાહિત્યનું સાચું, હરાયું દૈવ ઓ! આજે,
વળી કવિતા હિસે રોતી, જતાં નિજ પુત્ર વિરહાગ્ને!
નસીબે કચ્છ ને સારે, થયો પેદા ખરો હીરો,
રાસ ઉજ્જડ તણી વાતો, ચિતરવામાં બન્યો શૂરો!
મથી સાહિત્ય કચ્છી નો, કર્યો ઉદ્ધાર કલમેથી,
અનેરી રીતિએ સેવા, કરી ગુજરાત ગીરાની!
જમાવી કીર્તિ હિન્દીમાં, કરી કાવ્યો ઘણા ઉમદા,
રોપી નિજ મહેકતી વાડી, સુમાણી ક્યાં સિધાવ્યોહા!
મધુરતા એ સુપુષ્પોની, અનિલ સંગે જતાં સ્વર્ગે,
રખે દેવો થયા ઉન્મત, લીધો તેડી જીવન સ્વર્ગે!

ર. શામજી ઉમરશી કાપડીઆ.

લક્ષ્મી આર્ટ. ભાયખળા. મુંબઈ.

# સંપનો સંદેશ.

(લખનારઃ—રા. અભય.)



પર્યુષણ પર્વ ક્યારે થવા જોઇએ તે સંબંધમાં આ વર્ષે જે મતભેદ અને વિચારોની અથડાઅથડીનો પરિચય જૈનસમાજે આપ્યો છે તે અત્યંત ખેદ ઉપજાવનાર છે. વિશ્વ જે કાળે મહદ્ અવસ્થાંતરોમાં થઇને પસાર થાય છે અને સમસ્ત દેશ અતિ ગંભીર પ્રકારના પ્રશ્નો ઉપર ચિંતાશીલ છે તે વખતે આપણો અલ્પ સંખ્યક જૈનસમાજ પર્યુષણ ક્યારે ઉજવવા જોઇએ તે પ્રશ્ન ઉપર મારામારી કરી રહ્યું છે, એ બીજું કાંઇ નહિ તો આપણી સંકુચિત વૃત્તિ નો બહિર્ભાવ કરે છે. જૈનદર્શનની અવનતિનું કાંઇ પણ કારણ હોય તો તે આવા ક્ષુદ્ર મતભેદોને અતિશય મહત્વ આપી, તેને વિરોધનું નિમિત્ત કરવામાં આવે છે તેજ છે. જે ક્રિયાને અથવા આચાર વ્યવહારને આપણા દર્શનના આભ્યંતર સ્વરૂપ સાથે-મૂળતત્વ સાથે કશો સાક્ષાત સંબંધ નથી તેવા આચાર વ્યવહારને અણુઘટતી ઉપયોગીતા આપી, દુનિયાના બુદ્ધિમાન વર્ગ આગળ, આપણે જૈનોએ બહુ ગ્લાની ઉપજાવનાર દશ્ય રજુ કરેલો છે. અમે નથી જોઇ શકતા કે એક પર્વ ગમે ત્યારે ઉજવવામાં આવે તેમાં મતભેદ અને વિરોધનું કારણ ક્યાં છે? અને વળી જ્યારે એ મતભેદને, આપણા સમાજના વિવિધ અંગોમાં, મંડળોમાં અને શાખા પ્રશાખાઓમાં એકબીજા પ્રત્યે કડવાસ ઉપજાવવાની રજા આપવામાં આવે, ત્યારે ખરેખર આપણે અન્ય સમજુ અને ડાહ્યા સજ્જનો આગળ હાંસીનું પાત્ર બનીએ છીએ એ આપણે કદી ભુલવાનું નથી. એક મહા પિતાનું—પ્રભુ મહાવીરનું—અખંડ, નિર્મળ, સત્યપૂર્ણ દર્શન આવા ક્ષુદ્ર મતભેદો અને વિચારની ભિન્નતાના કારણને લઇને આ કાળે અનેક નાના નાના ખંડોમાં વિભક્ત થઇ જવા પામ્યું છે. અને કલેશની નાની નાની દીવાલો સ્થળે સ્થળે ઉભી થઇ ગઇ છે. દર્શનના તાત્વીક વિભાગ સાથે જે મતભેદને સંબંધ નથી અને આભ્યંતર બંધારણ સાથે જે વિચારની વિભિન્નતાને વિરોધ નથી એવા મતભેદો અને વિચારની વિભિન્નતાઓને આપણે તેના વ્યાજબી રૂપમાં જોતાં શીખવું જોઇએ. ભૂતકાળનો જૈનનો ઇતિહાસ આપણને એટલું પણ ન શીખવી શકે તો આપણે જૈન નામ ધારણ કરવાને નાલાયક છીએ એમ સ્વીકારવું જોઇએ. ચોથના દિવસે પ્રતિક્રમણ થવું જોઇએ કે પાંચમના રોજ વિગેરે મહત્વહીન પ્રશ્નોએ આપણા અખંડ દર્શનને છિન્નભિન્ન અને અસ્ત વ્યસ્ત દશામાં મુકી દીધું છે. જોકે પ્રશ્ન ઉઠવો અને મતભેદ થવો એ આપણી બુદ્ધિનો સ્વભાવિક ધર્મ છે, અને તે અયોગ્ય છે એવું મનાવવા હમારો પ્રયત્ન છેજ નહિ, છતાં જ્યારે એ મતભેદોને વિવાદ અને કલહનાનું કારણ કરવામાં આવે ત્યારે આપણા સમુદાયકના અગ્રણીઓની બુદ્ધિ માટે અમે સારો મત બાંધવા અચકાઇએ છીએ. અને અમારે એમજ માનવું પડે છે કે એવા મતભેદને મહત્વ આપનાર જૈન દર્શનના આંતરિક અને આખા તત્વને મહત્વ આપવા જેટલી હદે પહોંચ્યા નથી. કેમકે વાસ્તવમહત્તાને માટે કયું તત્વ યોગ્ય છે એ જ્યારે મનુષ્ય એકવાર યથાર્થ સમજે છે તે પછી તે દરેક વિષયને ઘટતુંજ મહત્વ આપે છે.

આપણે સમજવું જોઇએ કે મનુષ્યની ધાર્મીક વૃત્તિને અને કાળને કશો પારતંત્ર્યસંબંધ નથી. અર્થાત્ અમુક કાળેજ પર્વત્રણ ઉજવવામાં આવે તોજ મનુષ્યહૃદય ધાર્મિક વૃત્તિનો ઉદ્દેશ અનુભવી શકે અને તે વખત વીતી ગયા પછી નજ અનુભવી શકે તેમ કાંઈ નથી અને તેથી સમાજના જે ખંડને જે કાળે અમુક પર્વ ઉજવવું સુયોગ્ય ભાસે તે કાળે તે ખંડે તેમ કરવામાં અન્ય ખંડને કશોજ વાંધો ન હોવો જોઇએ. અલબત ખરૂં છે કે જૈન સમુદાયના બધા અંગો, બધા ગચ્છો એક સાથે એ પર્વ ઉજવે તો ઘણા હૃદયમાંથી ઉદ્‌ભવતો ધાર્મિક વૃત્તિનો પ્રવાહ બહુ સબળ અને કાર્યકર થાય છે, અને સમુદાયના અધિકતર હિતનો તેમાં સંકેત સમાએલો છે, છતાં જ્યારે એ અંગો એ બાબતમા એકમતી ઉપર આવવા ના પાડે તો પછી તેમાથી વિરોધ અને વિષાદની ભાવના ઉપજાવવી એ મુદલ યોગ્ય નથી. પ્રત્યેક સમાજનું કે વ્યક્તિનું યોગ્યાયોગ્યતું જે દ્રષ્ટિબિંદુ હોય છે તેને અનુસરીને તે સમાજ કે વ્યક્તિ પોતાની કર્તવ્ય ભાવના નિર્વહે છે અને તેમાં ડાહ્યા પુરૂષો વાંધો ઉપજાવતા નથી. વિશ્વમાં સરખાપણું અને એકમતિ કોઇ ઠેકાણે દશ્યમાન થતી નથી, અને વિભિન્નતા એજ કુદરતનો મર્મપૂર્ણ સંકેત છે પરંતુ વિભિન્નતા, વિવિધતા, નાનારૂપતા એનો અર્થ વિરોધ, વિષાદ, કલેશ, ગાળાગાળી વિગેરે છેજ નહિ વિભિન્નતા એ સૌંદર્યનું તત્ત્વ છે, વિરોધ એ તેથી ઉલટી બાબત છે. સમજુ મનુષ્યો વિવિધતાને વિરોધનું નિદાન કદી થવા દેતા નથી એથી અમારી સમગ્ર જૈન સમાજના અંગો પ્રત્યે પ્રાર્થના છે કે તેમણે આવા મતભેદોને કલેશનું કારણ થવાની રજા આપવી ઘટતી નથી

આપણા ભારતની અને ભારતમાંહેના દર્શનોની અધોગતિનું મૂળ શોધવા જઇએ છીએ તો એજ જણાય છે કે લોકોની દ્રષ્ટિ તત્ત્વ ઉપરથી ઉઠી જઇને તત્ત્વના વેષ્ટનો ઉપર તત્ત્વ બાહ્ય ખોખાં ઉપર ઠરી રહેલી છે રત્ન કરતા રત્નની પેટીમાં તેમને અધિક મોહ છે. તેઓ મૂળ ભાવનાનું સૌંદર્ય, આભ્યંતર ચૈતન્યનો સંચાર અનુભવવા તત્પર નથી, અને તેથીજ તેઓ ઉપરના આવરણ સંબંધ મારામારીમાં અને કલેશ કજીઆમાં ઉતરે છે. બાળકો જેમ રમકડા માટે કલેશ કરે છે, તેમ અણસમજુ મનુષ્યો આવા ક્ષુદ્ર આચાર વિચાર કે ક્રિયાકાંડને સર્વસ્વ માની લઇને તે વિષય ઉપર લોહી ઉકાળો કરે છે સમાજની અક્કલ અને સારાસારની સમજણનું માપ એજ છે કે તેઓ કઇ વાતને પોતાના જીવનમાં મહત્વ આપે છે. લોકોની દ્રષ્ટિ મુદ્દાની વાત ઉપર ઠરવા પામે તોજ આવા સારહીન વિવાદો એની મેળે લોપ પામી જાય એમ અમે ખરા હૃદયથી માનીએ છીએ.

તેમ છતાં આપણો સમુદાય જ્ઞાનની એટલી હદે પહોંચે કે જ્યાં તેમની દ્રષ્ટિમાંથી આવા વિરોધો નીકળી જાય ત્યાં સુધી રાહ જોતા આપણે પાલવે તેમ નથી. જ્ઞાનપ્રાપ્તિનો ક્રમ એટલો મંદ અને ધીરો છે કે આખા યુગમાં માત્ર એકાદ પગલું જમાનો ભાગ્યેજ ભરી શકે છે. ભાવનાનું પરિવર્તન થવું એ અત્યંત મુશ્કેલી ભરેલું છે, અને તેમાં પ્રયત્ન કરતાં કાળની અધિક અપેક્ષા છે આથી સમુદાયની દ્રષ્ટિમર્યાદામાં જ્ઞાનનો પ્રકાશ ઉદયમાન થાય ત્યાં સુધી આવા કલેશના નિમિત્તોને નિભાવ્યે જવાની અમે ભલામણ કરી શકતા નથી જોકે અમે માનીએ છીએ કે કલેશો નિવારવા માટે ખરૂં હથીઆર માત્ર સમજણ અને અનુભવજ છે છતાં તે પ્રાપ્ત થતાં સુધી કૃત્રીમ સાધનો વડે પણ આપણો સંવાદ અને શુભ લાગણી જાળવી રાખવાના પ્રયત્નોને અમે આવકારદાયક લેખીએ છીએ.

આ કૃત્રીમ ઉપાય બીજો કાંઇજ નહીં પણ પ્રત્યેક મતભેદ વાળા ખંડના પ્રતિનિધિઓની એક કમીટી નીમી તેમાં આવા પ્રશ્નોનો શાંતિથી નીકાલ લાવવો. તે તે ખંડની વસતી અને ઉપયોગીતાના પ્રમાણમાં તેમાં બુદ્ધિમાન અને શાસ્ત્રીય પ્રતિનિધિઓ ચુંટી તેમાં કોઇ ઇતર દર્શનના પંડિતને પ્રમુખસ્થાને રાખવો અને તે પ્રત્યેક પ્રતિનિધિને પોતાના પક્ષના સમર્થનમાં જે કાંઇ દલીલ કરવાની તેને સંપૂર્ણ પરવાનગી આપવી. આ પ્રમાણે પ્રત્યેક ખંડને, પોતાના મન સંબંધે જેકાંઇ કહેવાનું હોય તે સાંભળ્યા પછી તે નિષ્પક્ષપાત પ્રમુખ પંડિતે પોતાનો ફેસલો આપવો, અને તે પ્રમાણે વર્તવા માટે પ્રત્યેક સમાજે તત્પર રહેવું. એવી ગોઠવણ થાય તોજ આવા મતભેદો અને તેમાંથી ઉપજતા વિરોધો અને કલેશો ઉપર કાંઇક અંકુશ મૂકાય. અને સરકારની આગળ આપણે કાંઇક એકમતી સહિત, જઇ શકવા શકિતમાન બનીએ. જ્યાં સુધી ગમે તે ઉપાયે આપણું આભ્યંતર વિરોધનું મૂળ ખમે નહિ ત્યાં સુધી આપણો સમુદાય તરિકેનો અવાજ હમેશા વિવસંવાદિ અને અસરહિન જ રહેવાનો, અને દેશ તેમજ રાજ્યમાં તેની કશીજ મહત્વપૂર્ણ કીંમત થઇ શકવાની નહિ. આથી આપણા નેતાઓએ પરસ્પરમાં ભાંજગડ કરી કોઇ પણ સાધનવડે એકમતી ઉપર આવવાની ઘણી આવશ્યકતા છે. તેમ નહિ થાય તો સરકાર આપણી અરજીઓ ઉપર લક્ષ્ય ન આપે તેમાં આપણે પોતેજ દોષવાન ઠરવા લાયક બનીશું.



# લેખકો તથા ગ્રાહકોને નમ્ર વિનંતી.

૧–લેખકોએ પોતાનાં ખરાં નામ ઠામ (તે પ્રગટ કરવાની મરજી ન હોય તો પણ) અમારી જાણ માટે લેખના મથાળા ઉપર જરૂર લખવું. નામ ઠામ પ્રગટ કરવા ઇચ્છા હોય તો તેમ અગર ન હોય તો તેમ ખુલ્લી રીતે લખી જણાવવું. નનામા તથા રદ કરેલા લેખ પ્રગટ કરવા કે પાછા મોકલવા અથવા તેનું કારણ દર્શાવવા અમે બંધાયલા નથી. લેખ જેમ બને તેમ ટુંકામાં, મુદ્દાસર અને સરળ સાદી ભાષામાં કાગળની એક બાજુએ શાહીથી સ્વચ્છ રીતે લખવા રીવાજ રાખવો. કયો લેખ કયે વખતે પ્રસિદ્ધ કરવો તે અમારી મરજીની વાત છે.

ગ્રાહકોએ પોતાના શીરનામાની ફેર બદલી કરાવતી વખતે જુનું શીરનામુ અને જે નામે પત્ર મંગાવતા હોય તેજ નામ અને હવે કયા નામે માસિક મંગાવવુ છે તથા નવુ શીરનામું ગ્રાહક નંબર સાથે લખી જણાવવું. ફેર બદલી ઓછામાંઓછી ત્રણ માસ સુધીની હોવી જોઇએ. નહિતર ધ્યાન આપવામાં આવશે નહીં. થોડા વખત માટે ફેર બદલી કરાવનાર ગ્રાહકોએ પોતાની પાસેની પોસ્ટ ઑફિસ અથવા તો પોતાના મિત્ર મારફતેજ સગવડ કરી લેવી. ગ્રાહકોને વખતસર માસિક નહિ મળ્યું હોય તો તેઓએ તે પછી માસિક નહિ મળ્યાની ફરીઆદ એક પોષ્ટ કાર્ડ લખી તુરત જણાવવી. ફરીઆદ કરનાર ગ્રાહકે પોતાનું નામ ઠામ ઠેકાણું પોતાના ગ્રાહક નંબર સાથે સાફ અક્ષરે લખવું. અમારા ઘણા ગ્રાહકો અમને પોષ્ટ ઑફિસ તરફથી મળેલ રજીસ્ટર નંબર–૧૩૦૫, પોતાનો ગ્રાહક નંબર માની પત્રવ્યવહાર કરતી વખતે તે નંબર લખે છે તો તેઓએ તે નંબર (૧૩૦૫) નહિ લખતાં તે ઉપરાંતનો આવતો નંબર લખવો.



# પ્રમદા કે પિશાચિનિ!

(લખનાર:—શ. પ્રભાશંકર મ. દ્વિવેદી, "ગ" રાજકોટ).

૧

## પતિ–પત્ની વાક્ધારા

"કેમ છે? સાભળ્યુ કે નહિ! તમે તો સાવ ભોળાજ રહ્યા! એ ગત પડીને સુતા; નહિ કાઇ વાત કે નહિ કાંઈ વિચાર! અમેજ પીટયા નવરા કે તમારા માટે જાગીએ" એક સ્ત્રીએ પોતાના પતિને કહ્યુ



'શુ છે? હવે તો ઉંઘવા દે! મને ઠીક નથી તારી લવરી કેઇ દહાડો બંધ થવાની નથી ઠીક! બોલ, શુ કહે છે?' પતિએ આંખો ચોળતા ચોળતા કહ્યુ

તેમા વઢો છો શાના? તમારા સારા માટે કહીએ છીએ કાઇ નહિ ન સાભળો તો! હુ કયા નવરી છુ, હુ તો આ સૂતી'

"તો પછી મને ઉઠાડયો શામાટે? તારી પાસે કંઇકામજ છે, બીજી વાતજ નથી સાન જોઇએ, બોલ! જે કહેવુ હોય તે! નહિ તો હુ સુઇ જાઉ છુ."

"હવે એ તો ઠીક! આ તમારા ભાઈનુ શુ ધાર્યુ છે? તમને બાર રૂપરડીનો પગાર! તેમા હુ, તમે અને બચુડો વળી ચોથા આપના ભાઇ આ પ્રમાણે ચારનુ પુરુ કરવુ એ કેમ બને? એક પાઈ પણ બચતી નથી નહિ ને કાંઈ તમારુ થઇ જાય તો હુ શુ કરુ? મારા બચુ ભાખ માગે ને? આ તમારા ભાઈ પછી એક પાઇ આપશે નહિ તમે તો ભોળા છો! કયાક નોકરીએ વળગાડી દો કે બહલા પતે!"

"પુરુ કરવુ ન કરવુ તેનુ તારે શું કામ છે? બિચારો મારો ભાઇ તને શુ નડે છે?"

"મને શુ નડે છે? મને તો નથી નડતો, પરતુ તમારા હાલ જોઇને બોનાઈ જવાય છે તમારી દયા આવે છે પછી ભીખ માગશો ભીખ! પાણી પહેલા પાળ બાંધો નહિ તો ખભે ઝોળી નાખો! તમારો ભાઇ કાઇ મારો દુશ્મન નથી સમજ્યા! આતો તમારા ને એના, બન્નેના હિતનુ કહુ છુ એ બિચારા કયાક કમાઈ ખાય ને પોતાનુ ખર્ચ ઉપાડે!'

'પણ . "

"વળી પણુ ...પણુ માંડયું! હું તમારી વાત નથી સમજ્યા? હું, ખરૂં કહું છું. કાલેજ સિદ્ધપુર જાઓ ને ક્યાંક નોકરી ગોતી આપો જે બે ચાર રૂપયા મળ્યા તે! કહ્યું છે કે 'બીજી શેઠ ચાકરીની પણુ સારી' સમજ્યા?"

"પણુ હજી તેની ઉમ્મર તો સાવ નાની છે. હજી તો બિચારો બાર વર્ષનો છે. ત્યાં ક્યાં નોકરીએ વળગાડું?"

"તમારો ભાઈ તો બિચારો કહેવાય! ભલેને મારો રોયો બચુડો મરી જાય! તેની તમને ક્યાં ચિન્તા છે. આ તો મારો ભાઇ બિચારો ફીગલો! મારૂં કહ્યું માનો નહિ તો પસ્તાશો. હું ઠીક કહું છું."

"પણુ હજી તેને ભણુવા તો દે! પછીની વાત પછી! નોકરી તો કરવીજ છે ને."

"હાય! હાય! તેનું ખર્ચ ક્યાંથી કાઢવું? બાર રૂપિયામાં ભાઇને ભણુાવવો છે. ફી, ચોપડીઓનું ખર્ચ કોણુ આપશે?"

"એ તો આપણી ફરજ છે ને? મારા પિતા ગુજરી ગયા. હવે તો આપણેજ તેની સંભાળ રાખવી જોઇએ. કાંઇક માણુસ થા!"

"શું કહ્યું? ભલે અમે ઢોર રહ્યાં! તમારી ફરજ! ત્યારે બીજાં પણુ બે ચાર છોકરાંને બોલાવોને, જો પુરૂં કરવાની શક્તિ હોય તો! મા બાપ ગુજરી ગયા એમાં કોનો વાંક? તેનાં કરમનો! તેનું કર્યું તેને ભોગવવું પડશે ગમે તેમ કરો પણુ મારૂં કહ્યું તમારે કરવું પડશેજ!"

"મફામો વાદ શામાટે કરે છે? જો અત્યારે નોકરીએ વળગાડીએ તો બિચારાની આખી જીંદગી ધૂળધાણી થઇ જાય: એ આપણાથી કેમ જોવાય?"

"ત્યારે બચુડાને ભીખ મંગાવવી છે કાં? ખરૂજ કહીદોને? ભાઇ કરતાં આ બચુડો ક્યાંથી વ્હાલો હોય! ભાઇજ તમને સ્વર્ગે લઇ જશે! જો નોકરી નહિ ગોતો, તો હું આપઘાત કરીશ! તે બિચારો બ્રાહ્મણુ આવ્યો હતો, તેની પાસે મેં જોવરાવ્યું કે.. .....કાંઈ નહિ! વળી કહેશો કે જોવરાવે છે. પણુ યાદ રાખજો કે તમારી પાછળ બચુડો ભીખ માગતો થશે; ત્યારે ભાઇ કે બાઈ કોઇ નહિ આવે! મારેજ હું કહું છું."

પતિ ઉંઘી જાય છે. તે પણુ જરા વધારે વાત કરતાં કરતાં ઉંઘી જાય છે.

૨

## આખરે હાર્યો ખરો!

સિદ્ધપુર પાસે એક નાનકડું ગામડું છે. ત્યાં **ચાંપસીભાઇ** કરીને મહેતાજી છે. તેમને મહીને બાર રૂપિયા પગાર મળે છે. ઘરમાં ચાર માણુસો છે; પરન્તુ ગુજરાન સારી રીતે ચાલે છે. ગામડું છે એટલે દુધ, શાક, છાણું વગેરેનું ખર્ચ થતુ નથી. વળી તેમનાં પત્ની શ્રીમતી

મોંઘીબાઇ પણ કામે જોરાવર હતાં, જેવી તેમની છબ જોરાવર હતી, તેવુંજ તેમનું શરીર જોરાવર હતું. સવારના પહોરમાં એ ત્રણ માણાં 'દળણું' દળી નાખતું પછી છાણ લેવા જતું પછી મોંઢામાં દાતણ ખોસી વાસણો માંજવાં ને ઘર સાફ કરતું. આટલા વખત પણ તેમની છબ શાન્ત રહેતી નહિ તેનો દીયર તેને આંખના પાટા જેવો લાગતો. તેનું ખર્ચ તેને વિશેષ લાગતું. આખો દહાડો તેને ગાળો આપ્યાજ કરતી. ઘરમાં બીજુ કોઇ ન હોવાથી પોતેજ મુખત્યાર હતાં. પોતાનીજ 'જી હુકમી' ચાલતી. વિઠ્ઠલ બિચારો ૯ વર્ષનો પરણ્યો હતો અત્યારે બાર વર્ષનો હતો. તેણે ગુજરાતી સાત ચોપડી પુરી કરી હતી. પણ અંગ્રેજી કોઈ ભણાવતું નહોતું. હવે તેને નોકરી કરવાની ફરજ પડી. વિઠ્ઠલ બહુજ શાન્ત છોકરો હતો. તે કોઇને એક શબ્દ પણ કહેતો નહિ. જ્યારે તેના ભાભીશ્રીની છબ અનિશપ ચાલતી ત્યારે ફક્ત એકલો રોતો; ભવિષ્યના વિચાર કરતો. વિઠ્ઠલની વહુ હજી અગિઆર વર્ષની હતી. તેને કોઇ તેડાવતું નથી. વળી આવે તો મોંઘીબાઇને પીડા વધે એ બીકે તેડાવતાંજ નહિ. માટેજ વિઠ્ઠલને એકદમ નોકરીપર ચડાવવા તે ઇચ્છતી હતી. તેને વિચાર ન હતો કે જ્યારે હું બાર રૂપિયામાં પુરું કરી શકતી નથી તો આ બે માણસ ફકત ૩-૪ રૂપિયામાં કેમ પૂરું કરી શકશે? હાય! દુનિયાનો નિયમ છે. પોતાનું સુવર્ણજ લાગે બીજાનું લોહજ! આખરે ચાંપસીભાઈ થાક્યા હતા. તેઓ બહુજ ભોળા દિલના હતા તેઓ તેમનાં ધર્મપત્નીને શરણે હતા તેમનો ભણાવેલ કક્કો ખરો લાગતોજ! તે કહેતાં તેજ બ્રહ્માના અક્ષરો હતા! તેમનું વચન કદી ઉથાપવું નહિ એવો તેમણે સજ્જડ નિશ્ચય કર્યો હતો ન કરે તો જાય કયાં? એક તો તેમના પત્ની તેમનાથી ચાર પાંચ વર્ષ મોટાં, વળી હિમ્મતવાન! અને આ ભાઈ ગભરૂ! જો કદી નકારમાં ઉત્તર દેવાયે તો પુરા ભોગ મળતા—કદાચ જમવાનુ પણ ન મળતું. જે દહાડે ચાંપસીભાઇ તેમની ધર્મપત્નીની આજ્ઞા લોપતા તે દહાડે તેમની ભીમ અગીઆરસ કે રામનવમી આવતી ને નિર્જળ ઉપવાસ કરી નાખતા. આ તો તેમને મન સહેલુ થઇ ગયું હતું. મહિનામાં ત્રણ ચાર દહાડા રામનવમી અને ભીમ અગીઆરસ આવતી ને ચાર દહાડા શ્રાવણ માસના સોમવાર આવતા! અનુભવ એ મોટી વાત છે. હવે તો ચાંપસીભાઇ સહેલાઈથી ઉપવાસ કરી શકતા પણ શરીર દિવસે દિવસે નબળું પડી જતું. રોજના ત્રાસથી તેઓ કંટાળતા. લોકો મુર્ખ કહેતા, પણ કરે શું? બિચારા ચાંપસીભાઇ જો કાંઈ કહેતા તો વિજળી ને ગડગડાટ સાથે મોંઘીબાઇના મુખારવિન્દમાંથી અમૃત (!) ની ધારાઓ પડતી ને બાર મહિનાનો ઉપવાસ વહેલો આવતો. આ બધા સંજોગો લઇને ચાંપસીભાઈ મોંઘીબાઇના કહ્યા મુજબજ કરતા; અને તેમને રાજી રાખતા. આ કાર્યમાં પણ તેઓએ પોતાની નામરજી છતાં વિઠ્ઠલને નોકરીએ વળગાડવો પડયો. એક દુકાનદારને ત્યાં ૩ રૂ થી વિઠ્ઠલને નોકરીએ રાખ્યો. તેને સિદ્ધપુરમાં રહેવું પડતું.

## "હાય! હાય! શું હું ગાંડી?"

આજે વિઠ્ઠલને નોકરી પરથી પાણીચું મળ્યું છે ને પાછો ભાઇ પાસે આવી રોવા લાગ્યો. એટલામાં તો મોંઘીબાઇએ જોયું કે બન્ને ભાઈ કાંઇક મસલત કરે છે. તેથી પ્રચણ્ડ કાળીકાસ્વરૂપ ધારણ કરી કહ્યું. "કેમ રે! વિઠ્ઠલ! કેમ પાછો આવ્યો? મારા પીટયા! અહિંયા કાંઈ માગે છે?

જા! ચાલ્યો જા! જો નોકરી ન કરવી હોય તો ભીમા મેરાઇને ઘેર જઇને ફેરાયાવ ખડીઓ ને લે આ વાટકો! જા જઇને ભીખ માગ ને ધર્મશાળામાં રાંધી ખાજે." બિચારો વિઠ્ઠલ રોવા લાગ્યો, બેચાર માણસોએ આવી મોંઘીબાઇને ટાઢી પાડી. ત્યારે વળી વિઠ્ઠલને ઘરમાં રાખ્યો. આ પ્રમાણે બિચારો વિઠ્ઠલ પોતાની માનીતિ (!) ભાભીનાં અમૃતમય વચનો સાભળતો, કદી કદી જન્માષ્ટમિનો ઉપવાસ કરતો ને આનંદ કરતો. તેને તો પોતાની ભાભી તરફ સમ્પૂર્ણ માન હતુ. પેલો નાનકડો બચુડો પણ વિઠ્ઠલને ગાળો દે! "એ વિઠ્ઠલ! પાણી લાવ! તારામાં તો અક્કલ નથી! ઢોર છે! તારાથી હું પણ સારો છું!" આ પ્રમાણે બચુડાની પણ વાક્ધારા મોંઘીબાઇથી વખતે વખતે ચડી જતી. મોંઘીબાઇ પણ બચુડાને ધન્યવાદ આપતા ને કહેતા કે "શાબાશ? બચુભાઈ! વિઠ્ઠલાને તો એમજ કહીએ તુ ક્યાં રતન જેવો ને ક્યાં વિઠ્ઠલો કથીર જેવો! એને તો જે કહીએ તે કેવાય"

બચુડો ચડાઉ ને તેમાં મોંઘીબાઇની શિખામણ પછી શું વાંધો? બચુડો પોતાને એક મોટો માણસ ધારતો. બિચારા વિઠ્ઠલને નિર્માલ્ય માનતો. વિઠ્ઠલ આ બધું શાંતિથી સહન કરતો. જમીને વગડામાં ચાલ્યો જતો ને ત્યાં પોતાના ભવિષ્યનાં વિચારો કરતો. એક દહાડો પાછુ ચાંપસીભાઇએ વિઠ્ઠલને અંગ્રેજી ભણાવવાનું કહ્યુ ત્યાં તો મોંઘીબાઇના મોંઘાગુણી વાણીએ ગર્જના કરી "શું વળી પાછુ માંડયું? એક તો તમારૂ કહેવુ કર્યુ. તમારા ભાઇને નોકરી ન કરવા દીધી ત્યાં પાછું આ નવુ ધતિંગ જગાડ્યું? મારે નથી ભણાવવો. અરરર! અંકરેજી! (અંગ્રેજી) મારા બાપ! અંકરેજી તે કેમ ભણાવાય! મહિને બબ્બે રુપિયાતો ફીના! વળી ચોપડીઓનું ખરચ તો તોબા! મારે એ નથી જોતું. મારે વિઠ્ઠલાને બાલિષ્ટલ (બેરીસ્ટર) નથી કરવો. મારો બચુડો ભીખ માગે ને વિઠ્ઠલભાઇ બાલિષ્ટલ થાય કાં? જેદી મારો બચુડો મોટો થાય ને એની ચોપડીઓ વધે તો ભણાવજો." "ના! ના! એતે ચાલે? બિચારાનું ભવિષ્ય બગાડાય? તું તો ગાંડી છે! તને તો હેવા પડ્યાં." "હાય! હાય! હું શું ગાંડી? મને હેવા? જાઓ આજે હું રાંધની નથી મારે ખાવું હરામ છે! ઉડાડી દ્યો પૈસા! ક્યાં મારા બાપના છે? મારે શું! મારો બચુડો મરી જાય તોય શું?" એમ ધાંધલ કરી, પોક પોક રોવા માંડી. ચાંપસીભાઇ જો છાની રાખે તો વધારે થાય એ સ્વાનુભવથીજ જાણતા હતા તેથી આજે રવિવાર છતાં નિશાળ ઉઘાડી બેઠા તથા આજે રામનવમી કરવી પડશે એમ ધારી ઉંડો નિશ્વાસ નાખ્યો!

## આત્મ-વિસર્જન!

મોંઘીબાઇ પોતાને પીયરછે. ચાંપસીભાઈ તથા વિઠ્ઠલ બેજ જણ ઘરેછે. મોંઘીબાઈ કલહથી બે ત્રણ વર્ષ થયાં આવ્યાજ નથી. વિઠ્ઠલ પણ હવે સારી રીતે નામુ શીખી ગયોછે તથા સિદ્ધપુરમા રૂ, ૨૦ નો મહીનો પેદા કરેછે. ચાંપસીભાઇનુ શરીર મૂળથીજ દુર્બળ ને તેમાં પરાણે પુન્ય દાખલ, મહિનામાં ચારવારતો ઉપવાસ કરવાના દહાડા આવે અને ચિન્તાને લીધે શરીર બહુજ દુર્બળ થઇ ગયું હતું હાલમાં તેઓ બહુજ માંદા હતા વિઠ્ઠલને પણ સિદ્ધપુરથી તેડાવ્યો હતો. આજે ચાંપસીભાઇને માંદગી વધારે જણાયછે. બન્નેભાઇ રોઇ પડ્યા, ચાંપસીએ વિઠ્ઠલને પુછ્યું, "વિઠ્ઠલ મારા વ્હાલાભાઈ કહે જોઇએ જો હું મરી જાઉં તો, તું તારી ભાભીને સારી

રીતે પાળે કે નહિ! તેણે તને ખૂબ હેરાન કર્યો છે, વિઠ્ઠલ ગળગળો થઇ ગયો ને બોલ્યો " વડીલ ભાઇ તમે ધીરજ રાખો! તમે આ શું બોલ્યા ! હું મારી માતાને ન પાળું ! આ વખતે મારા દુઃખો યાદ કરવાનો વખત છે? કદી નહિ! મારા ભાભી, એ મારા માતુશ્રી, ને બચુ મારો ભત્રીજો તેને હું ન પાળું?"

"વિઠ્ઠલ! પણ તે તને સુખેથી રહેવા નહિ દે! તમને બધાને હેરાન કરશે '

"કાંઈ હરકત નહિ ભાઈ! તમે ચિન્તાતુર ન થાઓ! હું ખરેજ કહું છું"

"ત્યારે આપ વચન ' "લ્યો આ વચન.'

બસ! આ વાત સાંભળીને ચાપસીની આંખોમાંથી દડદડ પાણી ચાલ્યા ગયા અને થોડી વારમાં પ્રભુ! પ્રભુ!! કરતા કરતા આ ફાની દુનિયાનો સદાને માટે ત્યાગ કર્યો, મોંઘીબાઇ, વિઠ્ઠલ, બચુ વગેરેને મૂકી કોઈ અલૌકિક દુનિયામાં ચાલ્યા ગયા બિચારો વિઠ્ઠલ પોકેપોક મૂકીને રડયો ચાપસી ભાઇના સ્થુલ દેહને ભસ્મિભૂત કરવા માણસો સ્મશાને ગયા બધાએ મોંઘીબાઈના મોંફાટ વખાણ (!) કર્યા, સમજાતવેરાગી સાધુઓ પાછા આવ્યા અને સૌ સૌને ઘરે ગયા **મોંઘીબાઇ** હજી સિદ્ધપુરમાં રહે છે, **વિઠ્ઠલની** વહુ પણ ત્યાંજ છે બચુ પણ ગુજરાતી ભણે છે હજી મોંઘીબાઈના વર્તનમાં ફેર પડયો નથી તેઓની છબતો હજીએ અશુદ્ધ છે તેઓ સ્વાની ચતુરાઈ જરાપણ ઓછી થઇ નથી પરંતુ વિઠ્ઠલના સાણગોમાં દેખતા વખાણ ? ?

વિઠ્ઠલ ગઇગુજરી સર્વ ભૂલીને પોતાની વિધવા ભાભીને માતુતુલ્ય તથા પોતાના ભત્રીજાને પુત્રતુલ્ય ગણીને સર્વ વાતે સુખી રાખવા પ્રયત્ન કરતો રહે છે

## અગ્રેસરોને!

ન્યાતમાં અગ્રેસર કહેવાતા, અગ્રેસર થવા ઇચ્છનારા, ન્યાતના નેતાઓ અને વડીલોએ પોતાના પગ ઉપર કુહાડા મારી બીજાઓ ઉપર દાખલો બેસાડવો જોઇએ કારણ કે— Example is better than precept Actions speak louder than words કહેવા કરતા કરી બતાવવુ વધારે સારૂ છે "કહેતા" કરતાં કાર્યની અસર અગાધ છે મોટે બોલવામાં, સુગેપ ફેરો પાડિત્ય બતાવવામાં, ભાષણો કરવામાં કે શિખામણો આપવામાં કઇ માલ નથી. તે ફક્ત—Wasting of breath છે—આ મિથ્યા બકવાદ થઇ પડે છે અને તે કોઇ ગ્રહણ કરતુ નથી સ્વાત્મ ભોગે રંગાએલા નરોના જીવન આદર્શ રૂપ છે તેઓજ પોતાના કાર્યોથી બીજાને પોતાના તરફ આકર્ષી શકે છે. અને બીજા પાસે પોતાનુ ધાર્યું કરાવી શકે છે. સ્વાત્મભોગથીજ પોતાનુ કહેવું થાય છે, દાનિ હિત આદરાય છે, વડાઇ મેળવાય છે, કીર્તિનો કોટ ચણાય છે અને અંતે અમરનામની સુવાસ પોતાની પાછળ મુકી જવાય છે



ફોટો ] શ્રી પર્યુષણ પ્રસંગનું સરઘસ. [ગુરૂદાસ

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

નવા હિંદી પ્રધાન.



ધી રાઈટ ઑનરેબલ મી૦ ઈ. એસ મોન્ટેગ્યુ.



By the Courtesy of Navr g

રાજદરબારમાં જવાનું હોય છે, કોઇપણ પ્રકારની કૃપાભિક્ષા કરવાની હોય છે ત્યારે પણ આપણે આંતરવિગ્રહની હોળી સળગાવ્યા વિના રહેતા નથી. પર્યુસણના તહેવારો સંબંધમાં આ વર્ષે અધિક માસનિમિત્તે જે મતભેદ અને વિખવાદ ઉભો થવા પામ્યો છે, એજ અમારા ઉક્ત કથનની સાક્ષી રૂપ છે.

રાજદરબારમાં જતાં પહેલાં પરસ્પર કેવો સંપ કરી લેવો જોઇએ તેનું કલ્પસૂત્રમાં એક સ્થળે સૂચન કરવામાં આવ્યું છે. આ કલ્પસૂત્ર આપણે દરવર્ષે સાંભળીએ છીએ, છતાં તેના રહસ્યને જીવનમાં ઉતારી શકયા નથી એજ આપણું દુર્દૈવ છે. સ્વપ્નાનું ફળ કેવું આવવું જોઇએ તેનો નિર્ણય કરવા જ્યારે સિધ્ધાર્થ રાજા રાજ્યના સમસ્ત જ્યોતિષીઓને પોતાની પાસે બોલાવે છે ત્યારે જ્યોતિષીઓ રાજદરબારમાં જતા પહેલાંજ એક આગેવાન નીમી રાજાના પ્રશ્નનો કોણે ઉત્તર આપવો તે નક્કી કરે છે. મતલબ કે વચમાં પોતાના અંગત વિરોધો ન આવવા પામે અને એ રીતે પોતાની જ્યોતિષ વિદ્યાનું અપમાન ન થાય તેનો અગાઉથીજ પ્રબંધ કરી લે છે. કહેવાની જરૂર નથી કે આ પ્રકારના પ્રબંધથી તેઓ સારો આવકાર પામી શકયા હતા. એકસંપીની કીંમત બતાવવા ઐતિહાસિક દ્રષ્ટાંતોનો અભાવ નથી છતાં અમે જાણી-જોઇને કલ્પસૂત્રના એક પ્રસંગનું અહિં નિરૂપણ કર્યું છે. એક સંસ્કૃત નીતિકારે પણ કહ્યું છે કે राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः । જૈન કોમના સુજ્ઞ અને સુશિક્ષિત ગણાતા અગ્રેસરો આ નીતિ સ્મરણમાં રાખી શકયા નથી. જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆએ પર્યુસણના તહેવારો ફેરવવાનું જે આપખુદ પગલું ભર્યું છે તેનો કેવી રીતે બચાવ કરવો તે અમે જાણતા નથી, એટલુંજ નહીં પણ એવી આપખુદી માટે- ભણેલાઓની મોટી ભૂલ માટે-કેવી રીતે ક્ષમા આપવી તે પણ અમે વિચારી શકતા નથી.

**જૈન એસોસી-એશન ઑફ ઇન્ડીયા.**

મુંબઇની જૈન એસોસીએશન ઑફ ઇન્ડીયાએ પર્યુસણના તહેવારો બીજા ભાદરવામાં પાળવાની સરકારી મંજુરી મેળવી, તપગચ્છ સિવાયના અન્યાન્ય ગચ્છના ધાર્મિક બંધુઓની કોમળ લાગણીઓને જે આઘાત કર્યો છે અને તેનું શું પરિણામ આવવા સંભવ છે તે કહેવા પૂર્વે આ સંસ્થાના સંબંધમાં પ્રસ્તાવના રૂપે બે બોલ કહેવા અમને વિશેષ યોગ્ય લાગે છે. જૈન એસોસીએશન ઑફ ઇન્ડીયા-એ અંગ્રેજી નામ છે એમ ભાગ્યેજ જણાવવાની જરૂર છે, અને તેથી તે સમસ્ત ભારતવર્ષનાં પ્રતિનિધી તરીકે કામ કરતી હોય એ વિષે શંકા રહે એ સ્વાભાવિક છે. જૈન સંઘ એ માત્ર અંગ્રેજી રહેણી કહેણીમાંજ રસ લેનારાઓનો બનેલો નથી એ વાત લક્ષમાં રાખવી જોઇએ. વસ્તુતઃ જૈન એસોસીએશનમાં જૈન સંઘનું પ્રતિનિધિત્વ હોય એવી અમે સાફ ના પાડીએ છીએ. અલબત્ત એ સંસ્થાએ મરહુમ **શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીનાં** સમયમાં અસાધારણ ઉત્સાહ અને વેગ બતાવ્યો હતો અને તેને લઇને એ સંસ્થા પ્રતિ લોકોની માનની લાગણી વધી હતી. પાછળથી ઘણાં લાંબા વખત સુધી પેપરના નામના બોર્ડ સિવાય બીજું કોઇપણ પ્રકારનું મહત્ત્વ તેમાં રહ્યું નહોતું. છેલ્લાં થોડાં વર્ષો થયાં અંગ્રેજી રોશનીવાળાઓએ એ સંસ્થાનો પુનરૂદ્ધાર કર્યો છે, પરંતુ એ સંસ્થાના નામનો જેવો જોઇએ તેવો સદુપયોગ થયો હોય એમ અમારા જાણવામાં નથી.

આ પ્રસંગે અમે એ સંસ્થાની વહીવટી પધ્ધતિની આલોચના કરવા માંગતાં નથી અને એમ કરવાનું અમારી પાસે પુરતું સ્થળ પણ નથી. માત્ર આ પર્યુષણના તહેવારો સંબંધી જે આપખુદી એ સંસ્થાએ ચલાવી છે તે ઉપરથીજ આપણે કેવા પ્રકારના નિર્ણય ઉપર આવી શકીએ તેનું આ તકે સૂચન કરીશું.

માસ્તર કાનજી કરમશી અને જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆ વચ્ચે આ વિષે જે પત્ર વ્યવહાર ચાલ્યો હતો તે સઘળો પત્રવ્યવહાર અમે ધ્યાનપૂર્વક વાંચી ગયા છીએ. માસ્તર કાનજી કરમશીનો પ્રશ્ન એ છે કે—"આ તહેવારો આપે સમગ્ર જૈન કોમની સમ્મતીથી ફેરવાવ્યા છે કે તમારી આપખુદીથી? જો સમગ્ર જૈન કોમની સમ્મતીથી ફેરવાવ્યા હોય તો ખરતર ગચ્છ, અચળ ગચ્છ, લોકા ગચ્છ તથા સ્થાનકવાસી સંઘોની કબુલાતો રજુ કરી શકશો? આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપવાના એસોસીએશને અખાડા કર્યા છે. તેનો ઉત્તર શીમલાના રાજકીય દેવતાઓ જેવો છે. શીમલાના શિખરે વસતા ભારત વર્ષના અધિષ્ટાપકો લોકમતને માન આપવામાં પોતાનું અપમાન સમજે છે તેવી જ રીતે આ સંસ્થાના અધિષ્ઠાપકો પણ જાણે જૈન સંઘના કોઇ એક કર્તવ્યપરાયણ વ્યકિતને સરળ અને ખુલાસાવાર ઉત્તર આપવો એમાં પોતાનાં પ્રેસ્ટીજને અપમાન થયેલું માને છે. જૈન એસોસીએશન કહે છે કે—"અમારી એસોસીએશનની મેનેજીંગ કમીટીના રીતસરની ભરાયેલી મીટીંગના ઠરાવથી થયું છે, અને એ કામને લગતો પત્રવ્યવહાર તથા અરજીની નકલ કોઇને મોકલી આપવાની અમોને સત્તા નહિં હોવાથી અમે કરી શકતા નથી." **રીતસરની** ભરાયેલી મેનેજીંગ કમીટીમાં જો તહેવારો ફેરવવાનો ઠરાવ થયો હોત તો પછી એ પત્રવ્યવહાર તથા કાર્યવાહી ગુપ્ત રાખવાનું શું કારણ તે અમે નથી સમજી શકતા. કાર્યવાહી પ્રગટ કરવામા નથી આવતી એનો અર્થ માત્ર એટલોજ કેમ ન થઈ શકે કે એ કામ રીતસરની મેનેજીંગ કમીટીમાં નથી થયું-કેવળ લોકોની આંખે પાટા બાંધવા માટેજ **રીતસરના** શબ્દો લખવાની ફરજ પડી છે. તેનો બીજો પણ એક પુરાવો છે. જૈન એસોસીએશન પોતાના તા. ૬ ઠીના એક પત્રમાં લખે છે કે "શ્વેતાંબર પક્ષમાં બે પજુસણો પળાવવાનાં છે એવી જરા પણ ખબર, જો મેનેજીંગ કમીટીને પડી હત તો રજાના દીવસો બીજા ભાદરવામાં માંગવાનું પગલું ભરવામાં નહીં આવત" શું રીતસરની મેનેજીંગ કમીટીમાં એવો એક પણ માણસ નહોતો કે જેને આ ભાદરવા માસના મતભેદની ખબર ન હોય.? અમારે એસોસીએશનનું આ કથન કેવી રીતે સત્ય સ્વરૂપે સ્વીકારવું તે અમે સમજી શકતા નથી. જૈન સંઘના પ્રતિનિધિ હોવાનો દાવો ધરાવનારી એક સંસ્થા જૈનોનું હાર્દ ન સમજી શકે—જૈનોની મતભિન્નતાને ન સમજી શકે એના જેવું બીજું કયું દુર્ભાગ્ય હોઇ શકે? અમે ઉપરજ કહી ગયા છીએ કે જૈન એસોસીએશનમાં જૈન પ્રતિનિધત્વ હોય એમ માનવાને અમે તૈયાર નથી. અમારી આ માન્યતાને એસોસીએશન પોતેજ ટેકો આપે છે. માસ્તર કાનજી કરમશીએ પોતાના છેલ્લા એક પત્રમાં એસોસીએશનને સખ્ત પણ ચાનક આપનારા શબ્દો લખી એસોસીએશનની મોહનિદ્રા ઉડાડવાનો પ્રયત્ન કર્યો છે. અમને આશા છે કે એસોસીએશન પોતાની આપખુદી મુકી દઇ, સંઘની સેવિકારૂપ, નહિ કે અધિષ્ઠાત્રી રૂપ બની પર્યુષણ સંબંધી પોતાની ભુલને માટે પશ્ચાતાપ કરી, સંઘમાં શાંતિ અને એકતાની સ્થાપના કરશે.

**એ અન્યાયને માટે જવાબદાર કોણ?**

એમાં તો કોઈ પણ પ્રકારનો શક નથી કે જૈન એસોશીએશન ઑફ ઇન્ડીયાએ બીજા ભાદરવામાં પર્યૂષણ પળાવવાની મંજુરી મેળવી આપણા કચ્છી જૈન બંધુઓને ભારે અન્યાય આપ્યો છે. પ્રશ્ન એ છે કે એ અન્યાયને માટે જવાબદાર કોણ? આપણા કચ્છી બંધુઓજ શું તે માટે જવાબદાર નથી? કચ્છી જૈનો ઉદારતામાં અન્ય ન્નતીઓ કરતા કોઇ રીતે ઉતરે તેમ નથી. ઉત્સાહ અને સહનશીલતાનાં જે દ્રષ્ટાંતો કચ્છી જૈન પ્રજાએ, જૈન કોન્ફરન્સ જેવા મહત્વના પ્રસંગે બતાવ્યા છે તે પણ જૈન ઇતિહાસમાંથી કોઇ કાળે લુપ્ત થાય તેમ નથી. જે આપણા કચ્છી જૈન બંધુઓમાં કોઇ પણ પ્રકારની ખામી હોય તો તે માત્ર એટલીજ છે કે તેઓ જાહેર લખાણોમાં સંપૂર્ણ ભાગ લઇ શકતા નથી—પોતાનું પ્રતિનિધિત્વ દાખલ કરાવવા બની શકે તેટલો ઉદ્યમ સેવી શકતા નથી. આ એકજ ખામીને લીધે આપણને ઘણીવાર અન્યાયો સહન કરવા પડયા છે. આપણને આપેલા વચનો પણ આપણે મેળવી શકયા નથી. આપણામાં જો કોઇ એવી એક સંસ્થા હોત કે જે આપણા હકો અને આપણી માંગણીઓ પૂરવેગથી જાહેરમાં રજુ કરી શકે, તો પગલે પગલે થતી આપણી ઉપેક્ષાઓ સહેજે દૂર કરી શકયા હોત. સદ્‌ભાગ્યે કચ્છી જૈન એસોશીએશનની સ્થાપના થયા પછી આપણે આપણા હકો રજુ કરવા લાગ્યા છીએ. માસ્તર કાનજી કરમશી અને ભાઇ જીવરાજ નરશી જેવા સમાજ હિતૈષી નરોએ આ દિશામાં લક્ષ આપવા માંડયુ છે. અમે તે સર્વને આ સ્થળે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. પરંતુ અન્યાયો થતા અટકાવવા માટે એટલુજ બસ નથી. હજી વિશેષ જાગૃતીની, ચળવળની અને મંથનની જરૂર છે. ટીપમા નાણા ભરવા હોય ત્યારેજ કચ્છી જૈનો પાસે જવું જોઇએ, કામ કરનારા ઉત્સાહી સ્વયંસેવકો જોતા હોય ત્યારેજ કચ્છી જૈનોની ખુશામત કરવી જોઇએ, એમ જે મનાઇ ગયું છે તે માન્યતા અપૂર્ણ છે એમ આપણે ઠસાવી દેવું જોઇએ. આપણે આપણી ચળવળથી એટલે સુધી બતાવી આપવુ જોઇએ કે કચ્છી જૈન સંઘ પણ એક જીવતો—જાગતો અને બળવાન સંઘ છે. એ સંઘનો ન્યાય માંગણીનો અનાદર કરવો એ સલામતી ભર્યું નથી. અમે પૂછીએ છીએ કે જો જૈન એસોશીએશન આપણું અસ્તિત્વ સમજતી હોત, આપણું પ્રતિનિધિત્વ સ્વીકાર્યું હોત તો શું તે એમ કહી શકત કે—"શું કરીએ? અમને તો તમારી ઇચ્છાઓ અને અભિલાષાઓની કાંઈ ખબર જ નહોતી." આ યુગ, જાગૃતિનો—મંથનનો છે. જેઓ સભાઓ ભરી, સંસ્થાઓ સ્થાપી, કર્મવીર યુવકોને ઉત્સાહ તથા સહાય અર્પી શકશે તેઓ જ અન્યાયની સામે પોતાનું રક્ષણ કરી શકશે. અમારા બંધુઓને અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે *એકવાર ભૂતકાળ તરફ દ્રષ્ટિ કરો, તમને જે વચનો આજ સુધી આપવામાં આવ્યા છે તેનું* સ્મરણ કરો, તમને સંતોષ આપવા જે ઠરાવો થયા છે તે લક્ષમાં લો, અને એટલું છતાં તેનું કેવું શૂન્ય પરિણામ આવ્યું છે તેનું મનન કરો. છતાં જો તમારામાં કર્તવ્યબુદ્ધિ જાગૃત ન થાય, ઉત્સાહ અને ખંતનો ઓલવાઈ ગએલો દીપક પ્રકાશિત ન થાય તો પછી અમારે કાંઇજ કહેવાનું રહેતું નથી અમે તમારી ઉંઘ જોઈ મનમાં કહીશું કે—"અરેરે! શું કહીએ! આ કચ્છી જૈન સમાજ અત્યારે ભરનિદ્રામાં પડયો છે. આ સમાજ જો ધારત તો સમગ્ર જૈન કોમનો ઉદ્ધાર કરી શકત. પરંતુ અફસોસ કે તેને ઉંઘમાંથી ઉઠવાનુંજ ગમતું નથી ત્યાં અન્ય શું ઉપાય ચાલે?"

**મુનિરાજ શ્રી વલ્લભવિજયજી-ને વિજ્ઞપ્તિ.**

જૈન એસોસીએશનની મોહનિદ્રા ઉરાડવા જેવી રીતે માસ્તર કાનજી કરમશીએ કેડ બાંધી છે તેજ પ્રકારે બીજી તરફ ભાઇ છવરાજ નરશી મેશરીએ વિનય-વિવેક પૂર્વક સમાધાની ઉપર આવવાનો મુનિ મહારાજ શ્રીવલ્લભ વિજયજીને, જે આગ્રહ કર્યો છે તે પણ ઉલ્લેખવા યોગ્ય છે ભાઈ છવરાજે પર્યુષણ સબંધી ભરચક લખાણવાળા હેંડબીલો બહાર પાડી જૈન કોમની-ક્લશેષતઃ કચ્છી જૈન સંઘની ભારે સેવા કરી છે એમ કોઇને પણ લાગ્યા વિના રહે નહીં. ભાઇ છવરાજે આ વિષયમા જે ઉત્સાહ ખંત અને બુદ્ધિ બતાવી છે તે આપણા ભણેલા ગણેલા અને સપના રીરસ્તાઓ મનાતા બંધુઓને શરમાવે તેવી છે. મુનિશ્રી ન્યાયસાગરજી મહીમાસાગરજી એ પણ આ મહત્વની બાબતમાં જે શાસ્ત્રી યુક્તિઓનો ફાળો આપ્યો છે તે પણ ભુલી જવું જોઇતુ નથી. અમે દીલગીર છીએ કે આ નાનકડા માસિકમાં તે સર્વ હેંડબીલોનો નિષ્કર્ષ ખેંચી રજુ કરી શકતા નથી. ભાઇ છવરાજને માન અને ન્યાય આપવાનો અમને માત્ર એકજ માર્ગ સૂઝે છે અને તે એજ કે અમારે તેમની વિનંતીના મૂળ સુરને ઉપાડી લઇ બની શકે તેટલુ સમર્થન કરવું. ભાઈ છવરાજે મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજીને પુનઃ પુનઃ વિનતી કરી અધિક ભાદ્રપદનો નિર્ણય કરવાના જાહેર સંદેશા મોકલ્યા છે. અમે ઇચ્છીએ છીએ કે મુનિ મહારાજ સમસ્ત સંઘના હિતાર્થે તે પ્રશ્નો ઉપાડી લે અને તેનો શાસ્ત્રીય નિર્ણય પ્રકટ કરે મહારાજ શ્રી વલ્લભવિજયજીની વિદ્વત્તા અને સહાનુભૂતિ કોઇથી છુપી નથી. આ વિદ્વત્તા અને સહૃદયતા નો લાભ જૈન પ્રજાને આપ્યા વિના જો તેઓ મુંબઈ છોડી જાય તો તે કોઈ રીતે તેમના માનમાં વૃદ્ધી કરનારું ન ગણાય. ખાસ કરીને આ હીલચાલ જ્યારે આટલા જોસથી ચાલી રહી છે તેવા પ્રસંગે આંખ આડા કાન કરી બેસી રહેવું એટલુંજ નહીં પણ વ્યાખ્યાન વાચસ્પતીનુ અભિમાન લેનાર મુનિ ગંભીર વિજયજીની તોછડાઇ અને ઉચ્છૃંખલતાને મુંગે મ્હોડે નભાવી લેવી એ તો કોઇ રીતે ઉચિત ન ગણાય. મુનિ શ્રી વલ્લભવિજયજીની વિદ્વત્તા માટે અમને માન છે. છતાં તેઓને 'નીરાશાવાદી બનેલા જોઈ અમને ભારે ક્ષોભ થાય છે. તેઓ સમાજમાં પુનઃ સંપની સ્થાપનાથાય તેમ ધારતા નથી. છેલ્લા દશ વરસથી જૈનો પાછા હઠતા હોય એમ મુનિ શ્રી વલ્લભવિજયજીને લાગે છે. અમારે કહેવું જોઇએ કે જૈનો દિનપ્રતિદિન પાછા હઠતા જાય છે એમ કહેવું તે સપૂર્ણ સત્ય નથી. કદાચ તેમ હોય તોપણ શ્રીમાન્ વલ્લભવિજયજી જેવા સમર્થ સાધુ પુરૂષોએ અવનતીનો વેગ, ધારે તો શું ન અટકાવી શકે? જૈન સમાજ મુનિશ્રી વલ્લભ વિજયજી જેવા ઉદાર પ્રકૃતિના સાધુ પુરૂષોને આશામય, ઉત્સાહમય અને કર્તવ્યમય બનેલા જોવા ઇચ્છે છે. એ ઇચ્છા પૂર્ણ થશે?



તાકાત છે કે કહી શકે? ચૂલામા જાઓ તમારા સસાર સુધારાના પ્રશ્નો? જહન્નમમા જાઓ તમારી ઉન્નતીના ઠરાવો, અમારે તો ભજીયા જોઇએ અને તે પણ તેલના નહિ હો! ઘીના, ઘી શુદ્ધ યા સ્વચ્છ ન હોય તો તેની અમને પરવા નથી, કહે છે કે ઘીમા મરેલા જાનવરોની ચરબી આવે છે તેનુ કેમ કરશો? કરવુ 'તુ શુ? અમારે તો ગમે તેવુ પણ ઘી જોઇએ! ઘી વપરાયાથી કોઈનુ ઉઘુ ચતુ થઈ જતું હોય તો પણ અમને શુ? અમારી ચરબી વધવી જોઇએ, અમારા પેટ ચરબીથી ફૂલવા જોઇએ, અમારા ગાદી તકીયા અમારા વિશાળ ઉદરથી દબાવા જોઇએ આ બધુ શુ ઘી વિના બની શકે? ભલો અમારા શિરછત્ર આગેવાનો! ખાઓ ભજીયા, કજીયા થાય તેની ચિંતા ન કરતા પાગલ તો એટલે સુધી કહે છે કે ખૂબ ખાઓ, ખૂબ ઉંઘો અને ખૂબ ગાઓ કે "અણાહારીપદ દીજો હો જીનજી, અણાહારીપદ દીજો!"

x x x x x

વળી તત્રીરાજ સાભળ્યુ કે! બેની લડાઈમા ત્રીજાનો લાભ! કહે છે કે શા ખેતસી સારગ મજલવાળાને તગના મહાજને કરેલ દડ (રૂ. ૫૦૧) પાચશો એક રૂપીઓ વસૂલ થયો! ત્યા વાડાનો સવાલ ઉપસ્થીત થયો! એટલે બાએટના મહાજનને પચાવી પાડવાનુ સૂઝયુ! અને "મજુર ગૃહસ્થ અમારા વાડાનો છે તેથી તે દડ અમને મળવો જોઇએ" લખ્યુ! અને તેરાના મહાજને "અમે ન્યાય કર્યો હોવાથી અમને મળવુ જોઇએ" એવી દડ પકડી! તેનો પણ યોગ્ય ન્યાય ન કરતા તે નાણા મુબઈના મહાજને જમા કર્યા એ કેવુ વિચિત્ર પગલુ! આતે ન્યાય કે અન્યાય! કહોને આ "પાગલ" ના બહોળા વાચક વર્ગ

x x x x x

તમારી આ ફરીયાદ તે કઈ જાતની? મને તો ખરેખર તમારી દયા આવે છે મી લાલજી ગોરજી શાહ નામના કોઈ એક ગ્રહસ્થની દરખાસ્ત મુબઇ સમાચારમા વાચી હુ તો આભોજ બની ગયો! તે કહે છે કે અમારી જ્ઞાતીના અગ્રેસરો અન્યાય કે અનીતિ કરે તો તેને કોઇ પૂછતુ પણ નથી ગરીબોના ગળે છૂરી મુકાતી જોઇ તેમને લેશમાત્ર અનુકપા પણ સ્ફુરતી નથી પરતુ 'પાગલ' તમને અને તમારા જેવા જ્ઞાતીહીતને અર્થે બળેના-દાઝેનાઓને પૂછે છે કે અગ્રેસરો અન્યાય કરે કે જ્ઞાતીના કાયદાઓને અભરાઇએ મૂકી દે તેમા તમને એટલો બળાપો શા માટે થાય છે? તેઓ અન્યાય ન કરે તો પછી તેઓ અગ્રેસરોજ શાના? કાયદાઓ અને નિયમો તો સાધારણ માણસો માટે છે! અગ્રેસરો માટે નહિ—નાયકો માટે નહિ—લક્ષાધિપતિ પૈસાદારો માટે નહિ સમજ્યા? જગતમા જે અન્યાય કરી શકે તે જ મ્હોટા અને પૂજ્ય! સીઝર મહાન્ ગણાયો કારણ? તેણે સેકડો નિર્બળોના પ્રાણ હર્યા હતા વર્તમાન યુરોપ સુધરેલુ અને ઉન્નત ગણાય, કારણ? વર્તમાન મહાન્ યુદ્ધમા થતો મનુષ્યસહાર આપણા આગેવાનો પણ મહાન્ અત્યત, કારણ? તેઓ અન્યાય કરી શકે છે વધારે દાખલાઓ જોઇતા હોય તો હજી પાગલ તૈયાર છે, પણ તમારા વાચકોનો ખોફ મારા ઉપર ઉતરશે તેનુ કેમ?

x x x x x

મરહુમ માનનીય બેરીસ્ટર મી વીરચદ રાધવજી ગાધીની સ્થાપેલી સસ્થા? જેનાપર ઐક્યતાની ખરી આસ્થા! જે "જૈન એસોસીએશન ઓફ ઈન્ડીઆ ના નામે પ્રખ્યાત! તેણે પણ કુસપને માન, આવકાર આદિ મિષ્ટાનનુ ભોજન દીધુ ખરેખાત! જ્યા કુસપનેજ આવકાર, માન, પાન, ખાન ત્યા સપને કોણ આવકાર દેનાર મળે વિદ્વાન! એક તરફ જૈન સંઘના પ્રતિનિધિનો દાવો ધરનારી તપાગચ્છીય સસ્થા ભૂલે ભાન! અને બીજી તરફ સ્થાનકવાસી, અચળ ગચ્છી, ખડતર ગચ્છી અને લોકાગચ્છી વગેરેમા આવે તાન! આ "પાગલ" તો

લાંબી લાંબી દુરબીન લગાડી–મોટા મોટા પૈસાના ચશ્મા ચડાવી આંખો ફાડીને જોતો જાય છે અને એંકયના (!) ના વખાણ બ્યુગલ, ઢોલકીથી "સપારા" મા વગાડતો જાય છે.

ભલે! જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ ભલે! હવે તારી શુ થવાની વલે! તેં પ્રથમ પગલુ ભરી ભૂલ કરી ખરી પણ એ ભૂલને માસ્તર કાનજી કરમશી શાહ, જેણે પકડી રાખી જકડી! પ્યારા 'પાગલ' ના વાચક દોસ્ત! જોયું કચ્છી જૈનોનુ પરાક્રમ! કચ્છી તે કચ્છી! જેઓ સ્વભાવે ઉદાર પણ ભોળા અને સાથે કડક બંગાલી! કહે છે કે 'કચ્છી-કાઠા'! કચ્છીઓએ અનેક વખત પોતાની બહાદુરી બતાવ્યા છતા ગુજરાતી-કાઠીઆવાડીઓ ફરી ફરી આવી ગંભીર ભૂલો કરે તે કેમ સહન થાય ખરે! "થવાનુ થઈ ગયુ, થનાર હતી તે થઈ" એવા નિર્માલ્ય વાક્યોને હવે મારો ખાસડા અને બાંધો ગાંસડા ત્યારેજ બધા થશે પાંસરા! માસ્તર સાહેબ! હવે વધો આગળ અને કરો ફત્તેહ! આ "પાગલ" તો આપને આજ એક એવુ વાક્ય યાદ આપે છે કે "देहं पातयामि वा कार्य साधयामि वा" આ વાક્યને તમો તમારા હૃદયમા જાગૃત કરો!

× × × × ×

"પાગલ" બિચારો પૈસાદાર નથી, મારી દયા ખાતા હુ આ લખતો નથી પાગલને એક બીજો ભાઇ છે, તે પણ પાગલ જ છે, પાગલના કુટુંબમા બધા જ પાગલ હોય એમાં નવાઇ પણ શાની? અમો બે ભાઈ વચ્ચે એકજ ધોતીયુ હતુ, અમે બન્ને ભાઇઓ થોડા દીવસ સુધી ખૂબ લડયા, ઝઘડયા અને મારામારી ઉપર પણ આવી ગયા મે કહયુ કે એ નવુ ધોતીયુ હું પહેરૂ અને મારો ભાઈ કહે જે એ ધોતીયું તો હુ જ પહેરૂ! મે કહયુ હુ મ્હોટો માટે હુ પહેરૂ અને મારો ભાઈ કહે જે હુ ન્હાનો માટે મને જ તે પહેરવાનો હક્ક! ઘણા દીવસ છતે ધોતીયે અમે નાગા ફર્યાં. રોજની એકજ તકરાર! ધોતીયુ કોણ પહેરે? સદભાગ્યે એક ડાહયો સલાહકાર મળી ગયો તેણે અમને બન્નેને સમજાવી નિર્ણય આપ્યો કે—"બે ભાઈમાંથી જે ભાઇ વહેલો ઉઠે તે આ નવુ ધોતીયું પહેરે અને બીજો નાગો ફર્યા કરે!" હુ તો રહ્યો ઉંઘણશી! હું ઉઘતો હઉ અને મારો ભાઈ ધોતીયુ પહેરી કયારનો એ બહાર નીકળી ગયો હોય! મારા નસીબમાં તો પશ્ચાતાપ સિવાય અને બળાપા સિવાય મને બીજુ કાંઈ રહેતુ જ નહિ રોજ વહેલા ઉઠવાનો ઠરાવ કરતો, પણ આ 'પાગલરામ' તો તેના તેજ! છેવટ થાકી–પાકી ગાતો કે "નિદ્રા વેરણ કયાથી આવી!"

પર્યૂષણના સંબધમા પણ એમજ થયું છે! જૈનોના તહેવારો ગણ્યા ગાંઠ્યા! તેમા તકરારો પણ મારા 'પાગલ' બંધુઓથી કોઇ રીતે ઉતરે નહિ તેવી અને તેટલી! જૈન એસોસી-એશન ઓફ ઇન્ડીઆ વ્હેલી ઉઠી સરકાર માબાપ પાસે દોડી ગઇ અને પોતાના તહેવાર પર્વ રુપાનુ ધોતીયું નહીં નહીં ધારણ કરી પહેરી આવી! તેમા રંક બિચારી નાજુકડી એસોસીએશનને આટલી બધી ગાળો શા માટે ભાંડો છો? તમે પોતે કાં ઉંઘી રહયા? આ "કચ્છી જૈન મિત્રના" અધિપતિએ તો કયારનુ યે રણશીંગડું ફુંકી દીધુ હતુ, કાં તમે ઉંઘમા પડયા રહયા! જુઓ, ભાઇ, આ તો બોલે તેના બોર વેચાય! તમારી ગમે તેટલી સબળ દલીલો હોય, તમારી ગમે તેવી ન્યાય માંગણી હોય તોપણ બળીયાના બે ભાગ! કાં છાનામાના બેસી રહ્યા?

કહે છે એસોસીએશનને ખબર ન હોતી કે આ વખતે જૈન સમમાં બે પર્યૂષણો થવાના છે. કયાથી હોય? એસોસીએશન ગમે તેવી પણ બિચારી અબળા, ગમે તેટલા વર્ષો થયા

હોય તો પણ અંતઃપુરમાં રહેનારી! તેને ક્યાંથી ખબર હોય કે દુનિયામાં શું થાય છે! આ જમાનો સ્ત્રી-પૂજાનો છે અંગ્રેજો પણ સ્ત્રીઓને બહુ માન આપે છે અને એટલાજ માટે એસોસીએશન અમારા પહેલે ધડાકેજ ફાવી ગઈ! જોઈ લે જુની આંખ! આ નવો જમાનો!! તે આનું નામ પાગલને ચિત્રગુપ્તના ચોપડામાંથી ખબર મળી ચૂક્યા છે કે આજે નામો વખત થયો કચ્છી જૈન યુવકોએ પણ એક એસોસીએશન ઉભી કરી વાળી છે પાગલ તેને આવકાર આપે છે અને ઇચ્છે છે કે એક નીડ્ડનવતી વીરરમણીની માફક એ એસોસીએશન કંઇક નવું જ ચૈતન્ય અને નવોજ ઉત્સાહ સમગ્ર ગામમાં ફેલાવી દે!

x x x x x

આ પાગલ"ને લખતાં દીલગીરી ઉપજે છે કે મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજી એ વ્યાખ્યાનમાં બેઉ સંઘ પર હાથ રાખવાનો જે શાંતિ ભર્યો ખુલાસો કર્યો તે શું શાન્તિ ભર્યો કહેવાય કે? આ વિદ્વાન મુનિ મહારાજ ખુલાસો કરતાં શા માટે અચકાયા ભરમાયા અને ગભરાયા? મને તો તેમાં કંઇપણ સમજ પડતી નથી! ત્યારે શ્રી જીવરાજ નરસિંહ મૈશેરીએ ચોરેજ કરી યોગ્ય ખુલાસો માગ્યો! ભાઈ જીવરાજ! તમે પોઝીશનમાં ફરનાર ગૃહસ્થને વળી એ ઝઘડામાં પડવું કેમ ગમ્યું? ધન્ય તમારી અક્કલને અને મક્કમપણાને! તમારા ટેકામાં વળી કચ્છી જૈન એસોસીએશને સર્વેને એક સંપ થવા મુનિમહારાજાઓ પ્રત્યે એક વિનતી પત્ર બહાર પાડ્યું! પણ આ પાગલ તમને અગાઉથી કહી આપે છે કે જૈનો એ અને તેમના ધર્મગુરૂઓએ સંપ શાન્તિ પરદેશીઓને વેચી ખાધી છે કેમ હસો છો ભાઈ?



કેટલીક વખત વિદ્વાનને મનમાં એમ થાય છે કે હું બધાને મારી વિદ્વતા હુશિઆરી બતાવી તેમને મારા અનુયાયી બનાવું અલબત તેવી રીતે ઘણાઓએ દિગ્વિજય કર્યાના લખાણો તેમના અનુયાયીઓ તરફથી કરવામાં આવે છે પણ તે દિગ્વિજયો કરવાના જેટલા સ્તુતિના લખાણ છે તેના કરતા તેના વિરોધ પક્ષ તરફથી નિંદાના લખાણો પણ ઓછા હોય તેમ નથી આ ઉપરથી સાધારણ મનુષ્યને સત્ય શું છે તે તારવવું મુશ્કેલ પડે છે વર્તમાન કાળમાં યુરોપમાં જેમ દેશ માટે યુદ્ધ ચાલે છે તેમ ભારતવર્ષમાં ધર્મ માટે નિરંતર યુદ્ધો ચાલ્યા કરે છે અને આ યુદ્ધો એટલી હદ સુધી પહોચે છે કે પ્રસંગ આવે ખુન સુધા પણ થાય છે આને માટે દરેક મનુષ્યને મારી નમ્ર વિનતી છે કે નીચેના કેટલાક ઉપયોગી મંત્રો શીખી રાખવા

સાચો ધર્મ આત્મામાં છે ગુરૂ, તીર્થંકર, અથવા બીજે ક્યાં પણ નથી જેણે આત્માને દુરાચારથી રોક્યો તે આ લોક અને પરલોકમાં સુખી થાય છે

૧ કોઇપણ જીવને મન વચન અને કાયાથી દુઃખ ઉત્પન્ન થાય તેવું કાર્ય કરવાની સ્વપ્ને પણ ભાવના ન રાખવી. ૨ જુઠું કદીપણ બોલવું નહિ ૩ પરવસ્તુ કદાપી ચોરીને લેવી નહિ ૪ પોતાની સ્ત્રીમાં જરાપણ લોલુપ્તા ન રાખવી પરસ્ત્રીને મા બેન સમાન ગણવી ૫ આત્મા પોતે ચેતન છે અને દેખવામાં આવતી વસ્તુમાત્ર જડ છે માટે તેના ઉપર મોહ રાખવો મૂર્ખાઇ છે

જો આ મંત્રોને પોતાના હૃદયમાં સાચવી તે પ્રમાણે વર્તન કરવામાં આવે તો આ સંસારને સ્વર્ગ સમાન બનાવી શકાય તેમાં લેશપણ અતિશયોક્તિ નથી

શાંતિ

મુનિ માણેક

# સ્વીકાર સમાલોચના.



**આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ**—આ ગ્રંથમાં બે વાર્તાઓ-વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. 'આદર્શ ગૃહસ્થ' ના લેખક શ્રીયુત **એમ. એમ. ભટ્ટ** તથા 'જાપાની જાસુસ' ના લેખક શ્રીયુત **મગનલાલ હરિકૃષ્ણ મ્હેતા.** પ્રકાશક **ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.** આ ગ્રંથ **સસ્તી વાર્તામાળાનો** ચોથા વર્ષનો ૭-૮-૯મો મણકો છે. છુટક કિંમત કાચુ પુઠું રૂ. ૧। પાકું પુઠું રૂ. ૧॥ 'આદર્શ ગૃહસ્થ'માં **મહાત્મા નાગમહાશય** નું જીવન ઘણીજ ઉત્તમ અને સરળ રીતે લખવામાં આવ્યું છે. જ્યારે 'જાપાની જાસુસ' માં પુરૂષ ડીટેકટીવો ઉપરાંત સ્ત્રી ડીટેકટીવો પણ ચતુરાઇથી અપરાધીઓને શોધવામાં કેવી ચાલાકી બતાવે છે તેનો ખ્યાલ આ વાર્તામાં આપ્યોછે. આ વાર્તામાળાના માલીકે, કાગળ વગેરેની અસહ્ય મોંઘવારી છતાં વસ્તુસ્થિતીમાં કંઇપિણ ફારફેર કર્યા વગર જે સેવા બજાવતા જાયછે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. આ વાર્તામાળાનું વાર્ષિક મૂલ્ય કાચા પુંઠાના રૂ. ૨॥ તથા પાકા પુઠાના ૩ ૩॥ છે. આ વાર્તામાળાના ગ્રાહક થવા અમો અમારા વાંચકવર્ગને ખાસ ભલામણ કરીએ છીએ. મળવાનું ઠેકાણું—વ્યવસ્થાપક **સસ્તી વાર્તામાળા, અમદાવાદ.**

**સ્વામી વિવેકાનંદ**—અનુવાદક શ્રીયુત **નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.** પ્રકાશક **ભિક્ષુઅખંડાનંદ.** આ ગ્રંથ **સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના** વિવિધ ગ્રંથમાળાના ૭મા વર્ષનો ૭૭-૭૮-૭૯ મો મણકો છે. છુટક કિંમત કાચું પુઠું રૂ. ૦॥ પાકું પુઠું રૂ. ૦॥ છે. આ ગ્રંથમાં મદ્રાસથી આલ્મોરા તથા કાશ્મીર સુધીની મુસાફરીમાં સ્વામી વિવેકાનંદે આપેલા ભાષણો તથા તેમની દિન ચર્યા સંબંધી ઘણીજ ઉત્તમ અને દરેક સજ્જનને ગ્રહણ કરવા લાયક હકીકત પ્રગટ કરવામાં આવીછે. આ ગ્રંથમાં હિંદના મહાન દાદા શ્રીમત્ દાદાભાઈનું ચરિત્ર ખાસ ધ્યાન ખેંચનારૂં છે. સ્વામી અખંડાનંદે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય મારફતે જે સસ્તું વાંચન પુરૂં પાડવા ને ભગીરથ પ્રયત્ન આદર્યો છે તે સ્તુતિપાત્ર છે. કાગળ, છપાઇ અને સફાઇ વખાણને પાત્ર છે. અમો આ ગ્રંથમાળાના ગ્રાહક થવા દરેક સજ્જનને આગ્રહ કરીએ છીએ, મળવાનું ઠેકાણું-**કાલબાદેવી રોડ-મુંબઇ અને ભદ્ર-સકોર્ટ પાસે અમદાવાદ.**

ધર્મશિક્ષા—લેખક ન્યાય વિશારદ ન્યાયતીર્થ મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રકાશક લક્ષ્મી-પુત્ર ફુલચંદજી વેદ ( શ્રી લક્ષ્મીચંદ જૈન લાયબ્રેરી, બેલણગંજ-આગ્રા ) કીંમત રૂ. ०॥. આ ગ્રંથ હિંદીભાષામાં લખવામાં આવ્યું છે. લેખક મહાશયે આ અસ્થિર સંસારમાં મનુષ્ય પોતાનું ઉત્તમ જીવન મોહરૂપી જાળમાં ફસાઇ કેવી રીતે ગુમાવી બેસેછે તથા ધર્મથીજ ઉદ્ધાર થઇ શકેછે વગેરે બાબતો દૃષ્ટાંતપૂર્વક સમજાવવા સારો શ્રમ સેવ્યો છે. અમો ઇચ્છીએ છીએ કે બીજા મુનિઓપણ લેખક મુનિશ્રીનો દાખલો લક્ષમાં લઇ પોતાનો ફુરસદનો અમૂલ્ય વખત ધાર્મિક વિષયો લખી જૈનધર્મનું રહસ્ય સમજાવવા પ્રયત્ન કરશે.

ચંદ્રચુડ—(જૈન શાસન પત્રની સાતમી ભેટ) આ નવલ કથા મરાઠીનું ભાષાંતર છે. જૈન શાસન ની ભેટ તરીકે કોઇ જૈન સાહિત્યમાં વધારો થાય તેવો ગ્રંથ હોત તો વધારે ઉત્તમ ગણાત. આ પુસ્તક પણ હાથમાં લીધા પછી પુરૂં કર્યા શિવાય મુકી દેવું ગમતું નથી.

જ્ઞાન પ્રકાશ—(પખવાડીક પત્ર, અધિપતી ત્રીજીવનદાસ દામોદરદાસ ગઢીઆ, સીવીલ સ્ટેશન, રાજકોટ. વાર્ષિક લવાજમ રૂા. ૨ાા) આ પત્રનાં ૧ લા વર્ષનાં ચાર અંકો અમને બદલા તથા અભિપ્રાય અર્થે મળ્યા છે. આ પત્રમાં આજ સુધીમાં આવેલા લેખો ઘણાંજ સરસ અને વિચારવા જેવાછે. અને જો આવાને આવાજ લેખો ચાલુ રહેશે તો આ પખવાડીક પત્રને વિજય મળ્યા વગર રહેશે નહીં. આજના મોંઘવારીના સખ્ત સમયમાં આ પત્રનું લવાજમ તરફ જોતાં તે નહીં જેવુ છે. અમો અમારા વાંચકવર્ગને આ પખવાડીક પત્રનો ગ્રાહક થવા ભલામણ કરીએ છીએ.

શ્રી મુંબઈ અને માંગરોળ જૈન સભાનો વિશેષાંક—તેના ઓ. સેક્રેટરી મી. મકનજી જે. મ્હેતા, બી. એ., એલ એલ. બી., બાર-એટ-લૉ. તરફથી અભિપ્રાય અર્થે મળ્યો છે; જેનો સ્વીકાર કરતાં અમોને અતિ આનંદ થાય છે. આ સંસ્થાએ મુંબઇ શહેરમાં જૈન કોમના દરેક પ્રકારના જાહેરકાર્યોમાં બનતી શકિતએ ભાગ લીધો છે અને દિનપર દિન લેતીજ-જાય છે. કન્યા અને સ્ત્રીશિક્ષણ શાળાના તેમજ ભાષણશ્રેણીના સંબંધમાં બહુજ ઉત્તમ કાર્ય બજાવ્યું છે અને બજાવતી જાય છે. આ સંસ્થાનો મજબુત મૂળ પાયો રોપનાર તે કોઇ પણ હોય તો તે મર્હુમ મી. મોહનલાલ પુંજાભાઈ છે. અમો દીલગીર છીએ કે જૈન જેવી ઉદાર ગણાતી સમાજે હજી સુધી આવી સંસ્થાઓ માટે એકાદ સારા હોલની ગોઠવણ સગવડ કરી નથી. અમો આ સંસ્થાની દરેક રીતે ફત્તેહ ઇચ્છીએ છીએ.

શ્રી હૈદ્રાબાદ (દક્ષિણ) જીવરક્ષા જ્ઞાન પ્રચારક ફંડના ઓ. સેક્રેટરી શ્રીયુત લાલજી મેઘજી છભાયા તરફથી 'દેવી ભિકતોસે અપીલ' નામની બુક તથા તેઓનો તા. ૨ જી ઓગસ્ટનો લખેલ પત્ર મળ્યો છે. આ પત્રમાં તેઓ જણાવે છે કે "હિંદુસ્થાનમાં બધે ઠેકાણે દેવ, દેવી અને ધર્મના નામે મોટી યાત્રાઓ ભરીને હજારો મુંગાં પ્રાણીઓના (હક્ક તથા માનતાને માટે) વધ થાય છે." પ્રથમ તો અમોને કહેવાની ખાસ જરૂર છે કે, આ મંડળને સ્થપાયાને થોડો વખત થયો છતાં આ મંડળે જે કાંઇ ઉત્તમ કાર્ય કર્યું છે તે માટે તેમના ઓ. સેક્રેટરી અને સંચાલકોને ધન્યવાદ ઘટે છે. આ મંડળના સંચાલકોને સેક્રેટરી તરીકે શેઠ લાલજી મેઘજી જેવા સહૃદયી, ઉદાર અને કાર્યદક્ષ પુરૂષ મળ્યા છે એજ આ મંડળની ફત્તેહની નિશાની છે. હવે તે ધર્મવાળા લોકો હિંસા કરે છે તે શાસ્ત્રપ્રમાણ છે કે નહિ તે અમો ટુંકમાં જણાવી અત્રે વિરમીશું. ભકત કવિ તુલસીદાસજી કહે છે કે—"દયા ધર્મકા મૂળ હય" પાપ મૂળ અભિમાન; તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાણ." અર્થાત દુનિઆમાં સર્વે ધર્મોનું મૂળ દયા છે અને તે જીવ જતાં સુધી પણ છોડવી નહીં. 'હિંસા એ મહા પાપ છે." એ સૂત્ર સર્વે શાસ્ત્રોમાં પ્રધાનપણે વ્યાપક છે છતાં પણ જે ધર્મવાળાઓ દેવીઓને ભોગ આપી હિંસા કરવાનુ શાસ્ત્રાધારે માની બેઠા છે તેઓ શાસ્ત્ર કિંવા ધર્મનું રહસ્ય જાણી-સમજી શકયા નથી. અમુક કારણથી અમુક મનુષ્યે ભોગ ધરાવવાની ક્રિયા

કરી હશે તેને તેઓ માની લઇ, ગાડરીઆ પ્રવાહની જેમ તણાઈ દેવીને ભોગ આપવું તેમાં ધર્મ છે' એ માનવાની મૂર્ખાઈ કરી બેઠા છે. આવા અજ્ઞાન પામર મનુષ્યોને નરકમાં ડુબતા બચાવવા માટે જુદી જુદી ભાષાઓમાં હજારો અને લાખોની સંખ્યામાં હેન્ડબીલો ચોપડીઓ વગેરે બહાર પાડી મફત વહેંચાવવા જોઇએ તેમજ બાહોશ ઉપદેશકો મારફતે દરેક દેશ અને ગામમાં દયાના સિદ્ધાંતો-શાસ્ત્રના રહસ્યો સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. માંસાહારીઓને, માંસ ખાવું એ કેટલે દરજ્જે નુકશાનકર્તા છે અને વનસ્પતિ આહાર કેટલો ઉત્તમ છે તે સમજાવવા મોટા મોટા યુરોપીઅન, અમેરીકન, જેપાનિસ અને હિંદી ડાક્ટરોના અભિપ્રાયો લઇ પુસ્તકો રૂપે બહાર પાડી છુટે હાથે તદન મફત વહેંચાવવા જોઇએ. અને તેની સાથે આ સૂત્ર પણ દક્ષતાપૂર્વક સમજાવવું જોઇએ કે **"જેને જીવન આપવાની શક્તિ નથી તેને જીવનનો નાશ કરવાનો શો હક્ક છે?** કુદરતના નિયમ પ્રમાણે પ્રાણીમાત્રનો જીવન સંબંધીનો હક્ક સરખો છે. આ સિદ્ધાંત સર્વ ધર્મના શાસ્ત્રો પ્રધાનપણે સ્વીકારે છે. તો પછી હિંસા કરવી એટલે નાના કે મોટાં નિર્દોષ જીવને ગમે તે કારણથી નુકશાની પહોંચાડવી એ મહા પાપ છે એમ સર્વ કોઇ કબુલ કરશેજ. અમારી જીવદયાના તમામ મંડળોને વિનંતી છે કે તેઓએ કસાઇ વાડેથી જીવો છોડાવવા પાછળ પૈસાનો વ્યય કરવા કરતાં તેવા કસાઇવાડાઓમાં અને જ્યાં હિંસાનો પ્રચાર વિશેષ છે ત્યાં તેમજ જેઓ કસાઇઓને ઓછી યા વધુ કિંમત લઇને પશુઓ વેચેછે તેઓને બાહોશ ઉપદેશકો મારફતે ધર્મના સિદ્ધાંતો, માંસ ખાવાથી થતા ગેરફાયદા અને ભોગ આપવાથી થતું મહા પાપ વગેરે સમજાવવું એ અતિ ઉત્તમ છે. જો મી. બી. એન. મહીશેરીના શબ્દોમાં કહીએ તો "એક માણસને સદાનો માંસ ખાતો અટકાવવો એ પુન્ય સો ગાયોને કસાઇવાડેથી છોડાવવા કરતાં લાખ ગણું વધારે છે." આ સિદ્ધાંત પ્રમાણે જો સર્વ જીવદયાના મંડળો એકી સાથે એકત્ર થઇ પ્રયાસ કરશે તો વિશ્વમાત્રમાં જીવદયાનો પડઘો પડ્યા વગર રહેશે નહિ. અમો આ જીવરક્ષા જ્ઞાન પ્રચારક ફંડને તન, મન અને ધનથી મદદ કરવા મનુષ્ય માત્રને વિનંતી કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે આ ફંડના કાર્યવાહકો જીવદયા માટે અનેક રીતે વધુ સતત્ પ્રયત્ન કરશે.

**ધુળીયા પ્રાણીરક્ષક સંસ્થા**—ના ઑ. સેક્રેટરી શ્રીયુત ગોવિંદજી **ભીમજી** શાહ તરફથી એ-સંસ્થાના ૧૦ મા વર્ષનો ટુંક ઉદ્દેશ અમને અભિપ્રાય અર્થે મળ્યો છે. આ ઉદ્દેશના ઉચ્ચ આશય તથા તેના કાર્ય તરફ જોતાં સંસ્થાના કાર્યવાહકોને ધન્યવાદ આપ્યા વગર અમારાથી રહેવાતું નથી. આ સંસ્થા સ્થપાયા પછી જીવદયાને માટે અનેક સંસ્થાઓ સ્થપાઇ છે. આ સંસ્થા માત્ર જીવોનું રક્ષણ કરવાનું કાર્ય કરીનેજ બેશી રહેતી નથી પણ ધર્માદા દવાખાનાઓ ખોલી ગરીબ લોકોને મફત દવા પુરી પાડે છે અને મફત વાંચનાલયો ખોલી અતિ ઉપયોગી કાર્ય બજાવે છે. વળી એ સંસ્થાએ, "હિંસા કરવી" એ વેદ-શાસ્ત્ર પ્રમાણ છે એમ સાબીત કરનારને રૂ. ૧૦૦૦) વગેરેના ઈનામો કાઢી જે નીતિ અખત્યાર કરી છે તે કંઇ ઓછા વખાણને પાત્ર નથી-અમો આશા રાખીએછીએ કે આવી સંસ્થાઓને દરેક સજ્જનને તન, મન અને ધનથી મદદ આપવાની જરૂર છે.

**નૂતન વર્ષાભિનંદન**—ના જુદી જુદી જાતનાં રંગબેરંગી, સુંદર અને મનમોહક લગભગ ૭૫ જાતના સચિત્ર કાર્ડ **મે. જોશી અને કેડકે** (લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.)

તરફથી અભિપ્રાય અર્થે ભેટ મળેલ છે. આ કાર્ડ માટે વધુ વિવેચન કરવા કરતાં અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે, આ કાર્ડ નુતન વર્ષનો શુભ ટાંકણે ખાસ વાપરવા જેવા છે. આવા ખર્ચાળુ સમયમાં આ સાહસ કરીને મે. જોશી અને ફડકેએ ગુજરાતી હિન્દી પ્રજા સન્મુખ જે ઉત્તમ વસ્તુઓ રજુ કરેલ છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

**લો. દાદાભાઈનું જીવન ચરિત્ર**—(જીવન ચરિત્ર માળા, પુ. ૧ લું) લેખક રા. 'જયંત' પ્રકાશક-રા. હીરાભાઈ દાદાભાઇ દેસાઇ. (વિવેચક ઑફીશ-લાછરસ, નડિઆદ) આ ચરિત્ર તદન ટુંકમાં છતાં તેમાં લગભગ તમામ હકીકતનો સુંદર રીતે સમાસ કરવામાં આવ્યો છે. આ ચરિત્રમાળાનું વાર્ષિક લવાજમ વી. પી. પોસ્ટેજ સાથે માત્ર દશ આનાજ રાખવામાં આવ્યું છે. તેથી આ માળાનો સૌ કોઇ લાભ લઇ શકે તેમ છે. આ ચરિત્રમાળાના ગ્રાહક થવા અમો સૌને આગ્રહ કરીએ છીએ. આ ચરિત્રમાળા માટે અમો મિત્રભાવે સુચના કરીએ છીએ કે ચરિત્રવાળા મહાપુરૂષનો એક ફોટો આપવા રીવાજ રાખવો તથા ચાલુ કાગળ કરતાં સારા કાગળ વાપરવા.

**નડીઆદ હિન્દુ અનાથ આશ્રમ**—નો તા. ૧-૮-૧૫ થી તા. ૩૧-૭-૧૬ સુધીનો રિપોર્ટ અમને અભિપ્રાય અર્થે મળ્યો છે. અમને જણાવવાને ખુશી થાય છે જે સારા કાગળ ઉપર ચાર સારા ફોટાઓ (આશ્રમના અનાથોના) સાથે હિસાબની વ્યવસ્થા તથા તેને લગતી દરેક બાબત સંતોષકારક રીતે આપી છે. તેમાં અન્નદાનની કાયમી રૂઢી પ્રશંસા પાત્ર છે. આશ્રમને અંગે અનાથોને માટે ઉદ્યોગ શાળા, દવાખાનું તથા થોડું ખેતીનું સાધન પણ છે. વિશેષ પ્રસંશાપાત્ર તો બાળક મુકવાની પેટી છે. અને તેથી ઘણા બાળકોની ખુવારી થતી બચે છે. રિપોર્ટ ઉપરથી જણાય છે જે કાર્ય કરતાઓ સારો પરિશ્રમ લેછે. તેમાં ગોદાનની પદ્ધતિ દાખલ કરી છે તેના નાણાંમાંથી જે ગાયો ખરીદવામાં આવે અને આશ્રમમાં જ પાળવામાં આવે તો ગાયોના ખર્ચને માટે પ્રજા જરૂર મદદ કરશેજ. આથી આશ્રમના વિદ્યાર્થીઓને સ્વચ્છ દુધ મળશે. બીજું મિષ્ટાન જે માસ એકમાં ચાર રાખવાનો રીવાજ છે તે પણ વધારે છે. દાન કરનારાઓની અયોગ્ય પદ્ધતિને ખાતર અનાથોને ખરાબ ટેવ પાડવી એ શ્રેયસ્કર નથી. એકંદરે કાર્ય પ્રશંસનીય છે.

આ સિવાય અમોને બદલામાં આવતા અઠવાડીક, પખવાડીક પત્રો તથા માસિકો અને ત્રિમાસિકો ઉપરાંત નીચેના પુસ્તકો મળ્યા છે જે આભાર સાથે સ્વીકારીએછીએ.

**શ્રી આત્માનંદ જૈન ટ્રેક્ટ સોસાયટી** (અંબાલા શહેર) તરફથી ગુરુ ઘંટાલનુ વ્યાખ્યાન બે ભાગમાં, શ્રીમદ્ વિજ્યાનંદસૂરી (આત્મારામજી) મહારાજનુ સંક્ષિપ્ત જીવન, સપ્તભંગીનય, શું ઇશ્વર જગતકર્તા છે? તથા વ્યાખ્યાન મૌક્તિક.

**ભીખાભાઈ કાળીદાસ ભીલાસી નીજરીઆ** (સુરત) તરફથી પાટીદાર સુબોધ કાવ્યમાળા. શેઠ પૂનમચંદજી છગાણી (સિકંદરાબાદ-દક્ષિણ) તરફથી શ્રીમાન્ બાળચંદ્રાચાર્યજી કૃત શ્રી તીર્થ ક્ષેત્ર કુલ્પાક. વડનગરવાસી શા. હીરાચંદ લાલચંદ (પુના કેમ્પ) તરફથી મુનિ મહારાજ શ્રી દૌલત વિજયજી કૃત દેવ દ્રવ્ય, (આ પુસ્તક ભવિજીવોને વાંચવા જેવું છે) અજમેરના શ્રી શ્વેતામ્બર જૈન સંઘ તરફથી મુનિ માણેક કૃત ગૌતમસ્વામીનુ રાસ.

ડિસેંબર ૧૯૧૭.

પુસ્તક ૧ લું. અંક ૭ મો.


# કચ્છી જૈન મિત્ર.


સચિત્ર માસિક


## વીરાંગના એની બિસેન્ટ.


મહાવીર સંવત ૨૪૪૪.

વિક્રમ સંવત ૧૯૭૪.





"I am old, but I believe that I shall see India win Home Rule before I die"—*Annie Besant*


વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે માત્ર ૧ રૂ.
છુટક ૩ આના, વી. પી. સાથે આઠ આના

મળવાનું ઠેકાણું—શ્રી "કચ્છી જૈન મિત્ર" માસિક ઑફીસ, માંડવી—કચ્છ.

# વિષયાનુક્રમણિકા.





આ સિવાય મીસીસ એની બીસેન્ટ, મી. વાડીઆ, મી. અરન્ડેલ, શેઠ ખેતશી ખીઅશી, જે. પી., પ્રેસીડેન્ટ શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ તથા શેઠ ખેતશીભાઇને માનપત્ર આપવામાં આવેલ વખતનો મેળાવડો વિગેરેના ફોટાઓ આપવામા આવ્યા છે.

બીસેંટના ટાઇટલનો બ્લોક મેસર્સ જોશી બ્રધર્સ તરફથી ખાસ લેવામાં આવ્યો છે.

તૈયાર થાય છે! ૧૯૨૮ ના જુનની શરૂઆતમાં બહાર પડશે. તૈયાર થાય છે !!!

# 'કચ્છી જૈન મિત્ર' માસિકની પહેલા વર્ષની ભેટ.

ફંડના પાંચથી વધુ ફોર્મનું સચિત્ર માસિક! એક ઉત્તમ પુસ્તક ભેટ!

**આવું સાહસ હજી સુધી ભાગ્યેજ કોઇએ કર્યું હશે!**

આ ભેટનું પુસ્તક ઐતિહાસિક વાર્તા રૂપે રસમય ભાષામાં જાણીતા બાહોશ લેખકના હાથે લખાય છે. આ પુસ્તકને સચિત્ર બનાવવા મોટું ખર્ચ કરવામાં આવેલ છે.

## આ ભેટના પુસ્તકની ૨૦૦૦ થી વધુ નકલો છપાશે.

આ માસિકનો કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ, ખાનદેશ, ધારવાડ, સીલોન, રંગુન, બર્મા, મુંબઈ, કલકત્તા વગેરે, હિંદુસ્તાનનાં ચારે ખુણાઓમાં ફેલાવો છે. અને તેથી તેના ભેટના પુસ્તકમાં તથા માસિક પોતામાં જાહેર ખબર આપવી એ પોતાના ધંધાને સહેલાઇથી ઘેર બેઠાં આખા હિંદુસ્તાનમાં ફેલાવવા બરાબર છે. વર્તમાન પત્રો કરતાં પુસ્તક તથા માસિકમાં જાહેર ખબર આપવી એટલા માટે ફાયદાકારક છે કે તે દરેક મનુષ્યની લાયબ્રેરીમાં કાયમ માટે રહે છે અને તેનો સંખ્યાબંધ માણસો લાભ લેશે.

## ભેટના પુસ્તકમાં જાહેર ખબર આપવાના ભાવ.

બહારનું ટાઇટલ પેજ રૂા. ૧૫, અંદરના દરેક ટાઇટલ પેજનાં રૂા. ૧૦, દરેક આખા પેજનાં રૂા. ૬, અડધા-પા પેજની જાહેર ખબર લેવામાં આવશે નહીં.

## માસિકમાં જાહેર ખબર આપવાના છેલ્લામાં છેલ્લાં ભાવ.

| સાઇઝ. | એક વર્ષ. | ૭ માસ. | ત્રણ માસ | એક વખત. |
|---|---|---|---|---|
| આખું પેજ. | રૂ. ૬૦ | ૩૫ | ૨૦ | ૮ |
| અરધું પેજ. | રૂ ૩૫ | ૨૦ | ૧૨ | ૫ |
| પા પેજ. | રૂ. ૨૦ | ૧૫ | ૧૦ | ૪ |

ટાઇટલનાં ચારે પેજ માટે કોઇએ પણ નક્કી લેવી નહીં. ઉપર જણાવેલ ભાવમાં વારંવાર બીલકુલ કરવામાં આવશે નહીં. અપ્રમાણિક જાહેર ખબરો લેવામાં આવશે નહીં.

વધારે વિગત માટે તુરત લખો અથવા મળો:—

ઓ. વ્યવસ્થાપક, શ્રી 'કચ્છી જૈન મિત્ર' માસિક,
મુલજાની બીલ્ડીંગ-દાણા બંદર-માંડવી-મુંબઈ.

જાણીતા કચ્છી જૈન દાનવીર



શ્રીમાન્ શેઠ ખેતશી ખીઅશી, જે. પી.

૧૧ મી શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના અધ્યક્ષ.

 [ફોટોગ્રાફર ગા તારાપોર



# શ્રીમાન્ શેઠ ખેતશી ખીઅશી, જે. પી. ના જીવનની ટુંક રૂપરેખા.





સંવત્ ૧૯૧૨ માં શ્રી કચ્છ સુથરીમાં શેઠ ખેતશી ભાઇનું જન્મ શાહ ખીઅશી કરમણને ત્યાં થયો. એમની માતાનું નામ ગંગાબાઇ હતું. તેમણે નવ પુત્ર અને એક પુત્રીને જન્મ આપ્યો. તેમાં ખેતશી ભાઇને આઠમા તરીકે કહી શકાય, હાલ ખેતશી ભાઇના વડીલ બન્ધુ ડોસાભાઈ કચ્છમાં રહે છે અને લઘુ બન્ધુ હેમરાજ ભાઇ મુંબઈમાં રહે છે. એ સિવાયના પ્રતાપી આત્માઓ આ નાશવંત જગતનો ત્યાગ કરી ગયા છે, છતાં લધાભાઇ અને શોજપાર ભાઇ પોતાની પાછળ સતતી મુકતા ગયા છે. ખેતશી ભાઈનું પ્રથમ લગ્ન સંવત્ ૧૯૩૨મા થયું અને બીજું લગ્ન સંવત્ ૧૯૩૭ માં થયુ પ્રથમના પત્નીનું નામ વેજબાઇ હતુ અને બીજા પત્ની વીરબાઇ નામે હાલ પ્રખ્યાત છે. તેઓ ઘણાંજ ધર્મિષ્ટ અને પુણ્યવાન છે તેમના ઉત્તમ સહવાસમા ખેતશીભાઈ પોતાને ભાગ્યશાળી સમજે છે એટલુંજ નહિ પણ તેમનાથીજ 'મારૂં ગૃહ સ્વર્ગતુલ્ય સુખપ્રદ દેખાય છે' એમ તેઓ માને છે.

સંવત્ ૧૯૪૪ માં ખેતશી શેઠને ત્યાં એક પુત્રરત્નનો જન્મ થયો. તેનું હીરજી નામ પાડ્યું અને હીરજીમાં હીર દેખાયું એટલે શોજપાર ખેતશી ની કું. ને બદલે હીરજી ખેતશી ની કું. તેજ સાલમા ચાલુ થઈ. કે જે દિન પ્રતિદિન ધનમા, આબરૂમા અને આંટમાં આગળ વધતી ગઇ. હીરજી શેઠ ઘણાંજ બુદ્ધિમાન છે, વિનયી છે, પિતૃભક્ત છે. પોતે નવીન વાતાવરણમા ઉછરેલા છે, પાશ્ચાત્યભાષાનુ સારૂ જ્ઞાન ધરાવે છે છતાં પોતાના તિર્થસમાન માતા પિતાની આજ્ઞા રામની પેઠે પાળે છે. હીરજી ખેતશીની કું. નું તમામ



વહીવટ પોતાના પિતાના છત્ર નીચે રહીને તેઓ ચલાવે છે અને પોતાની વયના અનેક ખાનદાન મિત્રો સાથે વિદ્યા વિનોદ કરવા સાથે વ્યાપારમાં પુરતું ધ્યાન આપે છે. ભવિષ્યમાં આ નર રત્ન જ્ઞાતિ, કોમ અને દેશને ઉજ્વળ કરવાને પોતાથી બનતું કરશે એમ અત્યારે દરેકને રીતસર

આશા રખાય છે. ખેતશી શેઠ પોતે ભોળા દિલના હોવા છતાં ધંધાને અંગે અતિ નિપુણતા ધરાવે છે. તેમનામાં ઉત્સાહ, હિંમત, ધૈર્ય અને સાહસીકતા એટલી બધી છે કે જે તેઓ તેઓ જેમ સાધન વગરના હિંદુસ્થાનમાં જન્મેલા છે તેમ જો યુરોપ કે અમેરીકામાં જન્મ્યા હોત તો આજે તેઓ આખી પૃથ્વીને ચકીત કરી શકત એમ સુક્ષ્મ દ્રષ્ટિએ જોનારને સહજ દેખાઈ આવે છે. જેમ રણભૂમિમાં કોઇ શુરવીર યોદ્ધો જ્યારે હાથમાં તલવાર ગ્રહી શત્રુ સાથે લડે છે ત્યારે તે કાળે શું થશે તેનો કિંચિત્ પણ ખ્યાલ કરતો નથી તેવીજ રીતે જ્યારે કોલાબામા ખેતશી શેઠ જાય છે ત્યારે હરિફોને એવા તો હંફાવે છે કે તેઓ પણ મનમાં તેમની સ્તુતી કર્યા વગર રહી શકતા નથી. ગુજરાત, કાઠીઆવાડ, ખાનદેશ, વરાડ, કર્ણાટક અને બંગાળ વગેરે દેશોના અનેક શહેરોમાં તેમની પેઢીઓ ચાલે છે અને પૂર જોસમા વ્યાપાર કરે છે કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિમાં તેમના સમાન વ્યાપારી કુનેહ ધરાવનાર બીજો એક પણ નથી એમ આખી જ્ઞાતિ એકી અવાજે કબુલ કરે છે. એટલુંજ નહિ પણ તેમના પ્રસંગમાં આવનાર દરેક બુદ્ધિમાન મનુષ્ય પણ એમજ કહી શકે છે. તેઓ પાશ્ચાત્ય કેળવણીમાં પછાત છતા વ્યાપાર સંબંધમા એટલું બધું જ્ઞાન ધરાવે છે કે જે જ્ઞાન ગ્રેજ્યુએટોને હેરત પમાડે છે—વ્યાપારી જ્ઞાનમા તેઓ એમ. એ ગણાય છે. રૂના વ્યાપારીઓમાં તેમની આંટ બહુજ વખણાય છે, શ્રીમાન શેઠ રામનારાયણ, સર ઇબ્રાહીમ તથા સર સાસુન સાહેબ જેવા તેમના અનેક મિત્રો છે. ઇન્ડીઆ બેન્ક, ન્યુ સ્ટોક એકસચેઇન્જ, બોમ્બે કોટન એકસચેઇન્જ અને સેફ ડીપોઝીટ વગેરે ધીકતા ખાતાઓમાં તેઓ ડીરેકટરશીપ મેળવી શકયા છે

ખેતશીભાઇ મુર્તીમંત દયા ગણાય છે કારણ કે દુખીઆને દેખીને તેમનું હૃદય આર્દ્ર બની જાય છે તેઓ તો એમજ માને છે કે:—

'દયા ધર્મકો મૂળ હય, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.'

'પોતાના પ્રાણ સમાન પરના પ્રાણ સમજી પરને સુખ આપવાને હમેશાં તત્પર રહેવું એ દરેક મનુષ્યનું પરમ કર્તવ્ય છે, એમ તેઓએ અનેક પ્રસંગોએ અનેકવાર કહ્યું છે. એટલુંજ નહિ પણ "નવીન યુગના વિચારશીલ નવયુવકોને મારી સખાવતો બહુ સુસ્યવંતી ભલે ન સમજાય પણ અન્ન, વસ્ત્ર અને જળ વગર પ્રાણ તજતા માનવાત્માઓને તો તે અવશ્ય ગમશેજ અને તેમને ગમે એજ મારા હૃદયની પરમ ભાવના છે. વર્તમાન કાળના વિદ્વાનો મને માન આપે કે નહિ તેની મને દરકાર નથી પણ દુષ્કાળમાં ઘાસ અને પાણી વગર જે ગાયો, બળદો અને પશુ પક્ષિઓ લાખોની સંખ્યામાં મરણને શરણ થાય છે તેઓને ઘાસ અને પાણી આપતી વખતે તેઓના હૃદયમાં જો શાન્તિ વળે અને તેઓ જો એમજ કહે કે 'અમારા જીવતર ઉપરજ દેશની આબાદી અને ઉન્નતિનો આધાર છે' તો મારે

વર્તમાન પત્રોના સર્ટીફીકેટોની જરૂર નથી" આ તેમની દૃઢ માન્યતા છે અને તેથી તેઓના દાનનો પ્રવાહ વિશેષ દુષ્કાળ પીડિત આત્માઓને સહાયતા આપવા તરફ વળ્યો છે એકંદર રીતે તેઓ દૃઢ વિચારના છે, પોતાનું ધાર્યું કરે તેવા સ્વભાવના છે અને મુનિરાજોના વચનો પર પૂર્ણ શ્રદ્ધા રાખનારા છે કોઇ પણ શુભ કાર્ય કરવું હોય ત્યારે તેઓ મુનિવર્ગની સમ્મતિ લે છે અને તેમની સમ્મતિ મેળવ્યા પછી તેઓ શુભ કાર્યની શરૂઆત કરે છે, અર્થાત્ તેઓ દેવગુરૂના પૂર્ણ ભક્ત છે તેમને ગુપ્તદાન આપવું બહુજ ગમે છે અને અનેક પ્રસંગે તેઓ તેમજ કરે છે, છતાં જાહેર કાર્યોમાં પણ અનેક વખત તેમને દ્રવ્યનો સદ્વ્યય કરવાનો પ્રસંગ આવેલો છે અને તે નીચે પ્રમાણે છે

સંવત્ ૧૯૫૫ થી ૧૯૭૨ સુધી કચ્છ-કાઠીઆવાડ અને ગુજરાતમાં દુષ્કાળના પ્રસંગે લગભગ રૂા ૩,૦૦,૦૦૦) તેમણે અન્ન વસ્ત્ર માટે આપ્યા છે એ શિવાય દેરાસરોના જીર્ણોદ્ધારમાં રૂા ૧,૦૦,૦૦૦) ધર્મશાળાઓના બાંધકામમાં રૂા ૨૫ ૦૦૦), જીવદયામાં રૂા ૭૫,૦૦૦), પાલીતાણાની હોનારત વખતે છાપરાઓના બાંધકામમાં રૂા ૧૫,૦૦૦), લીંબડીમાં ઉપધાનની બે વખતની ક્રિયા પ્રસંગે રૂા ૨૪૦૦૦), પાલીતાણાના સંઘ વખતે રૂા ૧,૨,૦૦૦૦) ઉજમણામાં રૂા ૮૦,૦૦૦), કચ્છ સુથરીમાં સમગ્ર



જ્ઞાતિને પોતાને આંગણે આમંત્રી તેમના દર્શનથી પાવન થવાને ઇરાદે ઉજમણામાં રૂા ૮૭,૦૦૦), પોતાના તરફથી ફુલ નહિ તો ફુલની પાંખડી અર્પવી એવી ભાવનાથી કરેલી સાત વાસણોની લાણી (પ્રભાવના) માં રૂા ૮૦,૦૦૦), પાલીતાણાની બોર્ડીંગમાં રૂા ૫૦,૦૦૦) બીજી બોર્ડીંગો, બાળાશ્રમો અને અનાથાશ્રમોમાં રૂા ૩૦,૦૦૦) અને ભિન્ન ભિન્ન સ્થળે પાઠશાળાઓ, શ્રાવિકાશાળાઓ અને કન્યાશાળાઓ નિમિત્તે રૂા ૨૫,૦૦૦) તેઓએ અર્પ્યા છે એ સિવાય પાલીતાણા પાસે આવેલા ચોક ગામમાં તેમણે હોસ્પીટલનું મકાન બંધાવી આપ્યું છે અને કચ્છ સુથરીમાં તેમણે એક દવાખાના સારૂ મજબુત મકાન બંધાવીને દવાખાનું ચાલુ કર્યું છે, જેનો વાર્ષિક ખર્ચ રૂા ૨,૫૦૦) છે હાલારમાં આવેલા ક્રમાશંગ પ્રગણામાં તેમના તરફથી અનેક પાઠશાળાઓ ચાલે છે, તેનો વાર્ષિક ખર્ચ રૂા ૨ ૫૦૦) થાય છે. એ ઉપરાંત તેમની સામ્રત સખાવત કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિને કરજ મુક્ત કરવાની મશહુર છે, તેમાં તેમણે રૂા ૭૬,૦૦૦) ની નાદર રકમ ઉમેદથી અર્પી છે અને જ્ઞાતિએ આપેલા માનપત્રના મેળાવડામાં રૂા ૧,૦૧,૦૦૧) નિરાશ્રીત વર્ગ માટે તથા રૂા ૨૫,૦૦૦) જુદા જુદા કેળવણીના ખાતાઓ માટે અર્પી તેમણે પોતાના જીવતરને કૃતકૃત્ય કર્યું છે એમની સખાવતોનો આંકડો રૂા ૧૧,૬૮,૦૦૦) અગીઆર લાખ અડસઠ હજારનો અંદાજ છે અને તેમાં ગુપ્ત દાનની ગણના તો થઇ શકતીજ નથી જો કે ઉપરોક્ત આ સખાવતોમાં તેમના બંધુ હેમરાજ ભાઈ તથા મેઘજીભાઈ શેઠના સુપુત્રરત્ન વસનજી ભાઇ તથા શિવજી ભાઇએ

પણુ કેટલીક ફાળો આપેલા છે કે જેની નોંધ વિસ્તારના ભયથી અત્રે લીધી નથી એટલુંજ નહિ પણુ તેમના લઘુ બંધુ હેમરાજ ભાઈ ખેતસિંહ શેઠને પિતા તુલ્ય સમજે છે અને લક્ષ્મણુની પેઠે તેમની આજ્ઞા માન્ય કરવામાજ પોતાનુ કલ્યાણુ માને છે તેમજ તેમના સુપુત્ર રત્ન લાલજી ભાઇ પોતાના પિતાને શોભાવે એવા સદ્ગુણો ધરાવે છે અને શીવજીભાઈના બન્ને પુત્ર પણુ એજ રીતે ખેતસિંહ શેઠનુ વિનય પૂર્ણ પ્રેમથી સાચવે છે આ રીતે જેના ખેતસિંહ શેઠને કુટુબ તરફથી પૂર્ણ સતોષ છે તેમને સારા સગાઓ વિદ્વાન મિત્રો અને અનેક ગુણી જનોનો સમાગમ પૂર્વ પુન્યથી પ્રાપ્ત થયો છે, અને જેથી કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિમા અત્યારે તેઓ પૂર્ણ ભાગ્યશાળી, અગ્રેસર લેખાય છે અને જ્ઞાતિએ તેમને પ્રમુખ તરીકે સ્વીકાર્યા છે. તેમને સરકાર તરફથી જે પી ની પદવી મળી છે અનેક રજવાડાઓમા તેઓ સારી લાગવગ ધરાવે છે અને કેટલાક રાજાઓ સાથે તેમને મૈત્રીનો સારો સબધ છે એકદર રીતે તેઓ જ્ઞાતિના અગ્રેસર છે, વ્યાપારીઓમા મોખરે છે, સરકારમા સન્માન ધરાવે છે અને કુટુબમા સુખી છે પણુ (પરને દુ ખે દુ ખી છે અર્થાત્ દયાળુ સ્વભાવના હોવાથી અનેક દુ ખી આત્માઓને દુ ખ મુકત કરવાને તેઓ યત્ન કરે છે) ખેતસિંહ શેઠના જીવનમાથી શ્રીમાનોને ઘણુંજ સમજવાનુ છે, તેમની સાદી રહેણી કરણી આ ફેશનેબલ જમાનામા અનેકોને બોધ લેવા જેવી છે અને કેવળ ખાનપાન ને આરામમા સુખ ન માનતા પરોપકારના કામમાજ સાચુ સુખ સમાયેલુ છે એમ તેઓનુ જીવન જગતને શીખવે છે તેમના જીવન માટે જેટલુ લખાય તેટનુ ઓછુ છે છતાં વિસ્તારના ભયથી અત્રે વિરમુ છુ

રા. અભય.



મીઠીજ મીઠી કરતાંજ વાત,
ન જાય જાણી અરે જાતી રાત.
તે દંપતી તે રસ તે વિભાવો,
તે ચિત્ત ને તે વર હાવભાવો;
તે આદ્યસંયોગની પ્રીત રીત,
ન વર્ણવી કોઇ શકે ખચીત.
નાની નવોઢા નવનેહવાળી,
મુગ્ધા અને મોહક લાજવાળી;
અનેક ભાવો મનમાં દબાવે,
તથાપિ તે કેમ દબે સ્વભાવે.
ઘડીક વાંકી નજરે નિહાળે,
ઘડીક સામું નહિ લેશ ભાળે,
ઘડીક નેત્રો થકી નેત્ર જોડી,
જોતાજ જોતા લઈ લે વિછોડી
સોહાવભાવો વિજયા કરે છે,
વિદગ્ધવાણી મુખ ઉચ્ચરે છે,
ખરેજ ફુલો હસતા ખરે છે,
કટાક્ષ સેંજે અનિશે કરે છે.
પતિ તમે છો મુજ પાળનારા,
સ્વામી તમે છો નહિ ખામી વાળા;
ભર્તા તમે છો મુજ પોષનારા,
પ્યારા તમે છો અતિ પ્રેમવાળા.
હે નાથ! ભર્તા! પતિ! કંથ! મારા,
હું છું તમારી રમણી રૂપાળા;
એ બોલ બોલી બસ બંધ રે' છે,
મુગ્ધાની મર્યાદ ખરેજ એ છે.
શૃંગારની રેલમ છેલ વાળી,
પ્રેમાળ પૂરા રસથી રસાળી;
સુધા ભરે આગળ જાસ પાણી
એવી પ્રિયાની સુણી મિષ્ટવાણી.
ન ક્ષોભ પામ્યો મનથી લગાર,
ગંભીરતા સાગર ધૈર્યધાર;
બોલ્યો પછી તે વચનો પ્રિયાને,
લક્ષી યથા ઇક્ષુવિકાર જાણે.
અરે! પ્રિયા! સાંભળ મારી વા'લી,
ન હાવભાવો કર આજ ઠાલી;
સંયોગ ઇચ્છા તજી શાંત રે'વું,
એ છે નું ખાલી તનતાપ દે વું.

મે બ્રહ્મલાભો ગુરૂથી સુણીને,
અંધારીયું પક્ષ મને કરીને;
ગુરૂસમીપે વ્રત ઉચ્ચર્યું છે,
ત્રિદિન બાકી હજી તે રહયુ છે.
આ પક્ષ હે કામિની! વીતી જાશે,
જ્યારે બીજાની શરૂઆત થાશે;
ગમા રમીશું રતિ તે પ્રસંગે,
ન આજ વામા! રમું તારી સંગે.
વાણી પતિની સુણતાંજ નારી,
ઠરીજ ગૈ તે વિજયા તિવારિ;
જાણે સલાટે પુતળી ઘડી છે,
મુખાકૃતિ તે વિલખી પડી છે.
નીચું નિહાળી જિન નામ લે છે,
પછી સ્વયં તે મન સંવરે છે;
રૂદે ઘણી ધીરજતા ધરે છે,
શું બોલવું એમજ ચિંતવે છે.
મર્યાદ લજ્જાદિથી કાંઇ જ્યારે,
ન બોલવાની પડી સુજ ત્યારે;
મુંઝાઇ અંતે રડવાજ માંડી,
કદી ન જાયે પ્રકૃતિ વિછાડી.
ચૌધાર ચાલ્યાં ચતુરાની આંખે,
આંસું નીસાસા વળી ખૂબ નાખે;
બની ગયા છે બહુ લાલ લાલ,
તે ગોરીના ગૌર ગુલાબી ગાલ.
**આંખેથી મુક્તાફળની પ્રમાણે,**
**ચૌધાર આંસું ખરતાંજ જાણે;**
એકાવળી હાર ખરી રહયા છે,
વિભિન્ન થૈને વિખરી રહયા છે.
આ અશ્રુમાળા ક્ષણવાર ગાલે,
અપૂર્વ શોભા સજતી વચાલે;
તુટી તુટી તે સ્તનને મથાળે,
શોભી રહી છે નિજપાત કાળે.
કાઠીન્યતાથી અથડાઇને ત્યાં,
ચૂરેચૂરા થૈ પસરાઇ તે ત્યાં.
રચાઇ તેથી રચના વિચિત્ર,
સ્વભાવ સૌંદર્યનું એજ ચિત્ર.
દેખી પ્રિયાની અતિ લાલ દ્રષ્ટિ,
આંસુંતણી જે કરતી સુવૃષ્ટિ,



પછી પ્રિયાને કહી મારી વાલી, હેતે લીધો છે ઝટ હાથ ઝાલી.

ચિતાર -શ્રી દત્તાત્રય. જુઓ પાનું-૫





આંખેથી મુકતા ફળની પ્રમાણે, ચોધાર આંસું ખરતાંજ જાણે.

ચિત્રકાર —મી દત્તાત્રય

જુઓ પાન ૬



કહ્યું પતિએ મન ધૈર્ય ધારી,
તું કેમ થૈ વ્યાકુળ આમ નારી.
એમાં તમે શું અતિકષ્ટ ભાસે,
જોતાંજ જોતાં ત્રણ દિન જતાં;
મુંઝાય શાને મનમાં પ્રિયા! તું,
લે એચ્છો ભોગે મન તારૂં જતું.
આશ્વાસ દેતી અતિ ટેક વાળી,
વાણી સુણી તે પતિની રસાળી;
મુખે છવાઇ અતિ ગૌક છાયા,
કુસુમ પેરે કરમાઇ કાયા.
જુવાનીના સ્રોત તટે રહેલી,
શૃંગાર છોળે અતિ વિસ્તરેલી;
જે ઓજ ફુલોથી ખરી ખીલેલી,
જે પુષ્પરૂપી ફળથી ઝુકેલી.
અપૂર્વ તે એક રસાળ વેલી,
યુવાન ચિત્તે કરતીજ કેલી;
આશ્ચર્ય પૂરે દુખતી થઇ છે,
'ઊંડું જ ઊંડું' ઉતરી રહી છે.
આહ્લાદી તેજસ્વી અને વિશાલ,
જે અષ્ટમી ચંદ્રસમાન ભાલ;
પ્રસ્વેદ બિંદુથી છવાઇ આછું,
તેજસ્વી થૈ તેજ વધ્યુંજ પાછું.
ફરી ફરી ફેરવતી સ્વલક્ષો,
પળે પળે જે કરતી કટાક્ષો;
તે આંખ થૈ છે મુનિવૃત્તિ જેવી,
યા દેવીના જેવી વિચારી લેવી.
ગોરા ગુલાબી સુકુમાળ ગાલ,
જે ગુપ્તહાસ્યે કરતાં કમાલ;
ઝાંખાશવાળા થઇને પછી તે,
ગંભીરતા શાળી થયા સુરીતે.
ફરી ફરી જે મલકાઇ છાના,
કાંઇક હાસ્યે હસતું મજાના;
તે મુખસંપુટ ખીડાઇ માંહિ,
તે હાસ્ય રૂધાઇ રહ્યું જ ત્યાંહિ.
આનંદ વાયુ તણી મંદ લેરે,
ઝુકી રહી જે હતી વેલીપેરે;
ધીરે ધીરે તે સ્થિર થૈ રહેલી,
નિષ્કંપ થૈ ઉત્કટ કંપ મેલી.

અદૃશ્ય થૈ દૃશ્ય દ્વદરિ સૃષ્ટિ,
એકાગ્ર થૈ ચંચળ ચિત્ત
અને તે નિરાલંબનતા ધરે છે,
તે યોગ દૃષ્ટિપણું આ
નવી અને નાજુક નાની નાર,
નવીન આ યોગથી તે
તેવી અવસ્થા ધરતી ક્ષણિક,
પછી થઈ કાંઇક હી
આશા મુકીને ધરતી નિરાશા,
સ્વનાસિકાથી મુકતી નીર
આંસુ લુછી પાલવથી સ્વહાથે,
વસ્ત્રાદિ સંકોરીજ સાથ
અને પછીથી નિજ ચિત્ત માર્યું,
શોકાદિ કોરે કરી સુવિ
તથા ધીરે શાંત મને સુરીતે,
વદી વિવેકે વિજયાસ
રે નાથ! મારા અતિ નેહવાળા,
લાગી નથી તે તન કામજ
કે'તાં અરે! આ શરમાય બાળા,
તથાપિ કે'છે સુણજો રે
મારી હતી માત સુધર્મશાળી,
તેથી થઇ હું પણ ધર્મવ
જો કે હતી બાળવયે હયાતિ,
તથાપિ ધર્મે હતો રંગ
નિત્યે જતી સૈયરવર્ગસંગે,
ઉપાશ્રયે સાધ્વીસમીપ
તેનો મને ત્યાં ઉપદેશ લાગ્યો,
વ્રતોપદેશે વ્રતરાગ
અબ્રહ્મબાધા કરી તેની હાથે,
અંધારીયા પક્ષની છૂટ સ
સુણી તમારો સવિ આ પ્રબંધ,
મારે હવે તો પખ એક
તમે હવે રૂપગુણે ધણેરી,
હે નાથ! નારી પરણો અ
આ પાળશે શીળ તમારી નારી,
સંસારમાં જે અતિહિત!

તે સુંદરી સુંદર અંગનાણી,
　　　　એવું વદીને થઈ મૌનધારી;
બની પછી કેવળ શાંત ચિત્તે,
　　　　ત્યારે વધ્યા પ્રીતમ વેણુ પ્રીતે
હે પુણ્યવતી ગુણવતી નારી,
　　　　તારા સમી થૈ નથી ના થનારી,
ન હાલ છે આ જગમાંજ અન્ય,
　　　　માતા પિતા છે તુજ ધન્ય ધન્ય
તું એક નારી ગુજ ચિત્ત નારી,
　　　　ખોળી બધી મે મન માંહ ધારી,
ચિંતામણીને તજી ભાનભોળે
　　　　વેનોજ હાથે કર્યો કાંકરો લે
સુભાગ્યવતી સુવિચારવતી
　　　　સદાય સદ્ગુણ વિષે વસતી,
સદ્ધર્મપત્ની સતનામ ધારી,
　　　　પુણ્યે મને તું મળી પુણ્ય નારી
રે કોમળાંગી કરમાય કેમ
　　　　પાળીશું સાથે શીઝ હેમખેમ,
સ્વબ્રહ્મભગે ભય મેલી દે તું
　　　　આનંદવેગે વિકસી રહે તું
હે અંગના! નિર્મળચિત્તવાળી,
　　　　સંગે રહી આપણુ શીળશાળી,
શ્રીધર્મકર્મ અતિ આદરીશું,
　　　　સુખે સુખે કાળજ નિર્ગમીશું
વળી અરે! સાંભળ તું સુજાત,
　　　　કોઈ કને આ ન કરીશ વાત,
એવું સુણીને વિજયા કહે છે,
　　　　એ વાત છાની પ્રિય કેમ રે'શે.
ન કોઈને આપણુ કાંઈ કે'શું,
　　　　જાહેર થાતાં ઝટ દાબી દે'શું,
તથાપિ છાની નહિ તે રખાશે,
　　　　કયારેક તુરી સ્વયમેવ જાશે
છે પૂજ્ય જે માતપિતા તમારા,
　　　　વળી વિશેષે પૂજનીય મારા,
તે જાણશે જે સમયે તિવારે,
　　　　કહો પિયુજી કરવું શું મારે
જે લાજવતી કુળવતી નારી
　　　　જે માન્ય તેને અતિમાન નારી,
પૂજ્યો પ્રતિ પ્રેમજ રાખનારી,
　　　　પ્રભુની પેઠે તસ પૂજનારી
તે જે કહે તે ઝટ ઝીલનારી,
　　　　કદી ન આજ્ઞાની ઉથાપનારી
દે તે ઉપાલંભ ઘણો કદાપિ,
　　　　તે વેણ એક ન વદે તથાપિ
એ નાથ જાણો અતિ પ્રાણ પ્યારા
　　　　નીતિ રીતિને સુવિચારનારા
આ વાતમાં કાંઈ મને ન સૂજે,
　　　　વિચારતાં તે મન મારૂં મુંજે
જે દાક્ષથી સાકરથી મધુરી,
　　　　વળી ન એકે રસથી અધુરી,
વાણી પ્રિયાની સુણી આ પતિએ,
　　　　કહ્યું પ્રિયા તું મન કેમ ખીએ
આ વાત દાબી ન અરે! દબાશે,
　　　　જાહેર થૈને જનમાંપિ જાશે
ત્યારે રજા લૈ ગુરુપાસ જૈશું,
　　　　સુખે કરી સંયમ સાથ લૈશું
વિવેકિની ઉત્તમ તુંજ જાત,
　　　　ન કોઈ વાતે કર તું ઉચાટ.
શાસ્ત્રે કરી વિઘ્ન દુરે કરાશે,
　　　　તે પૂજ્ય પાદો અનુકૂળ થાશે
વિચારશે સાચા વ્યવહાર ન્યાને,
　　　　ઉચિતતાને અનુસાર થાને.
રાચો નહિ મોહ શિકારી પાશે,
　　　　પ્રભુપસાયે સહુ સારૂં થાશે
સદ્ધર્મ સેવો હમણા અતિશે,
　　　　જે આપણા કર્મ કરેલ પાસે,
વળી પ્રભુજાપ કરો વિશેષે,
　　　　રહો જિહાં સુધી ગૃહસ્થવેષે
એવું કહ્યું શ્રીવિજયે વિજયાને,
　　　　કરી મને વાત ઘણી પ્રિયાને,
પછી પતંગે સુખને સુવાડે,
　　　　કાંઈક છેડે વિજયા તિવારે
બન્ને જણા ત્યાં તજી વિકથાઓ,
　　　　સુતે સુતે શીળતણી કથાઓ.
કેતાંજ કેતા મન શાંત ભાવે,
　　　　નિદ્રિત થૈ નેત્રયુગો મિચાવે.

અહો! આ સુતેલાં રમણુરમણીનાં ઉરકજો,
અંતિરાગે વ્યાપ્યાં નહિ વિષયકાંટા નિકટજો;
અરે! કાંટાવાળાં હૃદયકુસુમો ભોંયથી મળે,
મળે તોએ ખૂંચે સુખ હૃદયને તે નવિ કરે.
ખરો આ તે મેળો નિકટ ખરકાંટા વગરનો,
ખરો આ તે મેળો વિષયસુખ ખુંચો વગરનો;
ખરો આ તે મેળો હૃદય હૃદયે યોગ ધરતો,
ખરો આ તે મેળો હૃદય હૃદયે શાંતિ કરતો.
ભલે કાવ્યે કામીકવિજન કવે કોઇ અથવા,
ભલે ભોળેભાવે કવિજન કવે આ જણવવા;
ખરાં પ્રેમી હોવે વિષયસુખ પ્રેમી મન છતાં,
અને પ્રેમે હોવે મતલબ ન તે લેશ ધરતાં
અરે! કિન્તુ એ છે જગતજનને ખુશ કરવા,
ખરે તેના સાચા અનુભવ વિનાનું જ અથવા;
ધરે પ્રેમી જોડું વિષય સુખ આશા હૃદયમાં,
અરે! એથી મોટી મતલબ કયી છે જગતમાં.
ન એ આશામાંહે રમણુરમણી આ વિચરતાં,
ખરાં પ્રીતિપાત્રો ધરમપથથી પ્રીત ધરતાં;
સ્વશીલે તે નીત્યે જગતજનને પૂનીત કરે,
અને તેનાં નામો સ્મરણુ કરનાર સુખ વરે;
શ્રી શ્રી વિજયા અને વિજયના શીલે કરી શોભતો,
શૃંગારાદિરસે કરી રસીકનાં હૃદપદ્મ લોભાવતો;
રાત્રિએ વિજયા અને વિજયના સદયોગરૂપે કથી,
ચોથો સુંદર સર્ગ સિદ્ધિ રચિએ પૂરો કર્યો હર્ષથી.

(સંપૂર્ણ.)

---

# અમારો આવતો અંક.

## જાન્યુઆરી ૧૯૨૮.

| વિષય. | લેખક. |
|---|---|
| ઇશ્વર વિષે અજ્ઞાન ... ... | રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી. |
| સંયમ અને સૌંદર્ય ... ... | રા. સુશીલ. |
| મનુષ્યાવતાર અને તેની કિંમત ... | સાધ્વીશ્રી રૂપશ્રીજી. |
| વીરાંગના એન્ની બિસેંટ ... | રા ગોકલદાસ દ્વારકાદાસ રાયચુરા. |
| મહારાવશ્રી ખેંગારજી ... ... | રા. મગનલાલ ડી. ખખ્ખર, જે. પી. |
| તેલ અને સાબુઓ. . . | રા નટવરલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ. |
| બન્ધુઓ હવે તો જાગો ... ... | રા. ક્ષમાનંદ. |
| સ્ત્રી કેળવણી વિષે કંઇક ... ... | શ્રીમતી ઝબકબ્હેન મજપાળ કપાસી. |
| કુમુદ ... ... ... | રા. જયંત. |
| સમાજ સેવા અને આપણે ... | રા. પદમશી નથુભાઇ શાહ. |
| સ્વરાજ્યની માગણી અને યોગ્યતા. ... | રા. શિવજી ચત્રભોજ શાહ, બી. એ. |
| બાળલગ્નનો કકળાટ ... ... | રા. મોહનલાલ જી. પંડ્યા. |
| તમાચો ... ... ... | રા. સમાજ સેવક. |
| જૈન ધર્મ ... ... ... | રા. ચન્દ્રશંકર મંગળજી ઓઝા. |
| મિત્રાચારી ... | રા. રણછોડદાસ જગજીવન કાપડીઆ, B. A. L L. B. |
| આપઘાત ... ... ... | રા. ખીમજી રાપશી શાહ. |
| જીંદગીની સાફલ્યતા ... ... | રા. વીરજી રાજપાર માસ્તર. |
| કન્જી સપારો! ... ... ... | રા. પાગલ |
| પ્રાસંગિક નોંધ ... ... ... | ... ... ... ... |
| ધર્માત્મા ચંદન ... ... ... | રા. લલિતાંગ. |

આ સિવાય કોન્ગ્રેસ, કોન્ફરન્સ આદિ પરિષદોનો અહેવાલ તેમજ વર્તમાન સમાચાર વગેરે વિષયો, જાણીતા ચિત્રકારો અને ફોટોગ્રાફરોના હાથે સચિત્ર રજુ થશે.

## "WHAT IS PRAYER"?



## સત્ય પ્રાર્થના.

હિંદના ધર્મ ભગિની ભગવતી એની બિસેન્ટના એ ગીતનું અનુગાન

(અજની ગીતની ધૂન.)

સ્વતંત્ર બનવા ઝંખી ઝૂરતા
અન્ય અનાથતા હરવા મથતા
અકર્મ છતાં, ધીર કાર્ય જ કરતા
સત્ય પ્રાર્થના, એ જ ધરે!
નિન્દે ન કોઇ, સહુને ચહતા
દુર્જનપર પણ દયા જ ધરતા
સસ્નેહ, સ્વાત્માર્પણ કરતા
સત્ય પ્રાર્થના, એ જ ધરે!
સત્ય વાત સૂઝ તે વદતા
કૃપા ક્રોધ ન ગણી ઉર ધરતા
એક ટેકી, પાળે વ્રતનીરતા
સત્ય પ્રાર્થના, એ જ ધરે!
વિચાર સ્વાતંત્ર્યે જ પ્રમનતા!
ભીક્ષાર્થી રણ વગડે ફરતા!
વીર કર્મે જ પ્રભુને સ્તવતા—
એમ સત્ય પ્રાર્થના ધરે!

અનુગાતા લલિત—



# મીસીસ બીસેન્ટ

## અર્વાચીન યુગની કર્મયોગીની.

(લેખકઃ—રા. ગોકલદાસ દ્વારકાદાસ રાયચુરા.)



નૂતન હિંદના અગ્રગણ્ય ગણાતા નેતાઓમાંની એક, હિંદમાં સ્વરાજની ભાવનાનો સંચાર કરાવી તે ભાવનાને પોષનાર ભારતવર્ષનું સનાતન ગૌરવ સતેજ કરનાર ભ્રાતૃ ભાવના મોંઘા મૂલા મંત્રોનો સાક્ષાત્કાર કરાવનાર મહાન્ વ્યક્તિ મીસીસ બીસેન્ટને આજ કોણ ઓળખતું નથી? પૂર્વ અને પશ્ચિમની સધીરૂપ હિંદ અને બ્રિટાનીયાને પ્રજાકીય સાંકળથી જોડનાર ગૌર અને કૃષ્ણવર્ણના ભેદ ભાંગનાર મીસીસ બીસેન્ટના નામથી આજે કયો ભારતવાસી અજાણ્યો હશે? ભારતનો ઉદ્ધાર એજ જેનો જીવનમંત્ર છે, પુરાણુ ભારતવર્ષની પ્રાચીન જાહોજલાલી ફરીથી પ્રાપ્ત થાય એજ જેનું ધ્યેય છે, સમસ્ત જગતમાં હિંદીઓ પણ એક મહાન પ્રજા તરીકે પ્રજાકીય હક્કો ભોગવે તેને માટે સતત્ પ્રયત્ન કરવો એજ જેની નેમ છે તેવા મીસીસ બીસેન્ટને, તેમના જીવનને જાણવાને કોણ ઉત્સુક નહિ હોય?



મીસીસ બીસેન્ટે આજથી પચીશ વર્ષ પહેલાં હિંદના કિનારા ઉપર જે દિવસે પોતાનો પગ મૂકયો હતો તે દિવસથી હિંદના કલ્યાણની, હિંદી જનોનાં જીવનની શુભ આશાઓ રોપાઇ હશે એમ અત્યારે કહીશું તો અસ્થાને નથી. કારણ કે તે મુદ્દત દરમ્યાન તેમણે હિંદમાં થીઓસોફીકલ સોસાઇટી જેવી મહાન મંડળીના અધ્યક્ષ તરિકે, હિંદના કેળવણીના પ્રશ્નોમાં મુખ્ય ભાગ લેનાર તરિકે, હિંદ જીવનના કેટલાક વિકટ પ્રશ્નોની ઉકેલનાર તરિકે, હિંદનું પ્રાચિન ગૌરવ સતેજ કરનાર તરિકે અને છેવટે હિંદની રાજકીય અભિલાષઓની આશા જહાજના એક સુકાની તરિકે જે કાર્ય બજાવ્યું છે તે હિંદ નહિ ભૂલે હિંદનો ઇતિહાસ નહિ ભૂલે. બીતેર વર્ષની વયે મીસીસ બીસેન્ટ આજે જે જે કાર્યો કરી રહ્યાં છે તે કાર્યો હિંદના યુવાનોને, હિંદના રાજદ્વારી પુરૂષોને અને નૂતન હિંદના દરેક સ્થાપકોને માટે અનુકરણીય છે એમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તી નથી. તેમની અદ્ભુત વકતૃત્વ શક્તિ, તેમની સશાંત અને સચોટ વાણી, વકતા તરીકે તેમનો ઉંડો અભ્યાસ,

હેમની વિચાર શકિતની પરિપૂર્ણતાથી ચાલતી લેખીની, હેમના લખાણોમાં રહેલી મીઠાશ અને ઉપયોગીતા, હેમનાં વકતૃત્વથી લોકો પર થતી જાદુઈ અસર જેમણે સાંભળી છે, જોઇ છે અને અનુભવી છે તેને મીસીસ બીસેન્ટ એક અર્વાચીન યુગની મહાન વ્યકિત છે એમ કહેવુજ પડશે



હિંદના કલ્યાણ માટે હેમણે જે જે સતત પ્રયત્ન કર્યા છે અને કરે છે તેથી હિંદનો એક પણ કેળવાયલો મનુષ્ય અજ્ઞાત નથી હેમની કાર્ય કરવાની શકિત એટલી બધી અદ્ભુત છે કે તે તપાસતા મીસીસ બીસેન્ટ મનુષ્યોમા પણ એક ઉત્તમ મનુષ્ય છે એમ કહ્યા વગર ચાલશે નહિ. હિંદમા અત્યાર સુધીમા જેટલા જાહેર વ્યાખ્યાનો આપ્યા છે, અત્યાર સુધીમા હિંદી જનો માટે ધાર્મીક વિષયમા, તત્વજ્ઞાનના વિષયમા અને રાજદ્વારી વિષયમા પ્રતિ વર્ષે હેમણે જે જે કો લખ્યા છે, જે જે ન્હાના ન્હાના ચોપાનીયાઓ જુદા વિષય ઉપર હેમના તરફથી દર વર્ષે ... થતા રહ્યા છે તેમજ જે જે માસિકો તેમના અધિપત્ય તળે પ્રગટ થાય છે તેમાં હેમની પ્રવૃતિ અને જન સમાજના ઉદ્ધારની ઉદાર ભાવના તપાસીશુ તો એ ઘડી હેમની શકિત કેવા ઉચા પ્રકારની હશે તેની તુલના કરવામા આપણે ગુંચવાઇ જઇએ છીએ.

સદ્ભાગ્યે આ અદ્ભુત શકિત હિંદને જગતની અન્ય પ્રજાઓમાં સ્થાન અપાવવાને માટે ઉપયોગી કાર્ય કરી રહી છે સને ૧૯૧૪ ની જાન્યુઆરીની બીજી તારીખે મીસીસ બીસેન્ટે "કૉમનવિલ" નામનુ અઠવાડીક પત્ર અખ્યારમાં પ્રકટ કર્યું અને તેજ વર્ષના જુલાઈ મહિનામા "ન્યુ ઇન્ડીયા" કે જેહનુ નામ અને કામ આજે હિંદના કેળવાયલા વર્ગમાં માનીતુ થઈ પડયુ છે તે દૈનિક પત્ર મદ્રાસ ખાતે પ્રકટ કરી, ત્યારથી આજ દિન સુધીમા હિંદ માટે એ પત્રોદ્વારા જે અદ્ભુત કાર્ય કરી લોકમતને કેળવી રાજદ્વારી ક્ષેત્રમા હિંદવાસીઓને ઉલટથી, ઉત્સાહથી અને ખંતથી ભાગ લેતા કર્યા છે તે માટે હિંદ, મીસીસ બીસેન્ટનુ સદાનુ, રૂણી રહેશે એ રૂણમાંથી સહજ મુકત થવાને ભારતવાસીઓ તરફથી ચાલુ વર્ષની કલકત્તાની નેશનલ્ કોન્ગ્રેસના પ્રમુખપદનું અદ્વીતય માન મીસીસ બીસેન્ટને મળ્યુ છે અને હિંદવાસીઓનું આ પગલુ ભવિષ્યની પ્રજાનો ઇતિહાસ લખાશે ત્યારે કેટલુ આવકારદાયક ગણાશે તે ત્યારેજ સમજાશે.

આપણી નૂતન હિંદની નેતા, કલકત્તાની નેશનલ કોંગ્રેસની પ્રમુખ મીસીસ બીસેન્ટનાં જીવનની રૂપરેખા અત્રે દોરીશું તો અસ્થાને નહિ કહેવાય.

## જન્મ અને બાલ્યાવસ્થા.

ઇગ્લંડના રાજ્ય પ્રકરણને ઉત્તમ સ્થિતિએ લાવનાર, લોર્ડ હાથર્લ જેવા પ્રસિદ્ધ પુરૂષના કુટુંબમાં ઉતરી આવેલા મી. વુડ નામના ઇગ્લંડના એક પ્રસિદ્ધ ડોકટરને ત્યાં



સને ૧૮૪૭ ના અકટોબર મહિનાની પહેલી તારીખે જગતમાં ભ્રાતૃભાવની ભાવનાની પોષક અને હિંદના ઉદ્ધારની સાક્ષાત્ મૂર્તિ મીસીસ બીસેન્ટનો જન્મ થયો હતો. મી. વુડ પોતાના ધંધા ઉપરાંત ગણીત શાસ્ત્રનું સારૂં જ્ઞાન ધરાવતા હતા તેમજ પ્રાચિન અને અર્વાચીન ભાષાઓ ઉપર ત્હેમનો કાબુ હતો. મીસીસ બીસેન્ટની માતા સ્વરાજની સ્વપ્ન સૃષ્ટી ખડી કરી હાલમાં તે સૃષ્ટીની સહજ સહજ ઝાંખી કરનાર આઇરીશ પ્રજા જેવી સ્વરાજવાદી પ્રજામાંથી આવ્યાં હતાં અને પોતાના પતી ડોકટર વીલ્યમ પેજ ઉડને એક પત્ની તરીકે દરેક બાબતમાં પોતાની ફરજ બજાવી સંપૂર્ણ સંતોષ આપતાં હતાં. આ માતા પિતાની કુખને શોભાવનાર મીસીસ બીસેન્ટ કે જેના નસીબમાં ભવિષ્યની એક મહાન વ્યકિત થવાને સરજાયલું હતુ તેના તરફ સર્વ કોઇ વ્હાલથી જોતું હતું. કોણ જાણે છે કે આજે પારણામાં ઝુલતું બાળક ભવિષ્યની એક મહાન વ્યકિત થશે! ન્હાનપણથી મીસીસ બીસેન્ટ સત્યની મૂર્તિ સમા શોભતાં. પુત્રના લક્ષણ પારણામાંથી જણાય તે પ્રમાણે આ બાળાની દરેક બાળચેષ્ટાઓમાં પણ ચપળતા અને બુદ્ધિબળ દેખાતું. સમસ્ત જગતને આજે ચાહનાર "એન્ની" સર્વને બાળપણથીજ ચહાતી અને જે સચ્ચાઈ અને સત્યાગ્રહ અત્યારે તેમનામાં છે, તે સર્વ બાળપણમાં પણ દશ્યમાન થતાં હતાં.

## કેળવણી.

એન્ની પાંચ વર્ષની ઉમ્મરની થઇ તેટલામાં કમનસીબે તેના પીતાએ પરલોકમાં પ્રયાણ કર્યું અને તેમની નિરાધાર માતુશ્રી ઉપર 'એન્ની' ઉપરાંત બીજા બે બાળકોને કેળવણી આપવાનો, નિભાવવાનો સર્વ ફિકર ભાર આવી પડયો. આ દેશમાં હેરો ગામની શાળાના મુખ્ય અધ્યાપક ડોકટર હોગે એન્ની બીસેન્ટની માતાને તેણીનાં ત્રણ બાળકો સહિત પોતાને ત્યાં આશ્રય આપ્યો. દ્રવ્ય સાધનના અભાવે છોકરાંઓને કેળવણી આપવાની તીવ્ર ઇચ્છા એન્નીની માતાના હૃદયમાં દબાઇ જતી હતી. સારે નસીબે આ ડોકટરે પોતાની દેખરેખ નીચે આ બાળકોને

શિક્ષણ આપવું શરૂ કર્યું એ વખતે પ્રખ્યાત નવલકથાકાર કેપ્ટન મેરીયટની ભગિનીએ અમુક સંજોગો વચ્ચે એન્ની બીસેન્ટની માતા પાસેથી કેળવણી આપવા માટે એન્નીની માંગણી કરી અને જે આ નિરાધાર અબળાએ દુઃખીત હૃદયે કબુલ કરી. આ મેરિયટના દુઃખમાં મીસીસ બીસેન્ટમાં ઉત્તમ કેળવણીનાં બીજ રોપાયાં. સ્વભાવથીજ ચંચળ અને બુદ્ધિપૂર્ણ મગજવાળી આ બાળા દિન પ્રતિદિન કેળવણીના સંસ્કારથી શોભવા લાગી. ન્હાનપણથીજ એન્નીને ગૂઢ ચિંતવનમાં વિચાર કરવાની તેમજ ધર્મના સિધ્ધાંતોમાં ઉંડા ઉતરી નિમગ્ન થવાની ટેવ હતી અને આ ટેવને લીધે તેનામાં એકચિત્તથી એકતા પ્રાપ્ત કરવાની શકિત ખીલતી ગઇ.

## લગ્ન અને વ્યવહાર.

ધર્મના વિષયમાં ઉંડા ચિતવનથી જેમ જેમ વય વધતું ગયું તેમ તેમ ધર્મ પર આસ્થા જાગતી ગઇ. ક્રિશ્ચિયાનીટીએ પ્રથમ તેનામાં દ્રઢતાથી વાસ કર્યો અને એ ધર્મનો તેમણે સ્વિકાર પણ કર્યો પણ પરિણામે રેવરન્ડ ફ્રાન્ક બેસન્ટ નામના ધર્મગુરૂ સાથે વીસી વર્ષની ઉમરે એન્ની લગ્ન ગાંઠથી જોડાઇ. સગપણ થયા પછી બન્નેના વિચારો વચ્ચે એક અખાત જેટલું અંતર જણાયું. સ્વતંત્ર વિચારની અને સત્યને ખાતર પ્રાણાર્પણ કરનાર આ બાળા અને સ્વતંત્રતાને પૂર્ણપણે નહિ સમજનાર માત્ર ધર્મગુરૂ તરીકે એક ધર્મની શૃંખલામાં બંધાયલા આ ધર્મગુરૂ સાથે થોડા વખતમાંજ મતભેદ શરૂ થયો. અને તેને પરિણામે આ સગપણ તુટી જવાની તૈયારીમાં હતું પણ તેમની માતાએ એ વિચાર નાપસંદ કર્યો. એન્ની પોતાની માતાને અસંત દિલગીર અને દુઃખી થતી જોઇ પોતાને દુઃખ થયું. અને આ લગ્ન આખરે થયું કારણ કે એક ધર્મગુરૂના પત્ની તરીકે ગરીબ વર્ગ કે જેને એન્ની બીસેન્ટ ન્હાનપણથીજ ચાહતી હતી તેમનું કલ્યાણ કરવાની તક મળશે અને ગરીબોનાં દુઃખનાં આંસું લુછી, પોતે તેઓની સેવા કરી શકશે એવી તેમની માન્યતા હતી. ક્રમે કરી તેમને ત્યાં બે સંતતી પણ થઇ.

## ઇશ્વર વિષે શંકા.

મીસીસ બીસેન્ટની ન્હાની છોકરી અસંત માંદગીને બીછાને પટકાઇ પડી. બાળકીનું દુઃખ જોઇ મીસીસ બીસેન્ટનું હૃદય દયાથી દ્રવતું હતું. જો ઇશ્વર દયાળુ હોય, જો પરમેશ્વર ઇન્સાફી હોય, જો પ્રભુ પ્રેમસ્વરૂપ હોય તો આ નિર્દોષ કુમળાં બાળકને આવું દુઃખ સંભવે? આ વિચારોએ તેનામાં ધર્મ વિષે અજ્ઞાન, ઇશ્વર વિષે શંકાઓ ઉત્પન્ન કરી અને ત્યારથી તેમનાં જીવનનો ક્રમ બદલાયો. એમના મનનું સમાધાન થવું બહુ મુશ્કેલ લાગ્યું, ધર્મનો ઘણો અભ્યાસ કર્યો પણ સત્યની શોધમાં મીસીસ બીસેન્ટને જે ચીજ જોતી હતી, જે ખુલાસાઓ મેળવવા હતા તે મેળવવાને બદલે તેમની શંકાઓ વધતી ચાલી અને શંકાનું સમાધાન કરવા ગમે તે ભોગે, માણસ જાત શા માટે દુઃખી હશે, જ્યારે પયગમ્બરો જેવા મહાન પુરૂષો હસ્તી ધરાવે છે ત્યારે દુઃખનો કેમ અંત આવતો નથી? આ ભેદ શોધી કાઢવા તેમણે દૃઢ નિશ્ચય કર્યો.

## પતિ પત્ની જુદાં થયાં.

સર્વ વિચારો અને તેની અસર તેમજ બીજા અનેક મતભેદને લીધે મીસીસ બીસેન્ટ અને મી. બીસેન્ટ વચ્ચે ગેરસમજુતી વધતી ગઈ અને આખરે આ પતી પત્ની જુદાં થયાં. સત્યની શોધને ખાતર, માનવી જીવનના કલ્યાણને ખાતર મીસીસ બીસેન્ટે આ માર્ગ સ્વિકાર્યો હતો અને કોઇપણ જાતના ડર વગર સંસારનો ત્યાગ કર્યો. તેમની માતાને આ પગલાંથી ઘણું દુઃખ થયું પણ આ હિમતવાન બાળાએ જવાબ આપ્યો કે "જગતની કોઇપણ વસ્તુ માટે મારૂં હૃદય ઉત્સુક નથી જ્યારે હું સત્ય શોધી શકીશ ત્યારે મ્હને સંતોષ થશે અને એ મેળવવા માટે હું મ્હારાથી બનતો ભોગ આપીશ અને જ્યાંથી સત્ય પ્રાપ્ત થશે ત્યાં તે લેવા માટે હું પ્રયત્ન કરીશ. આ મ્હારો છેલ્લો જવાબ છે તેથી મ્હારે માટે જરાપણ દુઃખ આણવું નહિ હું જુવાન છું માટે એકલું કેમ રહી શકાશે અને કેવી હાડમારીઓ મ્હારે વેઠવી પડશે અને કેવા સંજોગો વચ્ચે મ્હારે પસાર થવું પડશે તે સર્વનો મ્હેં પેહલેથી વિચાર કરી રાખ્યો છે અને ત્યાર પછી આ નિશ્ચયપર આવી છું માટે ગમે તેટલું દુઃખ તથા વિટંબણાઓ મ્હારા ઉપર આવી પડશે તે છતાં હું સત્યની શોધમાંજ તેની પાછળ જઈશ."

## જાત મહેનત-નિર્વાહની મુશ્કેલી.

મીસીસ બીસેન્ટને હવે પોતાના નિર્વાહ માટે પ્રયત્નો કરવા પડ્યા, પણ આ પ્રયત્નો દરમ્યાન સત્ય શોધવાની તેની જીજ્ઞાસા દિન પ્રતિદિન વધતી ગઈ. થોડા વખત સીવવાનું કામ શરૂ કર્યું પણ આવક થોડી અને વખત વધારે ગુમાવવો પડતો હોવાથી એક ખાનદાન કુટુંબમાં નોકરી સ્વિકારી. આ નોકરીમાં ત્હેને રાંધવાનું કામ સોંપવામાં આવ્યું. રાંધવાના કામપરથી શેઠનાં છોકરાંઓ માંદાં પડવાથી તેની માવજતનું કામ તેના ઉપર આવી પડ્યું. જગતની મહાન સેવિકાને આ કાર્ય પસંદ પડ્યું. આ રીતે જાત મહેનતથી થોડાક પૈસા એકઠા કરી પોતાના પતિ તરફથી જે થોડો દરમાયો મળતો હતો તે સાથે આ પૈસા ઉમેરી પોતાની માતા સાથે મીસીસ બીસેન્ટ રહ્યાં.

## ધર્મની બહાર.

હવે મીસીસ બીસેન્ટે જનસમાજ સમક્ષ પોતાના વિચારો ખુલ્લી રીતે જાહેર કર્યા. તેણે જણાવ્યું કે "જ્યાં સુધી હું ખરૂં સત્ય જાણીશ નહિ ત્યાં સુધી હું ઇશ્વરને માનતી નથી અને ખ્રિસ્તી પાદરીઓના ઉપદેશમાં શ્રદ્ધા રાખી શકું તેમ નથી". આ વિચારોથી મીસીસ બીસેન્ટને બહુ સહન કરવું પડ્યું. તેના સર્વ મિત્રો દૂર થયાં, સ્થિતી ગરીબ હતી અને ખ્રિસ્તી ધર્મમાં ચુસ્ત રહેનારા મંડળો તેનો તિરસ્કાર કરવા મંડ્યાં. આખરે તેના ઉપલા વિચારોથી તે વખતે તેને ખ્રિસ્તી ધર્મની બહાર મૂકવામાં આવ્યાં. આ વખતે માનસિક ચિંતાથી તેમની તબીયત લથડી પડી જે મહામુશ્કેલીએ ઘણે વખતે સુધરી.

માર્ચ ૧૯૧૮. એપ્રીલ.

પુસ્તક ૧ લું.
અંક ૧૦ મો.
૧૧ મો.

# કચ્છી જૈન મિત્ર.

સચિત્ર
માસિક
પત્ર.



મહાવીર
સંવત
૨૪૪૪.



વિશ્વ વિખ્યાત મહાન હિન્દી વિજ્ઞાન શાસ્ત્રી



પ્રોફેસર બોઝ.



વિક્રમ
સવત
૧૯૭૪.



વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે માત્ર રૂ. ત્રણ.
છુટક ૭ આના, વી. પી. સાથે આઠ આના.
મળવાનું ઠેકાણું—શ્રી "કચ્છી જૈન મિત્ર" માસિક ઑફીસ, માંડવી–મુંબઇ.

# સ્ત્રીઓની સુંદરતા શામાં છે?

કાળા-રેશમ જેવા-ચળકતા વાળોમાં છે અને તેવા વાળ બનાવવા માટે

# કામિનીઆ ઑઈલ. (રજીસ્ટર્ડ)




એ એક જગપ્રસિદ્ધ અને સ્ત્રીઓનું માનીતું, મધુર સુગંધિથી ભરપૂર તેલ છે. આ તેલ પુરૂષો, બાળકો અને વિદ્યાર્થીઓ માટે પણ એક સરખું, ઘણુંજ ઉપયોગી અને ફાયદાકારક છે.

એશિઆ ખંડની અબળાઓ પોતાની સુંદરતા વધારવા માટે તેનો હમેશાં હોંશથી ઉપયોગ કરે છે. કારણ? તે ખરી પડતા વાળોને અટકાવી મજબૂત બનાવે છે, મગજને શાન્ત રાખે છે. સુગંધમય ખુશબો આપે છે અને વાળ સાફ રાખવા માટે તે મનોરંજક તેલ છે આવા અનેક ગુણોથી તે જગતનું જાણીતું અને માનીતું તેલ થઇ પડેલ હોવાથીજ સ્ત્રીઓના મુખ્ય શૃંગાર રૂપ મનાય છે. ખરીદતી વખતે દુકાનદાર પાસેથી **કામિનીઆ ઑઇલજ** માગજો

કામિનીઆ ઑઇલ માટે આવેલ સંખ્યાબંધ અભિપ્રાયોમાંથી માત્ર એક નીચેનો અભિપ્રાયજ વાંચો—

**ડૉ. આર. નારાયણ યંગર**—કોઇમ્બતુરથી લખે છે કે, "કામિનીઆ ઑઇલ દુનીઆમાં વપરાતા તેલોનો સરદાર છે. એનું સર્ટીફીકેટ આપતાં મને આનંદ થાય છે. બે વર્ષ ઉપર મારા ઘરની એક સ્ત્રી માથાની ખુજલીથી પીડાતી હતી, તેથી તેણીના વાળો ઘણે ભાગે ખરી ગયા. મારી પાસે **કામિનીઆ ઑઇલની** એક બાટલી હોવાથી મેં તેને તે વાપરવા આપી તેણીએ આ તેલ વાપરતાં વાળનું વધવું આગળી માફક પાછું થવા લાગ્યું અને અજે તેણીના વાળ ઘણાજ લાંબા અને ખુબસુરત થયા છે. ખરેખર આ તેલની સુગંધી પણ ઘણીજ મીઠી અને મન મોહક છે એમાં સમાયલા ગુણો ઘણાજ ઉત્તમ છે. મહેરબાની કરીને **કામિનીઆ ઑઇલની** ત્રણ બાટલી વી. પી. થી મોકલી આપશો."

ભાવ—

બાટલી ૧નો રૂ. ૧ –૦–૦
વી. પી. ના રૂ. ૦ –૪–૦ જુદા
ત્રણ બાટલીના રૂ. ૨–૧૦–૦
વી. પી. ના રૂ. ૦ –૭–૦ ,,

સોલ એજન્ટસ,

ધી ઍંગ્લો ઇંડીઅન ડ્રગ ઍન્ડ કેમીકલ કું.,

જુમા મસ્જીદ, મુંબઇ.

છપાઇ બહાર પડી ચુકયો છે.

માત્ર થોડીજ નકલો બાલાંશમાં છે માટે વહેલો તેજ પહેલો.

# શ્રી ભગવતી સૂત્ર.

ગુજરાતી ભાષાંતર. ] [ પ્રથમ ગુચ્છ.

આ સૂત્રના વાંચન વખતે સોના મહોરોની પ્રભાવનાઓ થઇ છે.

**ત્યારે શું તમારા ઘરમાં તેનો સંગ્રહ ન જોઇએ કે ?**

દરેક જૈન બન્ધુઓએ પોતાનાં ઘરમાં અને લાયબ્રેરીમાં

આ પુસ્તકનો સંગ્રહ કરવોજ જોઇએ.

---

સાંપ્રતકાલે જૈનોનાં પીસ્તાળીશ આગમો કહેવાય છે, તેની અંદર આ પાંચમા અંગરૂપે ભગવતી સૂત્રની એક મહાન્ આગમ તરીકેની ગણના થાય છે. આ મહાન્ સૂત્રમાં સ્થળે સ્થળે ઉત્તમ તત્વજ્ઞાન, ધર્મોપદેશ અને અધ્યાત્મવિદ્યાના મૂળ તત્વોનું યથાર્થ પ્રતિપાદન કરેલું છે. મનુષ્ય જન્મમાં અવશ્ય પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય શી વસ્તુ છે તેનો બોધ કરનાર આ એક સર્વોત્તમ ગ્રંથ ગણાયો છે. આ ભગવતી સૂત્રમાંથી કર્મ પ્રકૃતિના સ્વરૂપ, તાત્વિક સિદ્ધાન્તો, આચાર ધર્મો અને વિવિધ રહસ્યના બોધો મળી શકે છે; તેથી આ મહાન્ ગ્રંથ, સંસાર સાગરથી તરવાને ઉત્તમ નૌકારૂપ, જૈન સંવેગી મહાત્માઓને વિશ્રાન્તિને માટે માનસ સરોવર રૂપ, અખંડ આત્મિક આનંદનો અનુભવ કરવાને કલ્પવૃક્ષરૂપ અને અનાદિ કાળના અજ્ઞાનરૂપ ગજેન્દ્રને દૂર કરવામાં કેશરી સિંહરૂપ કહેવાય છે. તેમજ તે ચતુર્વિધ સંઘના સર્વસ્વ ધનનો મોટો ખજાનો છે. કિંમત રૂ. ૨-૮-૦, વી. પી. ટપાલ ખર્ચ જુદું.

'કચ્છી જૈન મિત્ર' માસિકના ગ્રાહકોને માસિક ઑફિસને લખવાથી રૂ. ૨ ની કિંમતથી મળશે.

લખો:—"કચ્છી જૈન મિત્ર" ઑફિસ, માંડવી-મુંબઇ.

**પુરૂષોત્તમદાસ ગીગાભાઇ શાહ,**

ભાવનગર.

**મેસર્સ મેઘજી હીરજીની કુાં.**

૫૬૬, પાયધુની, મુંબઇ.

ગ્રાહક થાઓ !　　વહેલો તેજ પહેલો !　　ગ્રાહક થાઓ !

# શ્રી કચ્છી જૈન કોમને ખુશ ખબર.

મહાન પરદુઃખ ભંજન, જ્ઞાતિ શિરોમણી સ્વ. શ્રીમાન શેઠ નરશિંહ નાથાના જીવન ચરિત્રનું સચિત્ર પુસ્તક તૈયાર થાય છે.

એ પુસ્તકના લેખક પંડીત પી. પી. શર્મા કે જેઓ જૈન સાહિત્યના ઉચ્ચ અભ્યાસી છે.

તદ્દન ગરીબી હાલતમા કચ્છથી મુંબઇ આવી અને શ્રીમંત-ચઇ જ્ઞાતિ શિરોમણી તથા પરદુઃખ ભંજનની માનનીય પદવી શેઠશ્રીએ કેમ સંપાદન કરી તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમા આપવામા આવ્યો છે. આ જીવન ચરિત્ર દરેક મનુષ્યને એક સરખું જાણવા જોગ છે. અત્યાર સુધીમાં માત્ર ૧૩૦૦ ગ્રાહક થઇ ચુકયા છે. આ પુસ્તક પ્રથમાવૃત્તિમાં ૨૦૦૦) નકલો છપાવશે. માટે જેઓ હજી સુધી ગ્રાહક ન થયા હોય, તેઓએ તુરતથી ૦)ઞ ની ટીકીટો મોકલી પોતાનું નામ રજીસ્ટર કરાવવું. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂપીઓ એક. પાછળથી રૂપીઓ સવા. "કચ્છી જૈન મિત્ર" માસિકના ગ્રાહકોને પુસ્તક બહાર પડયા બાદ કોઇ પણ વખતે માસિક ઓફિસમાંથી ખરીદનારને, તથા એકી સાથે ૨૫) ઉપરની પ્રતો નોંધાવનાર અથવા ખરીદનારને માત્ર બાર આના જેટલી નજીવી કીંમતે આપવામાં આવશે. વધુ ખુલાસા માટે પત્ર વ્યવહાર કરો.　　　મેનેજર—

શ્રી ગુર્જર સાહિત્ય સુમન ગુચ્છ ઓફિસ.
અમદાવાદ.

# પ્રાતઃકાળે કોનાં દર્શન કરશો.

શ્રી મહાવીર પ્રભુની મંગલમયી મૂર્તિનાં દર્શનનો લ્હાવો નવા વર્ષે સૌ કોઇ લઇ શકે એવા વિચારથી અમે તેમના જીવનમાંથી ચિત્રો તારવિ કાઢી અતિ આકર્ષક અને મનોહર સ્વરૂપનું ચિત્ર-પટ જનસમાજ આગળ રજુ કર્યું છે. અમારા સૈકડો મિત્રો અને હિતૈષીઓની ભલામણથીજ અમે આ સાહસ કર્યું છે. કમાણીની દ્રષ્ટિથી નહીં.

પ્રભાતના શુભ સમયમાં આ ચિત્રપટ જો તમારી દ્રષ્ટિ આગળ રાખશો તો તમારૂં મન તથા આત્મા ભકિતના આનંદથી તરબોળ થયા વિના નહીંજ રહે એવી અમે ખાત્રી રાખીએ છીએ. પોસ્ટેજ સાથે અઢી આના મોકલી ચિત્રપટ મંગાવી લ્યોઃ—

મેસર્સ—મેઘજી હીરજીની કું.
પાયધુનિ—મુંબાઇ.

તરફથી સપ્રેમ ભેટ

મુંબઈ ખાતે મળેલ અંત્યજ વર્ગની
કોન્ફરન્સના પ્રમુખ



ના. સયાજીરાવ ગાયકવાડ.

Lakshmi Art, Bombay.

જાણીતા બંગાળી સ્ત્રી કવિ અને વક્તા



શ્રીમતી સૌ. સરોજીની નાયડુ.

Lakshmi Art Bombay

By the courtesy of "Prabhat" (Marathi)




દયા, શ્રદ્ધા, ઐક્ય, સેવા, અમારા સૂત્ર એ ચારે;
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક અમારા છે.

પુસ્તક ૨ જું. ] માર્ચ–એપ્રીલ ૧૯૧૮. [ અંક ૧૦–૧૧ મો.

## સ્નેહ–સંદેશ.

હૃદય વાડી તણા પુષ્પો,
વિણ્યાં મેં આજ ઉલ્લાસે !
ગુંથી મેં સ્નેહની માળા !
પ્રિય મમ સ્નેહીને કાજે.
અમો તો સ્નેહના યોગી,
અમારો સ્નેહ છે ન્યારો;
બની કુદરત તણા સ્નેહી,
જગત્ સ્નેહે ભીંજાવોને.
ગૂંથીને સ્નેહની લ્હાણી !
દઇને સ્નેહની લ્હાણી !
બનીને સ્નેહના યોગી.
હૃદયાત્મા રીઝ ગે ને

સ્ને. સ્નેહરશ્મી.

# પ્રકીર્ણ જ્ઞાનચર્ચા

**દુઃખનું કારણ—**

મનુષ્યને પ્રથમ ભ્રમ થાય છે, પછી ભૂલ થાય છે અને ભૂલનું પરિણામ દુઃખમાં આવે છે. આપણે એક ગામથી બીજે ગામ જતા હોઇએ, રસ્તો અજાણ્યો હોય અને આગળ જતાં બે રસ્તા ફુટતા હોય તો પ્રથમ આપણને એ જ પ્રશ્ન ઉદ્ભવે કે આ બેમાંથી સાચો રસ્તો કયો હશે? આવો પ્રશ્ન ઉદ્ભવવો તેનું નામ ભ્રમ. આપણે આપણી કલ્પનાથી એક રસ્તાનો નિર્ણય કર્યો. કમનસીબે તે રસ્તો ખોટો હતો—આપણા લક્ષ્યથી વિરૂદ્ધ હતો. તે રસ્તે જવામાં આપણે ભૂલ કરી. આ ભૂલનું પરિણામ એ આવ્યું કે શ્રમ માથે પડયો. શ્રમણ વ્યય ગયું અને તે બદલ દુઃખ થયું.

એક ધનવાન ગૃહસ્થની પાસે એક ભિક્ષુક ભિક્ષા માંગવા આવ્યો. શેઠે પાઇ–પૈસો આપી ભિખારીની પીડામાંથી મુક્ત થવાનો પ્રયત્ન કર્યો. પણ ભિખારી એવો હઠીલો હતો કે તેણે શેઠના પાઇ–પૈસાની દરકાર નહીં કરતાં પોતાનું કરૂણ કરગરવું ચાલુ રાખ્યું. શેઠે તેને બહુ બહુ રીતે સમજાવ્યો પણ તે એકનો બે થયો નહીં. આથી શેઠને ક્રોધ ચડયો ક્રોધના આવેશમાં ભિખારીને ખૂબ ગાળો દીધી અને છેવટે મારવા ઉભા થયા. શેઠનો માર ખાઇ ગરીબ ભિખારી નાસી ગયો.

આપણે અહીં વિચારવાનું એ છે કે ખરી રીતે અહીં માર કોણે ખાધો? પેલા ભિખારીએ કે શેઠે! ભિખારી તો એક નિમિત્તમાત્ર હતો. શેઠે પોતાના આત્માની શાંતિ ગુમાવી–પોતાનો આત્મભાવ ગુમાવ્યો, એ ખોટ કાંઇ જેવી તેવી ન ગણાય.

ભિખારીની સાથે તકરાર થતાં શેઠનો મન–વચન–કાયનો યોગ વિચલિત થયો. તેનું શું કારણ? ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જોઇએ એવું એક ન્યાયનું સૂત્ર છે. મન–વચન–કાયના યોગમાંથી જે ધુંવાડો ઉત્પન્ન થયો તેની પાછળ અગ્નિરૂપી કાંઇક કારણ હોવું જોઇએ. આ અગ્નિ તે રાગ અને દ્વેષ. રાગના બે દીકરા માયા અને લોભ. દ્વેષના બે દીકરા ક્રોધ અને માન. આ રાગ અને દ્વેષ પોતાના પરિવાર સાથે શેઠમાં વસ્યા હતા ત્યારે જ આવો પ્રસંગ બન્યો. એ કુટુંબ શેઠમાં શામાટે રહ્યું? ઉત્તર એ જ કે અવ્રતપણું. કારણકે જે વાતનું વ્રત લીધું ન હોય તે વાતના સંકલ્પો થાય એમાં આશ્ચર્ય નથી. જો શેઠે વ્રત અંગીકાર્યું હોત અને તે વ્રતપાલનમાં દ્રઢ હોત તો તેમનો મન–વચન–કાયનો યોગ આવી રીતે ડગવા પામત નહીં. અવ્રતનું કારણ મિથ્યાત્વ. પોતાનું શું અને પારકું શું એ જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી મિથ્યાત્વની મોહનિદ્રા ઉડતી નથી. સ્વ–પર વસ્તુનો યથાર્થ ભેદ સમજાય તો મિથ્યાત્વ જાય અને વ્રતધારણ બની શકે. અવ્રતપણું દૂર થાય તો પછી રાગ–દ્વેષ ઘટે અને રાગ–દ્વેષના ઘટવા પછી મન–વચન–કાયનો યોગ ચલિત થાય નહીં.

**ત્રણ જાતના મનુષ્યો—**

શહેરમાં મુખ્યત્વે ત્રણ પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે. એક પ્રકારના મનુષ્યો એટલા બધા ગરીબ હોય છે કે તેઓ ગમે તેવા મલીન વાતાવરણવાળા, પુરતી હવા વગરના

* સ્વ. ભોજરાજ નથુભાઇ કુરડવાડીકરની નોંધ પોથી ઉપરથી સંશોધન કરનાર તેમના એક સ્નેહી.

અસ્વચ્છ મકાનોમાં પડ્યા રહે છે. આવા લોકો એક રીતે જોતાં જેલખાનાના કેદીઓ જેવું જ જીવન નિર્વહે છે એમ કહીએ તો ખોટું નથી. બીજી જાતના માણસો એવા હોય છે કે જેઓ સામાન્ય હવા-પ્રકાશવાળા ઓરડામાં સુખશાંતિથી રહી શકે છે. તેઓ કામ-ધંધાના હદ ઉપરાંતના દબાણને લીધે અથવા તો બીજી કેટલીક અગવડોને લીધે નિયમિત રીતે પોતાની ઇચ્છા પ્રમાણે બહાર ફરવા જઇ શકતા નથી અને તેથી સ્વચ્છ હવા અને કુદરતી સૌંદર્ય નીરખવાનો સંપૂર્ણ લાભ મેળવવામાં થોડા પરતંત્ર રહે છે. ત્રીજી જાતના માણસો એવા હોય છે કે જેઓ ઉંચી ગગનભેદી હવેલીઓમાં રહી શકે છે, પોતાની મરજી પ્રમાણે ગમે ત્યારે ગમે તે સ્થળે હવા ખાવા અથવા ફરવા જઇ શકે છે. આ છેલ્લો વર્ગ શેઠીઆનો વર્ગ છે એમ કહેવાની જરૂર નથી.

બાહ્ય સાધન સંપત્તિના તારતમ્યથી જેમ ઉપલા ભેદો પડેલા છે તેવી જ રીતે આંતરિક સંપત્તિના તારતમ્યથી પણ મનુષ્યજાતિના ત્રણ ભાગ થઇ શકે. પહેલા ભાગમાં એવા મનુષ્યો આવી જાય છે કે જેઓ શરીરને જ-વાસનાઓને જ આધીન હોય છે. તેઓ વાસનાઓના પ્રચંડ પંજામાંથી ઘડીભર પણ માથું ઉંચું કરી શકતા નથી અને તેથી આત્મવિશુદ્ધિ અને ઉચ્ચ ધર્મજીવનના સુખથી છેક વિમુખ રહે છે. આ વર્ગને અહિરાત્મ ભાવવાળો વર્ગ કહી શકાય. સંસારના તદ્દન કંગાળ માણસોની સાથે આવા લોકોનો મુકાબલો કરવામાં કાંઇ ખોટું નથી.

બીજી જાતના માણસો એવા હોય છે કે જેમની અંતરદ્રષ્ટિ ખીલેલી હોય છે. આવા મનુષ્યોને જ્યારે કોઈ જાતનું દુઃખ આવી પડે છે ત્યારે તેઓ આત્મદ્રષ્ટિથી તેનું સમાધાન કરી વ્યગ્ર બનતા નથી. શરીરના સુખ-દુઃખને તેઓ પોતાના સુખ-દુઃખ માનવાની ભૂલ કરતા નથી. જડ દ્રવ્યોના આવવા જવાથી પોતાની આંતરિક સમૃદ્ધિને લેશપણ ક્ષતિ પહોંચેલી માનતા નથી. તેઓ બનતાં સુધી દરેક રીતે શાંતિ અને સમતારસમાં જ ઝૂલતા હોય છે. માત્ર કેટલાક એવા અનિવાર્ય કારણોને લઇ પોતાની સ્વતંત્રતા પ્રમાણે વર્તી શકતા નથી. સંસારના મધ્યમ વર્ગના માણસોની સાથે આવો મુકાબલો કરવામાં આવ્યો છે.

ત્રીજી જાતના માણસો એવા હોય છે કે જેઓ પરમાત્માની દશાએ પામેલા હોય છે. જેમની દશા જીવન્મુક્ત જેવી વર્તતી હોય છે, જેમને જન્મ-જરા મૃત્યુનો ત્રાસ અડકી શકતો નથી. કામના-વાસના અને સર્વ પ્રકારની ભૈતિક ઝુંપાળાથી મુક્ત એવા પૂર્ણ પરમાનંદવાળા અને સ્વાતંત્ર્યવાળા પરમાત્માઓ આત્મિક સંપત્તિની દ્રષ્ટિએ રાજાધિરાજ છે એમ કહેવું ખોટું નથી.

મન મર્કટ—

મર્કટ અથવા વાંદરો એ સૌથી વધારે ચપળ પ્રાણી કહેવાય છે. એમ સાંભળ્યું છે કે એક વાંદરાને સહેજ વાગ્યું હોય અને શરીરની ત્વચા ફાટી હોય તો બીજા વાંદરાઓ આવી તે ત્વચાને વધારે વધારે ઉતરડતા જાય છે અને છેવટે પેલા બિચારા મર્કટને યમસદન પહોંચાડીને રહે છે. ડારવીન નામના પાશ્ચાત્ય વિદ્વાને મનુષ્યજાતિની ઉત્પત્તિ વાંદરામાંથી માની છે, અર્થાત્ આપણે બધા વાંદરામાંથી જ ક્રમશઃ ઉત્ક્રાંતિ પામી આટલે દરજ્જે પહોંચ્યા છીએ. ડારવીનના સિદ્ધાંતો અને તર્કો ગમે તેવા હોય, તેની સાથે આપણે સંબંધ નથી. પણ એક રીતે વિચારતાં ડારવીનનું કથન બહુ અંશે સત્ય લાગે છે.

મન ઉપરથી માનવ શબ્દની યોજના થયાનું કેટલાક કહે છે. એ મનને આપણા શાસ્ત્રકારોએ મર્કટની ઉપમા આપી છે, એટલે હજી સુધી આપણામાં મર્કટપણાનો અંશ છે એમ ન કહી શકાય? શકવીને મનુષ્યોના મનની મર્કટતા જોઇનેજ એ સિદ્ધાંત રજુ કર્યો હોય એમ અમને તો લાગે છે. મર્કટ જેમ અડપલાવાળું અને અસ્થિર વૃત્તિવાળું પ્રાણી છે તેવીજ રીતે મન પણ ચંચળ અને ક્ષુબ્ધ વૃત્તિવાળું નિરંતર રહ્યા કરે છે. તે-ઘડીમાં એક વસ્તુને પકડે છે અને પાછું તેને રેંઢી દઇ બીજી વસ્તુ પકડવા આતુર થઇ વેગથી દોડે છે. ઝાંઝવાના પાણી પાંછળ દોડતા મૃગની પેઠે તે પણ ઠરીને ઠામ બેસતું નથી.

મર્કટને વળી મદીરા પીએ તો તેની કેવી દશા થાય? તેવીજ રીતે મન એક તો ચંચળ અને તેમાં પાછું કષાયરૂપી ઉગ્ર મદીરાનું પાન કરે તો પછી જોઇ લ્યો તેના હવાતીયા—ઘડીવાર પણ જંપીને બેસી શકે નહીં. કષાયરૂપી મદીરા એવો જલદ છે કે તે મનુષ્યોને પણ જેના બનાવી દે છે. તેનાં દ્રષ્ટાંતો સંસારમાં જોઇએ તેટલાં મળી શકે છે.

મર્કટે મદીરા પીધો હોય અને તેટલામાં વળી તેને વીંછી કરડે તો તેની કેવી દશા થાય તેનો કાંઇ ખ્યાલ કરી શકો છો? માણસને વીંછી કરડે છે ત્યારે તે વેદનાની તીવ્રતાને લઇને જમીન-આસમાન એક કરી નાંખવા જેટલા ધમપછાડા કરે છે, તો પછી મદીરા પીધેલા મર્કટનું તો પૂછવુંજ શું? મનુષ્યના મનરૂપી મર્કટે તો એક તો કષાયરૂપી મદીરા પીધો છે અને તે ઉપરાંત વળી અવૃતપણાનો વીંછી ડંખ્યો છે એટલે પછી જોઇ લ્યો તેનું ભવાભિનંદીપણું!

મદીરા પીધેલા મર્કટને વીંછી કરડ્યો હોય અને પાછુ જો કોઇ ભૂત વળગે તો એ મર્કટરાજની અધોગતિ ક્યાં જઇને વિરમે? એ પ્રશ્નનો ઉત્તર આપણી કલ્પનામાં આવી શકવો નથી. મનુષ્યોના વિષયમાં પણ તેમજ બન્યું છે, મન મર્કટ જેવું, તેમાં કષાયરૂપી મદીરા પીધો, વળી અવૃત્તરૂપી વીંછી કરડયો અને તે ઉપરાંત મિથ્યાત્વરૂપી ભૂત વળગ્યું! તમે જ કહો કે એવા મનુષ્યોની અવનતિનો ક્રમ ક્યાં જઇને વિરમવાનો?

શત્રુ પણ ઉપયોગી છે—

એક વૃદ્ધ શેઠને એકનો એક જ પુત્ર હતો. તેના ઉપર શેઠની બહુ મમતા હતી. તેને નિત્ય નવી નવી જાતના ખાનપાનો તથા વસ્ત્રાલંકારો પુરા પાડવામાં શેઠ પોતાના આનંદ અને સંતોષની કૃતાર્થતા થયેલી સમજતા. શેઠની પાસે ઘણા નોકર-ચાકરો હતા. તે સર્વ વિશ્વાસુ જેવા હતા એટલે પુત્રને ગમે તેની સાથે ફરવા હરવા જવાની છુટ હતી. એક દીવસે શેઠનો પુત્ર અતિ સુંદર અને કીમતી અલંકારો પહેરી એક નોકરની સાથે બહાર ફરવા ગયો. નોકર જો કે વિશ્વાસુ હતો પણ સોનું દેખી મુનિવરનું મન ચળે તો પછી આવા એક નોકરનું મન ચલાયમાન થાય એમાં શું આશ્ચર્ય? તેણે ઘરેણાંની લાલચથી શેઠના છોકરાનું ખુન કર્યું! ખુનની તપાસ ચાલતાં ખૂની નોકરનો પત્તો લાગ્યો અને ઇન્સાફને માટે તે કેસ શહેરના રાજાની હજુર રજુ થયો. રાજાએ આજ્ઞા કરી કે મેં નાના બાળકોને બહુ કીમતી ઘરેણાંઓ નહીં પહેરાવવાનો હુકમ કરેલો હતો છતાં તે હુકમનો આ શેઠે અનાદર કર્યો તે માટે આ શેઠને અને ખુનના આરોપીને બન્નેને હેડમાં નાંખો. [હેડનું સ્પષ્ટીકરણ કરવું આ સ્થળે જરૂરનું છે. ખોખના જેવા એક ભારી લાકડામાં, પગના કાંડા રહી શકે તેવા છિદ્રો પાડેલા હોય છે, તેમાં કેદીના પગ નાંખે છે. તેને હેડ કહે છે.]

રાજાની આજ્ઞા પ્રમાણે શેઠ તથા નોકરને હેડમાં પુરવામાં આવ્યા. શેઠ પોતે પૈસાદાર હોવાથી તેને પોતાને જમવાને માટે ઘેરથી તૈયાર ભોજન આવ્યું. પેલા નોકરને ભોજન આપવા આવે એવું કોઇ નહોતું. પોતાના ઘરેથી આવેલું ભોજન શેઠે-એકલાએ ખાઇ લીધું. નોકર પાસે બેઠો હતો છતાં દુશ્મનને શા માટે આપવું એમ ધારી તેને કાંઇ આપ્યું નહીં. આહારની સાથે નિહાર તો હોય જ. સવાર પડી એટલે શેઠને ઝાડે ફરવાની વૃત્તિ થઇ. પણ પોતે એકલો હેડનું જબરૂં લાકડું કેવી રીતે ખેંચી શકે? તેણે પોતાના સાથીને-ખૂનીને બહુ કાલાવાલા કરી પોતાને મદદ આપવાની પ્રાર્થના કરી. અને હવેથી પોતાના ભોજનમાંથી થોડુંક તેને આપવાની કબુલાત આપી એટલે બન્ને જણા એકસંપ થઇ હેડનું લાકડું દૂર સુધી ખેંચી ગયા અને શેઠને ઝાડે ફરવાની અનુકૂળતા કરી આપી.

બપોર થયા એટલે શેઠના ઘેરથી ભોજનની થાળી આવી. તેમાંથી શેઠે અર્ધું ખાધું અને અર્ધું નોકરને આપ્યું. કારણ કે તે પોતાનો શત્રુ હોવા છતાં ઝાડે ફરવા જવાના કાર્યમાં મદદગાર હતો. ભોજનની થાળી લઇ આવનાર દાસીને આ વાત રૂચી નહીં. તેણે જઇ શેઠાણીને આ વાત કરી. શેઠાણી ક્રોધથી લાલચોળ થઇ ગઇ! ત્રીજે દીવસે ભોજનની થાળી લઇ શેઠાણી પોતે આવી અને પોતાના છોકરાને ઘાત કરનાર આ ખૂનીને શા માટે ભોજન આપ્યું તેનો ખુલાસો માંગ્યો. શેઠે પોતાના સ્વાર્થનો યથાસ્થિત ખુલાસો કર્યો. શેઠાણીનો ક્રોધ શાંત થયો. વખત જતાં લાગવગ અને ધનના બળથી શેઠ કેદમાંથી મુક્ત થયો. આ વાર્તાનો પરમાર્થ આ પ્રમાણે સમજવાનો છેઃ—

શેઠ તે આત્મા. શેઠાણી તે સુમતિ અથવા ચિત્તશુદ્ધિ. પુત્ર તે અનુભવ. વિશ્વાસુ નોકર તે શરીર. રાજા તે કર્મરાજા. કર્મરાજાનો એવો હુકમ છે કે શરીરરૂપી નોકર ઉપર હદ ઉપરાંત વિશ્વાસ રાખવો નહીં. તેની સાથે વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે શરીર નોકરની સાથે છેક દુશ્મનાવટ રાખવી એ પણ હિતાવહ નથી. કારણ કે દેહની સાથે શત્રુભાવે વર્તવામાં આવે તો આપણી સ્વાર્થ-પરમાર્થ સાધનામાં પગલે પગલે વિઘ્ન આવ્યા વિના રહે નહીં. આત્માનું ભોજન તે જ્ઞાન-દર્શન-ચારિત્ર. આત્માની સાથે દેહને પણ નિભાવવા માટે યોગ્ય ભોજન આપવું જોઇએ.

સાધુ.—

---

# ટલિયો.

---

[ લેખકઃ—પ્રભાશંકર મંગળજી દ્વિવેદી. ]

શિયાળાની ઋતુઃ ટાઢ કહે કે મારૂંજ કામ. આ વખતે જુનાગઢમાં બાહુદીન કોલેજમાં એક વિદ્યાર્થી નવ બજે એક પુસ્તકનાં પાનાં ફેરવતો હતો. આંખે ચશ્માં પહેર્યાં હતાં, અંગે બનાત ઓઢી હતી. ચોપડીમાં રસ ન પડવાથી બારીએ આવ્યો. ત્યાં તેણે એક રેંટીયાને ટલ નાખતો સાંભળ્યો: 'શ્યામજીબાપુ! સુન્દિર ડગલો! નારાયણ નામે નવો ડગલો! ડગલે ડગલે પાગી પડી, એવો ડગલો કોઇ પહેર્યો નથી. ડગલો ડગલો થાય છે,

શિયાળો વહી જાય છે.........!' આ શબ્દો વિદ્યાર્થીના કર્ણપટપર અથડાયા. તે વિચારવા લાગ્યો, 'વાહ! કેવું સરસ!' તેણે એકદમ ભટ્ટજીને બોલાવ્યા અને ઉભા રાખી બોલ્યો: "ભટ્ટજી! મ્હારી ટેલ સાંભળશો? હું પણ ટેલજ નાખું છું—ડગલો ડગલો (ફાડું) [ફાડું] છું.

ટેલીયો: 'ભાઇ! મને નકામો ભ્રમ ખોટી કરેસે મને તો મારી ટેલ નાખવા આવને. હું તારૂં ભાગવત અહીં સાંભળવા બેઠું? તું જેવાં મોટાં મનખને વળી ટેલ કેવી!'

વિદ્યાર્થી: "ના, ભટ્ટજી! હું મોટો નથી. હું ખરેખર ટેલ નાખું છું. ફકત ફેર એટલો કે તારી ટેલ સહેલી છે અને મ્હારી ટેલ અઘરી છે. તને તો ઘેરઘેરથી પૈસો પણ મળશે ને ખાસો ઉનનો ડગલો તૈયાર થઇ જશે પણ મને તો ડગલો મળતાં મારાં હાડકાં ને પાંસળાં બન્ને લોપ થઇ જશે! આંકોશીયાં ઉંચાં ચડશે! ચાર ચાર આંખો કરવી પડશે! તું ફકત એક માસ ટેલ નાખીશ કે ઝટ ડગલો મળ્યો પણ મારાં તો વર્ષોનાં વર્ષો વહીં જશે હું નહિ રહું ઘરનો, નહિ રહું બા'રનો, નહિ સ્ત્રીનો, નહિ માબાપનો. ભાઇ! મારી ટેલ બહુ અઘરી છે! તારી સહેલી છે. તારી ટેલમાં કોઇ ભૂલ કહાડનાર નથી પરન્તુ જો મારી ટેલમાં ભૂલ પડી તો પાછો બીજે શિયાળો એજ ટેલ નાખવી પડશે. ભાઇ! મારી ટેલ તો વરસની ને તારી તો માસ એકની! તારે તો વરસ બે વરસમાં ડગલા પાંચ સાત થશે પણ મને તો પાંચ-સાત ડગલા મેળવતાં આખી જીન્દગી ચાલી જશે. તને જેમ જાતજાતની કોરવાળા ડગલા ગમે છે તેમ મને પણ ગમે છે હો! હું પણ ત્હારી પેઠે શોખીન છું. શું કહ્યું? હા! 'ડગલે ડગલે પીળી પટી એ ડગલો ભટે પહેર્યો નથી' મેં પણ એ ડગલો પહેર્યો નથી. મારે એ ડગલો પહેરતાં પહેલાં કંઇક સાધનો ભેળાં કરવાં પડશે, કઇક પુસ્તકો ફેંદવાં પડશે, અગ્નિ સાથે બથોડાં ભરવાં પડશે અને છેવટ વિજ્ઞાન સંબંધી મારે બધું જ્ઞાન સમ્પાદન કરવું પડશે ત્યારે હું પીળી પટીનો ડગલો પહેરવા ભાગ્યશાળી થઇશ. તે પણ શ્રીરણછોડજી પહેરાવેતો, જો ટેલમાં ભૂલ પડી તો: દે બીજી વાર!'

'શું? ડગલે ડગલે ભુરી પટી એ ડગલો ભટે જોયો નથી...!' ભટ્ટજી! મેં પણ તે જોયો નથી હું અંગ્રેજી ભાષામાં વિદ્વાન કહેવાઇશ ત્યારે એ ડગલો હું પહેરીશ. સમજ્યો!

'હા! સાચી વાત! 'ડગલે ડગલે લીલી પટી...!' ખરેખર મારે લીલી પટીવાળો ડગલો મેળવવા માટે ખેતરોમાં જવું પડશે. હળ સાંતીની સંભાળ રાખવી પડશે, ખેડુત બનવું પડશે. ભટ્ટજી! જો હું લીલી પટીવાળો ડગલો પહેરૂં તો બેડો પાર! સમજ્યા! બીજો ડગલો પહેરવાની જરૂર નહિ પડે. વળી જ્યારે ખળાં ભરાય ત્યારે તમે 'ખડ જગને વતીપાતે......' કરતા આવજો, તમને બેને બદલે ચાર પાલી દાણા અપાવીશ.'

'હૈં'! 'ડગલે ડગલે કીરમજી કોર, એ પહેરાવે શ્રીઠાકોર...!' ખરી વાત, ગુરૂજી! કીરમજી કોરવાળો ડગલો પહેરવા માટે મારે મડદાં ચુંથવા પડશે, નાડીપરીક્ષા ઇ. ઇ. શીખવું પડશે. જો આ ડગલો પહેરવા હું ભાગ્યશાળી થાઉં તો ભટ્ટજી! કોઇને ઘેર વંચારે આપડ મરાંણી હોય ને અજીર્ણ થયું હોય તો પધારજો, સમજ્યા! મફત દવા આપીશ.

"એમાં શું શક? 'ડગલે ડગલે નારંગી કોર એ પહેરાવે શ્રી રણછોડ...જો આ ડગલો પહેરૂં તો પૈસા પુષ્કળ મળે. સમજ્યા! ભટ્ટજી!' કોઇ કેસબેસ ચલાવવો હોય તો લાવજો નજર ફીયે જીતાવી દઇશ.'

છેવટનો જો તપખીરીયા રંગની કોરવાળો ડગલો મળે તો હું ઇન્જીનીયર થાઉં. મીક માલેકોને પત્રે લગડાવું. સમજ્યા, મહારાજ!'

'હા! ખરેખર!' 'ટેલીયાભટની ટેલ છે દાતારને મન સહેલ છે.'

તોરો દાતાર માલુમ! મારો પરમેશ્વ! ભટજી! જો તમને સો રૂપીયા મળે તો એવા ૨૫ ડગલા શીવડાવો પણ......પણ...મારે તો એક ડગલો પહેરતાં રૂપીયા હજાર! જો! ઉપર ગણાવ્યા એટલા પહેરૂં તો અધધધ! બાપરે!'

પણ, ભટજી મહારાજ! આ બધું મિથ્યા છે. તને સો રૂપીઆ મળનાર નથી. ને તું આ બધા ડગલા પહેરનાર નથી તેમ હું પણ આ બધા ડગલા પહેનાર–મેળવી શકનાર નથી. તને તો એકાદ ડગલો મળશે જ! પણ મારૂં તો વિશ્વંભરનાથ જાણે!

જુઓ, ભટજી! જુઓ, તમારી અને મારી ટેલ કેટલી બધી સરખી છે. જાઓ હવે બસ. હવે તો 'ડગલો ડગલો થાય છે ને શિયાળો વહી જાય છે.' પધારો મહારાજ! જેમ તમારો પણ શિયાળો ચાલ્યો જાય છે તેમ મારો પણ શિયાળો, (પરીક્ષા ગાળો) ચાલ્યો જાય છે. જાઓ ટેલ નાખતા ફરો અને હું પણ ટેલ નાખ્યા કરૂં છું. એમ કહી ભટજીને એક પૈસો આપી વિદાય કર્યા.

બિચારો ભટ, મનમાં બડબડતો ચાલ્યો કે. 'ગાંડીયું લાગેસે, અક્કલ વગરનું ઢોર. ડગલો તો પાંચ રૂપીયામાં મળે ને આતો હજાર કહે છે. ફટકેલ, ફટકેલ, કાંઇ નહિ. વાતમાં માલ જણાતો નથી. હું તો કાંઇ સમજ્યોજ નહિ, પણ મારૂં શું ગીયું? એક પૈસો–એ અરધા પૈસા–ત્રણ પૈ મળી. મરને હારો લવરી કર્યા કરે ફટકેલ!

---

## " ઉઘાડા રાખજો દ્વારો."

( લેખકઃ—ગુલાબચંદ મુળચંદ બાવિસી. )

કવ્વાલી.

અનાથો ને અપંગો ને, રખડતાં માગમાં દેખો,
નિમંત્રીને નિમંત્રણથી, ઉઘાડા રાખજો દ્વારો.
અમિતને આશરો દેવા, અરિ ને ક્ષમા શીખવવા,
તમારા બાગ અંતરના ઉઘાડા રાખજો દ્વારો.
અધર્મ બાજી લંપટતા, ત્યજી લો ધર્મ સૂચકતા,
પ્રભુજીની પ્રતિભાથી, ઉઘાડા રાખજો દ્વારો.
ન ભાગો પ્રેમ-પ્રેમીનો, પઢીને પાઠ પ્રભુવીના,
સદા તે પ્રેમ પેટીના, ઉઘાડા રાખજો દ્વારો.
સ્થુલના પાંચ દુશ્મનને, હઠાવી જ્ઞાનથી દેજો,
જગતને જ્ઞાન સિંચવાના, ઉઘાડા રાખજો દ્વારો.
કટુતાને બિરૂતાની, અદેખાઇ કુટેવોને,
-દઇને દેશવટો બન્ધુ, ઉઘાડા રાખજો દ્વારો.

# "ચક્રવાકને."

વસંત તિલકા.

રે ! ચક્રવાક ! ભીતિ શું અમથી ધરે છે ?
શું રાત્રિની વિષમતા ન સહી શકે છે ?
શુ શૈત્ય શર્વરી તણું અતિ દુઃખ આપે ?
શુ ઉષ્ણતા ભરી સખી નથી એથી કાંપે ? ૧

મ્હારો, સખે ! સમજજે સમભાવ તુંથી !
ને શું ઘટે છુપવવું સમભાવીઓથી ?
દુઃખો તણી દુઃખી કને કથતાં કથાઓ,
કે ભાર અંતરતણો અળગોજ , થાશે. ૨

કંપે સખે ! હૃદય શાનથી ઉચ્ચાટે ?
કે બાજની જલદ ,પાંખ સુણાય આવે ?
મ્હારા સમો વિરહ સ્નેહી તણો શુ સાલે ?
વ્હાલા વિહંગ ! વદ ! વ્યાધિ હદે વસે એ. ૩

ના ! ના ! નથી દિસતી બાહ્ય કશી ઉપાધિ,
કે વ્યાધિના વદનથી કૈં દ્રશ્ય થાતી;
મર્મવ્યથા હૃદયરોદન સૂચવે છે.
એવી વ્યથા વિરહવિણ ન સંભવે છે. ૪

સ્વર્ગે સિધાવી સખી એકલડો મુકી શું ?
ત્હારા સમો પ્રણયી તો ન જીવિત ધારે;
ના ! ના ! કળા રીઝવવા ન શીખ્યો જણાય,
તેથી થયો કલહ દંપતીમાં મનાય. ૫

મ્હારી રસાલ રમણીજ રીસાય જ્યારે,
ત્હેના પુનિત ચરણે શિર નામું ત્યારે;
મ્હારી સખી પ્રણતિથી ઘડીમા રીઝાય,
આનંદ દિવ્ય સદને ક્ષણમાં ભજાય. ૬

સામ્રાજ્યમાં પ્રણયના, સહુ પ્રેમીઓને,
દાસત્વસંગ પ્રભુતાજ વરી દિસે છે;
દાસત્વ મંત્ર શીખી તું સખીને રીઝાવ !
જા ! જો ! સખે ! પ્રણતિથી નકી એ મનાય. ૭

વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી.

# બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને વિધવાલગ્ન.

( લેખકઃ—દફતરી નંદલાલ વનેચંદ. )

વર્તમાન સમયમાં કેટલાક દયાળુ હૃદયના પણ ભવિષ્યનો ઉંડો વિચાર નહીં કરનારા સંસાર સુધારકો, વિધવાઓની સ્થિતી જોઇ તેમની વ્હારે ધાયા છે. વિધવાઓ—બાળ વિધવાઓ વધવાનાં—થવાના કારણ તરફ ઉંડા ન ઉતરતાં—તેનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં માત્ર તેઓને બીજો ધણી—પતિ કરી આપવામાંજ આપણી, આપણા દેશની અને આપણા સમાજની ઉન્નતિ થશે. આવા વિચાર અને વર્તન કરનારાઓનીજ વસ્તુતઃ દયાજનક સ્થિતી છે. આર્ય હૃદયનાં ઉચ્ચ પ્રેમની પવિત્ર ગાંઠ તોડી, કુવાસનાને જાગ્રત કરી અનીતિના રસ્તે જવાથી કદી પણ કોઇની ઉન્નતિ થઇ નથી અને થવાની પણ નથી. ઉન્નતિ તો ત્યારેજ થશે કે જ્યારે વિધવાઓ—બાળ વિધવાઓ થવાનાં—વધવાનાં મૂળ કારણો શોધી તેનો નાશ કરવામાં આવશે. દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરતાં આપણને ખુલ્લી રીતે જણાય છે કે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન એજ મુખ્યત્વે વિધવાઓ-બાળવિધવાઓ થવાનું—વધવાનું કારણ છે. બાળલગ્નથી યુવાવસ્થામાં વૃદ્ધપણું આવે છે, અને ઘણી વખત તો બાળકની ઉચ્છૃંખલતામાં વીર્યનો એકદમ નાશ થઇ જાય છે અને તેથી ક્ષય વગેરે જીવલેણ દર્દો લાગુ પડે છે અને તુરતથી યુવાવસ્થામાંથીજ મૃત્યુ થાય છે. તેમજ વૃદ્ધો માટેતો કાંઇ કહેવાનું રહેતુંજ નથી કારણકે તેઓના તો લાકડા સ્મશાનેજ સ્મશાને પહોંચી ગયા હોય છે અને તેથીજ વિધવાઓ કે બાળવિધવાઓ વધી છે અને હજી પણ જો આ બાળલગ્ન અને વૃદ્ધલગ્નને અટકાવવામાં નહીં આવશે તો વિધવાઓ—બાળવિધવાઓ વધશે. જો આ વિધવાઓ—બાળ વિધવાઓની નીતિ સચવાય, તેઓ સુશીલપણે પોતાનું જીવન ગુજારી શકે અને તેઓ પારમાર્થિક કાર્યો કરી શકે તેવી કેળવણી આપનારા આશ્રમો સ્થાપવાને બદલે જો આ વિધવાઓને લગ્ન કરવાની છુટ આપવામાં આવશે તો ગાડી બકરું કાઢતાં ઉંટ પેસે જેવું થશે એમાં બિલકુલ શક નથી.

મસારનો જેઓને બારીક અનુભવ છે, જેઓએ જગતના વ્યવહારોને સૂક્ષ્મ રીતે જોયા છે અનુભવ્યા છે તેઓ કહે છે કેઃ—" લાયક ઉમરે એટલે લગભગ ૧૫ વર્ષથી વિશેષ ઉમરે કન્યાને અને ૨૫ વર્ષથી વિશેષ ઉમરે યુવાનને પરણાવ્યા હોય અર્થાત સંસારના માર્ગમાં જોડ્યા હોય તો આવી જોડીઓને લગભગ ૯૫ ટકા એકાદ બે વર્ષમાં બાળક જન્મે છે. કુદરતનો એક એવો નિયમ છે કે બાળક જન્મ્યા પછી પતિ-પત્નિના પ્રેમનું વહેંચાણ થાય છે અને તે પ્રેમ બાળક ઉપર જાય છે. અર્થાત સ્ત્રીના પ્રેમપાત્ર પતિ અને બાળક બંને થાય છે. હવે કદાચ દૈવયોગે પતિનું મરણ થાય તોપણ તે બાળક તેણીને આશ્વાસનનું સ્થાન છે. અલબત પતિના મરણનું દુઃખ તો અસહ્યજ છે છતાં પણ આવી વિધવાઓ પછી તે બાળ, યુવાન કે પ્રૌઢ હોય તોપણ ખાસ કારણ સિવાય ( આજીવિકા, જુલમ વગેરે ) પોતાના સ્વર્ગવાસી પતિને આપેલો પ્રેમ બીજા ગમે તેવા સારા—પૈસાદાર—જુવાન પુરૂષને કદી પણ આપશે નહીં. આ પ્રમાણે જો બાળલગ્ન અને

પરાધિન બની ગયો છે. હિંદનું સૈન્ય બળ ૩૩ કરોડ પ્રજાનાં પ્રમાણમાં શા બીસાતમાં છે. આર્મ્સ એક્ટ ( હથીયાર બંધીનો કાયદો ) પસાર થતાં લશ્કરી તાલીમ લેવાતી બંધ પડી. પરિણામે સામ્રાજ્યને આવા કસોટીના સમયમાં સૈન્ય એકઠું કરતાં કેટલી હાડમારીઓ વેઠવી પડે છે એ આપણા ધ્યાન બહાર નથી. કેળવણીની ચાલુ પદ્ધતિ બીલકુલ અનિષ્ટ છે. આવા પ્રકારની કેળવણી લેવા કરતાં નિરક્ષરી રહેવું યોગ્ય છે. હિંદનાં મોંઘાં રાજ્યતંત્રની ફરીયાદો, સનંદી નોકરીની ફરીયાદો, રેલ્વેઓમાં ત્રીજા વર્ગની હાડમારીઓ અને વ્યાપાર સંબંધી ફરીયાદો એમની એમજ કાયમ રહી છે. સ્વરાજ્યનો સવાલ અહીં ઉપસ્થિત થાય છે. સ્વરાજ્ય એ જેટલી અગત્યનો રાજકીય પ્રશ્ન છે તેટલોજ અગત્યનો આર્થિક અને વ્યવહારિક પ્રશ્ન છે. આ ફરીયાદો હવેથી વિશેષ ન ઉદ્ભવે, હિંદનું પુરાણું તેજ ફરીથી ઝળકે, હિંદનો વ્યાપાર હુન્નર ફરીથી ખીલે, હિંદની પ્રજા ફરીથી સજીવન થાય અને હિંદ બ્રીટીશ સામ્રાજ્યનું એક મજબુત અંગ બને એજ આપણી માંગણી છે.

સ્વરાજ્યની માંગણી વિરૂદ્ધ કેટલાક વિપક્ષીઓ તરફથી આપણને વિચિત્ર પ્રશ્નો પુછાયે છે. આપણી સમક્ષ એક એવો પ્રશ્ન મુકવામાં આવે છે કે સ્વરાજ્યની પ્રવૃતી એ આજ કાલની પ્રવૃત્તિ છે. આપણી સમક્ષ મુકાતો આ પ્રશ્ન કેટલે દરજ્જે સત્ય છે તે આપણે સૌ કોઇ સારી રીતે જાણીએ છીએ. સ્વરાજ્યની પ્રવૃતિ આજકાલની નથી. જો કે અત્યારે એ પ્રવૃત્તિને વિશેષ ગતિ મળી છે. પણ કોંગ્રેસ ૩૨ વરસ થયાં એજ લડત ચલાવી રહી છે. કોંગ્રેસનો અંતિમ ધ્યેય પણ બ્રીટીશ તાજ નીચે સ્વરાજ્ય મેળવવાનો છે. ઇ. સ. ૧૯૦૬ ની સાલમાં કલકત્તામાં ભરાયલી કોંગ્રેસ પ્રસંગે હિંદના દાદા સ્વ. દાદાભાઈ નવરોજીએ કોંગ્રેસના પ્રમુખ સ્થાનેથી જે શબ્દો ઉચાર્યા હતા તે આપણા હૃદયમાં કોતરવા લાયક છે. " મારા દેશ અને દેશ બંધુઓ માટે સ્નેહ અને શ્રદ્ધાનો શબ્દ જો હું મુકતો જાઉં તો કહું છું કે:- એક થાઓ, મંડયા રહો, અને સ્વરાજ ( Self Government ) મેળવો કે જેથી ગરીબી દુકાળ અને મરકીના ભોગ થતા લાખો લોકો, અને અલ્પ અન્નને લીધે ભુખે ટળવળતા કરોડો જીવોને બચાવી શકાય અને જગતની મોટામાં મોટી સંસ્કારી પ્રજાઓમાં પોતાનું અસલનું ગારવ એકવાર ફરીથી હિંદુસ્તાન પ્રાપ્ત કરે. " આ આપણી સ્વરાજ્યની જુની, પુરાણી ભાવના છે, આજકાલની નથી.

વળી બીજી દલીલ એવી લાવવામાં આવે છે કે સ્વરાજ્યની માંગણી મુઠીભર લોકોની છે. આ દલીલ પણ અસત્ય અને પાયા વગરની છે. સ્વરાજ્યની પ્રવૃતિ આજ હિંદમાં ખુણે અને ખુણે ચાલી રહી છે. 'સ્વરાજ્યની માગણી મુઠીભર લોકોની છે, એમ કહેનારાઓ હાલમાં ભરાતી કોન્ફરન્સો, પરિષદો અને સભાઓમાં જે જુસ્સો ઉભરાઇ રહ્યો છે તેથી અજ્ઞાન છે. અને ગામોગામ,- ઘેરેઘેર અને ચૌટે ચૌટે એજ અવાજ સંભળાઇ રહ્યો છે. અને સ્વરાજ્યનોજ પડઘો કાને પડયા કરે છે એનો તેઓને ખ્યાલ નહિં હોય. સ્વરાજ્યની માંગણી મુઠીભર લોકોની નથી પણ સારા ભારત વર્ષની માગણી છે. કેટલાક હિંદ અને ઇંગ્લાંડના વડા અધિકારીઓએ પણ કબુલ્યું છે કે હિંદની સ્વરાજ્યની હીલચાલ કાયદેસર વ્યાજબી છે. ઇંગ્લાંડનાં કેટલાંક મોટા મોટા રાજદ્વારી પુરૂષોએ પણ હિંદ તરફના પોતાના રાજકીય વલણમાં ફેરફાર કર્યો છે અને હિંદની સ્વરાજ્યની માંગણીનો સ્વીકાર કરે છે. મી. એપીરટા હિંદને સ્વરાજ્ય અપાવવા ઇંગ્લાંડમાં જે ઉત્તમ

લાંબો સમય થયો ઇંગ્લંડમાં રહી સ્વરાજ્ય માટે લડત ચલાવનાર

જાણીતા દેશભક્ત



મી. જોસેફ બેપ્ટીસ્ટા, બી. એ., એલ એલ. બી., બાર-એટ લૉ.

પ્રમુખ–હિન્દ સ્વરાજ સંઘ.

Lakshmi Art Bombay.

સ્વરાજ્યની લડત માટે ઇંગ્લંડ જનાર જાણીતા દેશભક્ત



Mr. Bal Gangadhar Tilak

લોકમાન્ય તિલક મહારાજ.

Lakshmi Art Bombay          By the courtesy of Messrs Josh Bros " Bombay

પ્રયાસ ઉઠાવી રહ્યા છે અને પ્રજા મત કેળવી રહ્યા છે તેમાં તેમને ફતેહ મળતી જાય છે. ઇંગ્લાંડનો મજુર પક્ષ હિંદની તરફેણમાં છે અને પાર્લામેંટમાં મજુર પક્ષનો અવાજ સારો છે. આ સર્વ તપાસતાં એ સ્પષ્ટ છે કે હિંદમાં સ્વરાજ્યની ભાવના મુઠ્ઠીભર લોકોની નથી પણ આખા હિંદની જાગતી, જીવતી અને ચૈતન્ય વાળી સમગ્ર પ્રજાની એ ભાવના છે.

પ્રતિપક્ષ તરફથી એવો પણ એક દલીલ આપણી સમક્ષ રજુ કરવામાં આવે છે કે સ્વરાજ્ય વાસ્તે લાયક બનતાં સ્વરાજ્ય આપો આપ મળી જાશે. આ લાયક બીન લાયકનો સવાલ ગળત છે. "લાયક બનો" એ પ્રશ્ન કેટલા કાળ સુધી આપણી સમક્ષ ઉભો રહેશે? એ પ્રશ્ન તો જુગોનાં જુગો વીતી જાય તોપણ એમનો એમજ કાયમ રહેવાનો. પ્રશ્ન એ છે કે આપણે લાયક નથી એનો પુરાવો શું? અને જે પ્રજાએ સામ્રાજ્ય પદવી ભોગવી છે તે પ્રજા સ્વરાજ્ય વાસ્તે નાલાયક ક્યારથી બની? કોઇ પણ પ્રજા સ્વરાજ્ય વાસ્તે નાલાયક હોઇ શકેજ નહિં. ફીલીપાઇન દેશનો તાજો દાખલો આપણી સમક્ષ મોજુદ છે. અમેરીકાએ ફીલીપાઇનને સ્વરાજ્ય બક્ષ્યું અને માત્ર ૧૫-૨૦ વરસમાં તે એક સુધરેલી પ્રજાની બરોબરી કરવા લાગ્યું. જો દલીલ એમ મુકાતી હોય કે હિંદ સ્વરાજ્ય વાસ્તે પુખ્ત ન હોવાથી હિંદને સ્વરાજ્ય મળતાં અનેક રાજકીય ભુલો થવાનો સંભવ છે તો આપણે તે દલીલનો અનાદર કરીશું. પુરાતન કાળમાં સામ્રાજ્યપદ ભોગવી આવેલા એ ગ્રીસ અને રોમનાં ઇતિહાસો અને હાલનાં ગ્રેટબ્રિટન, ફ્રાંસ, રૂશીયા, અને જર્મની વિગેરે સર્વે સુધરેલા દેશોનાં ઇતિહાસો ભુલોની પરંપરાથી ભરપૂર છે. અને હજી પણ એ રાજ્ય બંધારણો પૂર્ણતાની કોટીએ પહોંચ્યા છે એમ કોણ કહી શકશે? કુદરતી કાયદો છે કે તરસ લાગતાં તે છીપાવવી આવશ્યક છે. હાલ આખું હિંદ સ્વરાજ્ય વાસ્તે તરસ્યું છે, આવા સમયે લાયકાતનો સવાલ આગળ ધરવો અયોગ્ય છે. લોકમાન્ય તિલક મહારાજના શબ્દોમાં કહું તો સ્વરાજ્ય એ જન્મસિદ્ધ હક્ક છે. જન્મ્યા ત્યારથીજ લાયક બન્યા છીએ.

પ્રસિદ્ધ-દેશભક્ત સુરેન્દ્રનાથ બેનરજીના શબ્દોમાં કહું તો સ્વરાજ્ય એ કુદરતનો નિયમ છે અને ઈશ્વરનું વિધાન છે. સ્વરાજ્ય એ પ્રજાકીય જીવનનો ખોરાક છે. હિંદની સ્વરાજ્ય મેળવવાની લાયકાત તો હિંદની અપૂર્વ વફાદારીએ અને ઐક્યતાએ ક્યારની સિદ્ધ કરી આપી છે. સામ્રાજ્યને આવા કટોકટીના સમયે હિંદે શક્તિ અને સાધન ઉપરાંત સામ્રાજ્યની સેવા ઉઠાવી છે. એ શક્તિ ઉપરાંતની સેવામાં કદાચ ન્યૂનતા રહી ગઇ હોય તો તે માટે હિંદ દોષ પાત્ર નથી. જો હિંદ સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન હોત તો યુરોપમાં અત્યારે સળગતો પ્રચંડ દાવાનળ હિંદની પરીપૂર્ણ મદદથી ક્યારનોએ હોલવાઇ ગયો હોત અને બ્રીટીશ તાજને અત્યાર આગમચ ક્યારનીએ ફત્તેહ મળી ચૂકી હોત. બ્રીટીશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય વાદી સંસ્થાન માત્ર હિંદ એકજ છે. હિંદ જેવો વફાદાર દેશ સ્વરાજ્યથી વિમુખ રહે એ સ્વાતંત્ર્યપ્રેમી બ્રીટીશ મહતનતને છાજતું નથી. હિંદ સ્વરાજ્ય વાસ્તે પુખ્ત બન્યું છે અને હવે હિંદને સ્વરાજ્ય મળવું જોઇએ. હિંદને સ્વરાજ્ય મળતાં સામ્રાજ્ય સર્વાંગ સુંદર બનશે અને હિંદ પણ પોતાનું ગયેલું નુર પાછું મેળવી સામ્રાજ્યનો એક મજબુત અંગ બની દરેક સુખ દુઃખ પ્રસંગે સાથો સાથ ઉભું રહેશે. અસ્તુ.

---

# "હિન્દદેવીનાં બાળ."

( રા. જયસુખલાલ દયારામ વોરા. )

" વારિ જાઉં રે સાંવરીઆ તોપે વારણા રે " એ રાહ

અમે સૌ હિન્દદેવીનાં બાળ રમીશું રંગમાં રે
ભારત ઉછરંગમાં રે— અમે૦

હિંદુ, મુસલમીન, પારસી,
શીખ જૈન ને બંગાલી,
એક એકની અડગ સહાયથી મ્હાલશું રે— અમે૦

પ્રેમ પ્રેમ ને પ્રેમ પોષીને,
દેશ હિતૈષી કાર્ય યોજીને,
તન મન ધનથી અર્પીશું પ્રિય પ્રાણને રે— અમે૦

સ્વરાજ્ય અર્પે હિન્દ માતને,
ધન્ય ધન્ય હો બ્રિટિશ તાજને,
અચળ તપો શુભ રાજ્ય જ્યૉર્જ માહારાજનું રે—અમે૦

પ્રાણ હિન્દીના ભારત અર્થે,
'વફાદારી' એ જીવન મંત્રે,
બ્રીટીશ પ્રભુની સમીપ રહી ઝુંઝીશું મેદાનમાં રે—અમે૦

દાદા, મહેતા, અને ગોખલે,
નહિ કોઇએ એની તોલે
ગયા બાબુ, સિંહ, ગાંધી, ઝીણા મોખરે રે.—અમે૦

---

આવતા મે માસના બારમા અંકથી તમારૂં લવાજમ પૂરૂં થાય છે. જેઓને બીજા વર્ષમાં એટલે જુન માસથી ગ્રાહક રહેવાની મરજી ન હોય તેઓએ તેમ જણાવી દેવા કૃપા કરવી. પોષ્ટેજ તથા વી. પી. ના નકામા ખર્ચમાં અમને ઉતારવાની કોઇએ પણ તસ્દી લેવી નહિ.

# મુકિત–પ્રિયોત્કંઠા.

( શિખરિણી વૃત્તમ્ )

કહ્યું કૈં સંતોએ રસભર રીતે વર્ણન કર્યું,
કવિઓએ કાવ્યે કથન કરીને રૂપ નિરૂપ્યું;
વિચાર્યું વાંચ્યું મેં બહુ તુજ વિષે કૈં સુણી લીધું,
રૂપ તારા વરે મમ હૃદય પૂરું હરી લીધું.

હું છું વૈરાગી તો-પણ તુજ વિષે રાગ કરું છું,
મુકી મૈં સંબંધી પ્રગટ ફકીરીવેશ ધરું છું;
ભમું તારામાટે પથિક થઇને આ જગ વિષે,
સ્મરું વ્હાલી વ્હાલી હૃદયમહિં કૈં ના બીજું ગમે.

પ્રિયે ? તારે માટે વદ જણાવી દે શું શું જ કરું ?
હું તો તારે માટે શિર કટવવા તત્પર બનું;
સહુ કષ્ટો વ્હાલી ! સહસ પણ મીઠાં મન ગણી,
રસીલા પ્રેમીને રસમય નથી શું જગમહિં ?

ભલે ને મેં તારું હૃદયથકી ના રૂપ નિરખ્યું,
ભલે ને પ્રત્યક્ષે તુજ ગુણ વિષે ના અનુભવ્યું;
અનુમાનો મારાં તુજ રૂપ ગુણે કૈંક જણાવે,
અને એ ઝાંખીએ હૃદય હર્યું તે ના કહ્યું કરે.

જતી આ વેગાએ વધુ તનતનાટો મન કરે,
અધીરૂં હૈયું આ વધુ નહિ વિલંબો સહી શકે;
અરે ! વ્હાલી ! જોતો-ખરી હૃદય કેવું પ્રજળી છે,
યથા સંયોગે તો કદિય અળગો તું નહિ કરે.

મધુરો છે, સાચું મમ રસભર્યો જોબન સમો,
તથાપિ આ પ્રેમી તુજ વિરહ દાહે બળી જતો;
મને ઉત્કંઠાઓ ક્ષણ ક્ષણ ઉછાળે ગગનમાં,
પ્રિયે ! તારી મૂર્તિ-મુખ નિરખવા વિઘ્ન નડતાં.

જગે પ્રેમીઓને પગ પગ નડે વિઘ્ન સહસો,
અનેએ તે કાં ના ? અનનુભવિ આશો શીદ હમો ?
હમે તોએ લેશે કયમ કદિ ધરૂં ઉર પરવા,
પ્રિયે ! તારા માટે ઉચિત બધું કર્તવ્ય કરવા.

પ્રયત્નો ક્યારે ના પ્રણયી જનના નિષ્ફળ બન્યા,
પછી શાને થાશે મમ પણ પ્રયત્નો સફળ ના;
હું છું આશાવાદી મમ હૃદય આશા કયમ તજે,
અમો મારી આશા પૂરણ કરશે કેમ ન કરે.

મને તારૂં મીઠું મુખ નિરખવા હું તલપે છે,
અવાચ્યે સૌખ્યે આ હૃદય તલપે છે પલપલે;
ઘણાં ઊંચાં સ્થાનો પર નજર મારી નહિ પડે,
તથાપિ તેનુંએ નહિ હૃદયમાં વિસ્મરણ છે.

થકાવા જેવું આ મમ હૃદયને શું? નહિ અહો!
શુરો પ્રેમી યોદ્ધો લડી લડી ન થાકી કદિ જતો;
થશે આશા પૂરી લડીશ રણમાં હું તહિં સુધી,
અને અંતે પ્હેરૂં વિજય વરમાળા પ્રિય થકી.

પથિક—જૈન મુનિ.

---

# સદાચારની આવશ્યકતા.

---

( લખનારઃ—શા. ધનજી દામજી વ મશી. )

આ સુધરતા જતા જમાનામાં અપણા યુવકોમાના કેટલાક કહેવાતા સુધરેલા કેળવાયેલા યુવકો પોતે સદાચારી થયા પહેલાં બીજાઓને સદાચારી કરવા માટે સમાજો, મંડળો અને સંસ્થાઓ સ્થાપી તે દ્વારા પોતાના ફોનોગ્રાફીક વિચારો હિંમતથી સમાજ પાસે રજુ કરવા પ્રયત્ન કરે છે. આ પ્રયત્નો પાછળ તેઓની સખ્ત મહેનત તથા છુટે હાથે પૈસાનો ભોગ આપવા છતાં પણ તેમના વિચારો સાંભળવા સુદ્ધાં પણ ઘણાજ થોડા ગૃહસ્થો તૈયાર થાય છે. આના કારણો તરફ વિચાર કરશું તો આપણને સ્પષ્ટ જણાશે કે સદાચારનો ફેલાવો કરવા માટે પ્રથમ પોતાને સદાચારી થવાની આવશ્યકતા છે. આજે આખા હિન્દુસ્તાનમાં દેશ ભક્ત ગાંધીજી સદાચાર, સાદાઈ અને નમ્રતામાં પહેલો દરજ્જો ધરાવે છે અને તેથીજ તેઓને હિન્દની વસ્તીનો ઘણો મોટો ભાગ મહાત્મા તરીકે માને ઉ—પૂજે છે એટલુંજ નહીં પણ ગાંધી જે કંઈ કરે છે અને કહે છે તેમ કરવા આગળ પાછળનો કે દુઃખ સુખનો વિચાર કર્યા વગર ચાહોમ ઝંપલાવે છે. મર્હૂમ મી. ગોવિંદજી મૂળજી મેપાણી બી. એ., એલ એલ. બી. કે જેઓ આપણી કોમમાં એક સદાચારી નરરત્ન હતા, તેઓને આજે આપણે દરેક કાર્યમાં યાદ કરીએ છીએ તેનું કારણ જો કંઈ પણ હોય તો તે માત્ર એટલુંજ કે તેઓ શુદ્ધ સદાચારી અને સ્વતંત્ર હતા. માટે આજના આપણા યુવકો સદાચારી થયા પહેલા જે મહેનત, કીમતી સમય અને પૈસાનો ફોકટ ભોગ આપી રહ્યા છે, તે સર્વ પાણીમાં જાય છે માટે પ્રથમ સદાચારી થઈ, પોતાના ઘરને શુદ્ધ બનાવી પછી જો કાર્ય હાથમાં લેશે તો અવશ્ય તેઓ પોતાના દરેક કાર્યોમાં ઓછે પૈસે અને ઓછી મહેનતે ફતેહ મેળવશે. એજ શુભેચ્છા

---

# નવલ–રજની.

(લેખક––ર. મંગલમ્ )

(ચિત્રકાર –રા. દત્તાત્રય, એ એમ )



"ભટ ચહાનો કપ લાવ તો'' ઓરડામાં પ્રવેશ કરતાં નવનકિશોરીએ ભટને ચહા લાવવાનો હુકમ કર્યા બાદ લેવાને પુસ્તકોનો થોકડો ટેબલ ઉપર મૂકી જવા કહ્યું અને પોતે કોચ ઉપર પડી. અત્યારે નવનનો વેશ અવર્ણનીય હતો. માથાના વાળની લટો પવનના ફરફરાટથી આમ તેમ ઉડતી હતી સ્નેહની કોઇ વાત યાદ આવતાં તપ્ત થયેલ નેત્રોએ ફક્ત ભાન ધારણ કરી તેણે જગતને જણાવ્યું કે શરમમાં છુપેલો પ્રેમ મનુષ્યો અને વિશેષે કરી કામનાગીઓ ઉપર શું શું જાદુ ચલાવી તેમને પજવે છે ? વળી નવકુંજલતા કોચ ઉપરથી ઉઠી ટેબલ ઉપરથી સુપ્રસિદ્ધ ઑગન ન્ટિ સ્કોટનું 'લેડી ઑફ ધી લેક'' નામનું પુસ્તક ઉપાડી નીચેની લીટીઓ તેણે ત્રણ ચાર વખત અસાધારણ ઉત્સુકતાથી વાંચી —

*One only passion unrevealed with maiden pride the maid concealed*
Yet not less purely felt the flame oh! need I tell the passion's name

'એનન! એનન! તારામાં અને મારામાં શું સામ્ય નથી? પ્રેમ! પ્રેમ! તારા પાશમાં સપડાએલાઓને પોતાના વ્હાલાઓ વિના જગત શૂન્ય અને અંધકારમય દેખાય છે. વર્ષમાં લેમન સરોવર સૂજતો નથી. વળી અધુરામાં પૂરૂં, મિસ મસાણીએ, 'નવન તારૂં ચિત્ત હમણાં ઉદ્વિગ્ન કેમ દેખાય છે?' એ પ્રશ્ન હજી અર્ધો પૂછ્યો ત્યાં તો હું શરમથી વાનચોળ થઇ ગઇ. મારી સખીઓ મારી આવી અવસ્થાનો ભેદ કળી ગઇ છે, અને પ્રસંગ મળતાં મને પ્રેમઘેલી-નરોતી વગેરે ઉપનામેથી બોલાવે છે.''



રજનીકાંત ભવભૂતિકૃત માલતી માધવનુ નાટક ધ્યાનપૂર્વક
વાંચતો એક કોચ પર પડયો છે. જુઓ પાનુ ૨૦

હજી નવલ આ પ્રમાણે અર્થ સમજાય તેવી ભાષામાં બબડી રહી છે ત્યાં તો તેનો ભાઇ મનુ દાખલ થયો. મનુએ તુરતમાં જ મુંબઇ યુનિવર્સિટીની બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી, અને હાલ એલ એલ. બી. થવાને ગવર્નમેંટ લૉ સ્કુલમાં અભ્યાસ કરતો હતો. મનુનું શરીર કદાવર અને મોઢું ગોળ હતું. તે રંગે ઘઉંવર્ણો હતો. તેનું વિશાળ અને તેજસ્વી કપાળ અને ચારે બાજુ ફરતી આંખો વિદ્યા અને ચાલાકી ઉભયનું દર્શન કરાવતા હતા. કંઈ પણ બોલ્યા સિવાય મનુ નજદિક આવ્યો, નવલ ન દેખે તેમ એક પળ છુપાઇને ઉભો; બ્હેનની આંતરિક વ્યથાના દિગ્દર્શને ભાઇના હૃદયને વિદીર્ણ કરી નાખ્યું. અને બદલામાં મનુના હૃદયે દઢ મનોબળની મદદથી નવલની આંતરિક વ્યાધિ-કહો કે આધિને વિદીર્ણ કરવાનું "પણ" લીધું. ક્ષણભર થોભી મનુ બોલ્યો, "બ્હેન તારે વાસ્તે માસ્તરનો બંદોબસ્ત કર્યો છે. આજે જ એક યુવકનો પત્ર મળ્યો છે; હમણાં જ આવવો જોઇએ. વાત ચાલતી હતી ત્યાં તો રસોયો અંદરથી ચહાના બે કપ લાવ્યો અને ભાઈ બ્હેને યોગ્ય સત્કાર સાથે ચહાદેવીને પેટાળને સુપ્રત કરી આમ-તેમ વાતો કરવામાં અર્ધો કલાક ગયો હશે ત્યાં તો એક ૨૪-૨૫ વરસની વયનો યુવક અંદર દાખલ થયો. મનુને સલામ કરી, નવલ તરફ એક દૃષ્ટિ ફેંકી, મનુના કહેવાથી એક ખુરસી પર બેસી ગયો. નવા આવનાર યુવકનો રંગ "ન શ્યામ ન ગૌર" હતો. માથા ઉપર જ્વેલર કેપ, એક અપ-ટુ-ડેટ કટ (Cut) વાળો કાશ્મીરી કોટ, ઉંચું બંગાળી ધોતીયું તથા પગે ટેનીસ-શુઝ (સફેદ શુઝ) પરિધાન કર્યા હતાં. જેને જગત્ સૌન્દર્ય કહે છે તેની પૂર્ણ પ્રસાદી પામેલો આ યુવક નહતો. પણ તેનું "ન શ્યામ ન ગૌર" મુખ "Face is on index to the mind" એ કહેવતને સોએ સો ટકા ખરી પાડતું હતું. જરા એક મનમાં આનંદનાં વિચારો આવે કે મધુરૂં સ્મિત તેના ઓષ્ટો ઉપર તરવરી રહેતું. ગંભીર અને કટાકટીના મામલાવાળા પ્રશ્નો તેના મુખચંદ્રપર ગાંભીર્યની છાયા સંપૂર્ણપણે લાવી દેતા. શોકને તો તેણે પોતાના મનોરાજ્યના વિસ્તીર્ણ પ્રદેશમાંથી સદાને માટે દેશનિકાલ કર્યો હતો. સ્વભાવે ઘણો રમુજી હતો, તથા વારે ઘડીએ અને વાત વાતમાં હસી પડતો હતો. તેનું હાસ્ય ઘણું જોવા લાયક અને મનોહર હતું. હસતી વખતે ઓષ્ટોના બન્ને ખુણાઓ ઉપર ખાડા પડી જતા, ગાલ સહેજ ઉપસી આવતા, અને આંખો ચંચળતા તથા વિકાસને પ્રાપ્ત કરી, "આ યુવક ઉપર કોઇ યુવતી મરી ફીટે તો તેમાં કંઇ નવાઇ નથી" એમ સંકેત ભાષામાં જણાવતી. તેણે યોગ્ય આસન લીધું. મનુએ તેને પૂછવાનું શરૂ કર્યું.

મનુઃ—આપનું નામ, ઠામ, અને વ્યવસાયની ઓળખાણ આપશો કે ?

યુવકઃ—ઘણીજ ખુશીથી. હું જાતે કચ્છી દશા ઓશવાળ વણિક છું. મારા પિતા અત્રેના એક સુપ્રસિદ્ધ અને લક્ષાધિપતિ ગૃહસ્થ છે. હું હાલમાં વિલ્સન કોલેજમાં સીનીઅર બી. એ. માં અભ્યાસ કરૂં છું. મારૂં નામ રજનીકાંત છે.

મનુઃ—હં ! પણ આપના કહેવા મુજબ આપતો એક શ્રીમંત પિતાના પુત્ર છો, તો પછી ટ્યુશનો વડે પૈસા પેદા કરવાની તમારે શી જરૂર છે ?

રજનીકાંત—માફ કરજો, સાહેબ. પણ એ બાબતમાં મારા વિચાર ઘણા જુદા છે. કોલેજમાં ત્રણ ચાર વર્ષ ગટરપટર અભ્યાસ કરી, મટરપટર પરીક્ષા રૂપી પરિખા (ખાડો) પસાર કરી, અન્યત્ર પૈસા કમાવાને માટે દોડધામ કરવા કરતાં, કોલેજ જીંદગીની અંદર જ પોતાના પગ પર કેમ ઉભું રહેવું એ દરેક વિદ્યાર્થીને જાણવાની પહેલી અને અનિવાર્ય ફરજ છે. પૈસો અને તેની મહત્તા આ રીતજ શીખવી શકે છે. પોતાના પગ ઉપર ઉભો રહેનાર વિદ્યાર્થી પૈસાને કાંકરાની માફક ઉડાવવા પહેલાં વિચાર કરશે અને તેનો બનતો સદુપયોગ કરવા ઉપરાંત કમાવેલો પૈસો જેમ લાંબો વખત ચાલે તેમ વ્યવસ્થા કરશે. મારો તો એજ અભિપ્રાય છે કે દરેક દરેક વિદ્યાર્થીએ સ્વામિ સત્યદેવનો ધડો લઇ એક પણ પાઈ ઘેરથી લીધા વિના સ્વદેશમાં કે પરદેશમાં વિદ્યાભ્યાસને વાસ્તે હામ ભીડવી અને નિશ્ચયને જરા પણ ચલિત ન થવા દેતાં, યુનિવર્સિટીની માનવંત ડીગ્રીઓ સાથે સ્વોપાર્જીત વિત્ત તથા ઇશ્વરદત્ત આરોગ્ય શરીર સાથે જગતની લડાઇઓ લડવા બહાર પડવું જોઇએ.

મનુઃ—ધન્ય છે, વીર ! તમારી માન્યતાને અને અવિચળ રહો આપના વિચારો. હું આપને મારી બ્હેન નલિનના શિક્ષક તરીકે કાયમ કરૂં છું. તમને દર માસે રૂ. ૨૦) નો દરમાયો આપતો રહીશ. તથા મારી બ્હેન તમારા હાથ નીચે તાલીમ પામી આ જાલીમ જમાનામાં એક ઉત્તમ ગૃહિણી થાય એટલુંજ ઇચ્છુ છું. આજતો આપ સુખેથી પધારો અને કાલથી નિયમિત વખતે આવતા જજો. પ્રભુ તમને યશ અપાવે.

યુવક "સાહેબજી" કરી માર્ગે પડયો; મનુ કપડાં પહેરી લો કલાસ ( law class ) માં જવા તૈયાર થયો પણ નવલકિશોરીએ તો ઘરમાંજ રહેવાનુ પસંદ કર્યું. બસ તે તો ખુરશી ઉપરજ બેસી રહી, અને જ્યાંસુધી તેની મા અચલનન્દાએ ભોજનને માટે તેને ન બોલાવી ત્યાં સુધી વિચાર વમળમાં ડુબી ગઇ.

૨.

## હૃદયની ઉર્મીઓના ઉછાળા.

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु र्न खलु बहि रुपाधीन् प्रीतयः संश्रयन्ते ।
विकसति हि पतङ्गस्योदये पुण्डरीकं, द्रवति हि हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥

આશરે મધ્યરાત્રિનો સમય છે. દિપક પૂર્ણ પ્રકાશથી બળે છે, અને તત્કારણત્વાત્ ઓરડામાંની દરેક દરેક વસ્તુ દ્રષ્ટિગોચર થાય છે. વચમાં એક આરસનો ગોળ ટેબલ અને તેની આજુબાજુ સુંદર બનાવટની ખુરશીઓ પડી છે. પુસ્તકોથી ખીચોખીચ ભરેલાં ત્રણચાર કબાટો પણ નજરે પડે છે અને જોનારને તે ઓરડા નિવાસી વ્યક્તિની વિદ્યા વિલાસિતાનું ભાન કરાવે છે. ભીંતો ઉપર સુંદર રંગબેરંગી, રાજા રવિવર્માકૃત સીતાહરણ, કૃષ્ણવિષ્ટિ વગેરે ચિત્રો તથા કવિ નર્મદ, મે ર્વનરામ, શેકસપીઅર, રાનડે, રામમોહનરાય, વગેરેના ચિત્રો ટાંગેલાં દેખાય છે. એક ખુણામાં એક ટેબલ ઉપર થોડાંક પુસ્તકો તથા લેખન સામગ્રી પડી છે. સામેના ખુણમાંજ આપણો પરિચિત રજનીકાંત, ભવભૂતિકૃત માલતી માધવનું નાટક ધ્યાનપૂર્વક વાંચતો એક કોચપર પડયો છે. વાંચતાં વાંચતાં ઘડીભર સ્થંભી જાય છે. ઘડીમાં પુસ્તક નીચે મૂકી બે હાથોવડે આંખો ઉપર આવતા

ગુલ્લાને ઉંચે હડસેલે છે. પછી હાથ ઉપર માથું ટેકવી કંઇક વિચાર વમળમાં ગોથાં ખાતો દેખાય છે. ઘડીમાં છત તરફ નજર નાખે છે. ઘડીમાં બે હાથોવડે આંખો બંધ કરી મુકે છે. ઘડીમાં ન સમજાય તેવી ભાષામાં કંઇક બબડે છે. કંઇક વિચાર આવતાં પાછું પુસ્તક હાથમાં લીધું; વાંચન આગળ ચલાવ્યું; હજી પલક ક્ષણ પણ નહિ થઇ હોય ત્યાં તો સાધારણ મોટેથી બોલી ઉઠયો, "શાબાશ, ભવભૂતિ ! મારી શંકાનું આજે બરાબર સમાધાન થયું." કોચ ઉપરથી તરતજ ઉઠયો. ઓરડામાં આમથી તેમ બેચાર આંટા માર્યા પછી બોલી ઉઠયો "ખરૂં કહ્યું, ભવભૂતિ.

व्यतिषजति पदार्थानान्तरःकोऽपि हेतु र्न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ।
विकसंति हि पतङ्गस्योदये पुण्डरीकं द्रवति हि हिमरश्मावुद्गते चन्द्रकान्तः ।

અત્યાર સુધી હું વિચાર જ કરતો રહ્યો કે કોઇ દિવસ નહીં અને આજે આ બાળિકાને નિહાળી મારૂં હૃદય ચન્દ્રને જોઇ સમુદ્રમાં ભરતી આવે એ મુજબ ઉભરાય છે. શા માટે ? નવલ કરતાં વધારે સ્વરૂપવાળી લલનાઓ મેં નિહાળી છે. નવલ કરતાં વધારે માધુર્યવાળાં મુખપંકજો મેં જોયાં છે. હા એના જેવી સદ્‌ગુણી અને નિર્દોષ કાંતિમતી બાળા હજી જોઇ નથી. ઉત્તર માત્ર એટલો જ કે व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः આવી રીતે હજી રજનીકાંત વિચાર ચલાવે છે, ત્યાં તો તેના પિતા તેજસિંહ શેઠ તેના ઓરડામાં આવ્યા. માત્ર સાત કે આઠ રૂપીઆના જુજ પગારે નોકરી રહી બુદ્ધિ, સ્વાતંત્ર્ય, દૃઢ મનોબળ અને ઉન્નત ભાવનાઓની મદદથી તેઓશ્રી આજે સંપત્તિના શિખરપર આરૂઢ થયા હતા. સ્વભાવે નિરભિમાની, સુજન અને સદય હતા, કહો કે દયાના સાગર જ હતા. વર્ણે કંઇક શ્યામ હતા પણ શરીરે કદાવર હતા. શરીરબળ ભલા ભલા મલ્લોને હઠાવે તેવું હતું. અસાધારણ બળનું કારણ પૂછતાં તેઓ એમજ કહેતા કે "અમારા કચ્છનું પાણી અન્ય સ્થળના ઘી બરોબર છે. ત્યાંની આબોહવા મનુષ્યને સુદૃઢ અને મજબુત બનાવી મુકે છે. અમારા કચ્છ સમાન આરોગ્યતા અને શરીરબળ બક્ષનારો મુલક, હું તો જગતમાં જોતો જ નથી. માતૃભૂમિ ઉપર તેમને અનહદ પ્રીતિ હતી. કોઇ કોઇ વખત રજની ને હારમોનીયમપર સ્વ. કચ્છમાર્તંડ જીવરામ અજરામર ગોરકૃત "અસાં જો વલો વતન આય કચ્છ"નું ગીત વગાડવા કહેતા, શાંત ચિત્તે સાંભળતા અને સાંભળીને ઘણીવાર શાબાશનો પોકાર કરતા. અસ્તુ.

ઓરડામાં દાખલ થતાં જ તેમણે પ્રશ્ન નૂંખલા આગળ ધરીને પૂછયું, "રજની ! તું હજી સુતો કેમ નથી ? શું આજે પ્રકૃતિ કંઇ અસ્વસ્થ છે ? અથવા હું ધારૂં છું કે કોલેજના અભ્યાસક્રમનો બોજો કંઇ વિશેષ છે ? જરા પણ ન ગભરાતાં રજનીએ વિનીતભાવે પ્રત્યુત્તર આપ્યું. "ના. સહેજ આજે ઉંઘ ન આવવાથી કવિવર ભવભૂતિકૃત માલતી–માધવ વાંચતો હતો. જાગૃત રહેવાનું બીજું કંઇ પણ પ્રયોજન નથી."

"હં ! પણ ત્યારે પેલો શ્લોક કે જે તું હમણાં જ બોલતો હતો તેનો અર્થ શું ? ઘણો જાણવાજોગ હશે ? જરા અર્થ કહી સંભળાવીશ કે ?"

રજનીઃ—"જુઓ આ શ્લોકનો અર્થ એમ થાય છે કે,–પદાર્થોને (મનુષ્ય હૃદયને) સંયુક્ત કરવા માટે કોઇ આંતરિક કારણ જ યોગ્ય છે. બાકી સ્નેહને બાહ્ય આડંબર સાથે

કંઇ લેવાદેવા નથી. દાખલા તરીકે સૂર્યોદયેજ કમળો ખીલે છે, અને ચંદ્રને જોઇનેજ ચંદ્રકાંત મણીમાંથી પાણી ઝરે છે."

"વારુ, તું હવે સુઇજા. ઉજાગરાથી શરીર બગડે છે એ વાત તારી ધ્યાન બહાર નહીંજ હોય ?" એટલુ બોલી તેજસિંહ શેઠ પોતાને માર્ગે પડયા; અને "**आज्ञा गुरुणां ह्यविचारणीया**" એ સૂત્રને શિરસાવંદ્ય ગણનારો રજની પોતાના શયનાગારમાં ચાલ્યો ગયો. થોડો વખત તેણે આમ તેમ વળખાં માર્યાં પછી નિદ્રા દેવીએ તેને પોતાનો કરી લીધો.

૩.

## અનંગ પુરાણ.

Love is not love, which alters when it alteration finds.

Shakespeare.

સાધારણ જનસમાજની માન્યતા એવી છે કે અજ્ઞાનરૂપી અંધકારના પડળો મનુષ્ય હૃદય પામેથી દશ્ય શક્તિનું અપહરણ કરી લે છે; પણ આજના સુખ લુબ્ધ અને જડવાદી જમાનામા અજ્ઞાની ભૂતોના ભાઇ જડવાદી પ્રેતો આ નફ્ફટ iron age (કલિયુગ) ને golden age (સત્યયુગ)ના નામે ઓળખાવાને છાતી ઠોકી બહાર પડે છે; અને કાગળના મેદાનમાં કલમનાં ઘોડા દોડાવી, ઘણી વખત મનુષ્યની સમજશક્તિનું પણ અપહરણ કરી લે છે. બલ્કે કહો કે હાથમા ચાંદ બતાવી જન સમાજને ઉંધે માર્ગે ચડાવવા પ્રયત્ન કરે છે. કહે છે કે વીસમી સદી એ પ્રગતિનો જમાનો છે, ખરી વાત છે સાહેબો, તમારી વાત એક ગજને પોણા ત્રણ તસુ બીલકુલ ખરી છે. પ્રગતિ થવી જોઇએ તો દરેક ચીજમા થવી જોઇએ, અને થાય છે પણ તેમજ, ભલા હમણાં શામાં પ્રગતિ નથી? વિદ્યામાં પ્રગતિ, શોધખોળમાં પ્રગતિ, હુન્નર કળામાં પ્રગતિ, પોશાકમા પ્રગતિ, વિનય બતાવવાની રીતિઓમાં પણ પ્રગતિ, નફ્ફટાઇમા પ્રગતિ, ચોરીમાં પ્રગતિ, જુગારમાં પ્રગતિ, વ્યભિચારમાં પ્રગતિ, વગેરે વગેરે સારી તેમજ નરસી ચીજોમાં પ્રગતિજ દેખાય છે; અને આવી રીતે પ્રગતિના પ્રવાસમાં આજનો જમાનો કુદકે ને ભૂસકે વધતો જોઇને આ મહેરબાનોની છાતી હર્ષથી ફુલાઇને ફાટી જાય છે ભેજાં-વિકાસને પામી સડી જાય છે. એ ભાઇઓનું કહેવું તો કંઇ ઓર છે, પણ ચાલે ગુદરયો ! હું તમને બતાવું કે જીવનનો ઉદ્દેશ શો છે?

વેદાંતની દૃષ્ટિએ મનુષ્ય જીવનનું અંતિમ ધ્યેય, અંતિમ લક્ષ્ય, શાંતિ નિકેતન માર્ગનું અનુસરણ કરી કૈવલ્ય પદ પામવુ એજ છે. જેમ એક દૂરના પ્રદેશમાં જવાને માટે જુદી જુદી જાતની તૈયારીઓ હોય, તેમજ મનુષ્ય જીવનનું એ અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવાને શાસ્ત્રો રચાયાં, વર્ણાશ્રમોની વ્યવસ્થા કરવામાં આવી, ઉપદેશકો અને ઋષિ મુનિઓએ વેદાંતનું અધ્યયન કરી અધ્યાપન કરાવ્યું; અને જેમ એક મુસાફરી સુગમ અને શાંતિદાયક થવા માટે અમુક અમુક વસ્તુઓ સાથે લેવી પડે તેવીજ રીતે મનુષ્ય માત્રની એ અંતિમ ધ્યેયની મુસાફરી સરળ કરવાને માટેજ ભાતૃ પ્રેમ, દેશ સેવા, ઐક્ય, આરોગ્ય, સત્ય, નિર્વ્યસનિત્વ, મિતાહારીપણું, પવિત્રતા, પાતિવ્રત્ય વગેરે પ્રાકૃતિક શાન્તિદાયક

તત્વોનું મિશ્રણ બનાવવામાં આવ્યું. છેલ્લે મનુષ્યના એ અંતિમ ધ્યેયના માર્ગમાં નિશાની સૂચક સોપાન તરિકે પ્રસન્નતા, નિરભિમાનીપણું સમભાવના, ઈંદ્રિયનિગ્રહ, દેહ દમન, તપશ્ચરણ અને કૈવલ્ય પદ પ્રાપ્તિ વગેરેને નિયત કરવામાં આવ્યાં. એ દૃષ્ટિએ નિહાળતાં પ્રતિત થશે કે જીવનનો હેતુ નથી મોજશોખ કે નાચરંગ; નથી ગાનતાન કે નથી માન-પાન; નથી દુરાચાર, વ્યભિચાર કે જુગાર પણ જીવનનો હેતુ અંતિમ ધ્યેય પ્રાપ્તિ એજ છે, અને વચમાંની શાંતિ નિકેતન પ્રાકરણિક મોજો-જેવી કે સ્નેહ લગ્ન, દેશસેવોદ્ભૂતોલ્લાસ વગેરે-લ્હાવાઓ આનંદ અને શાંતિમય સ્નેહ ઝરણાંઓ એ મુસાફરીની મીઠી મઝાઓ છે. અનારોગ્ય, વ્યસની, અમિતાહારી વ્યભિચારી, અમત્મમય, ભ્રાતૃપ્રેમ હીન, દેશસેવા વિમુખ અને અપવિત્ર જીવનને માટે એ ધ્યેય દુશ્ચિન્ત્ય છે, દુર્ગમ્ય છે, અપ્રાપ્ય છે.

પણ જનસમાજ ઘણી વખત સત્યપથ ઉપરથી ઉતરી જાય છે, અને અસત્ય, યા સત્યાસત્યના ભેદના ભવાડાવાળા માર્ગનું અવલંબન કરે છે. તત્કારણવશાત્ મનુષ્ય જીવનનું અંતિમધ્યેય કૈવલ્યપદ પ્રાપ્તિને બદલે સારી જીંદગી ગુજારવી એ ગણાય છે. વાસ્તવિક રીતે જોતાં તેમ નથી, પણ આ નજીવી ભૂલ ક્ષંતવ્ય છે. સુખી જીંદગી-સારી જીંદગી-કે શાંતિમય જીંદગીનો આધાર સ્નેહ-પ્રેમ ઉપર રહેલો છે. સ્નેહ સરિતાની ઉર્મિઓના ઉછાળા વિનાનું હૃદય શૂન્ય છે, અસ્તિત્વ નિ:રસ છે, સ્નેહ વિનાનું જીવન ફીકું ફચ્ચ જણાય છે. અસ્તુ આપણી નવલ કિશોરી વેદાંતની દૃષ્ટિએ અંતિમધ્યેય શું છે તે બરાબર જાણતી હતી. સ્નેહ, તેનો દરજ્જો, તેની મહત્તા, વગેરે તેનાથી અજાણ્યું ન હતું. સ્નેહને કિશોરી માનનીય ગણતી, ચહાતી, પૂજતી અને અનેકશ: " છે જીવન આ પ્રેમી પાયે " એ ગીત લ્હેરમાં આવી લલકારતી.

ચોપાટીની સામે આવેલી એ સુંદર બીલ્ડીંગના ત્રીજે માળે ગેલેરીમાં આપણી નાયિકા નવલકિશોરી એક શ્વેત ડી પરિધાન કરી ઉભી છે. ફ્રેંચ ફેશનનો ચોટલો શીરો ભાગને ગોભાવતો હતો. કપે ા ભાગ પરથી થઇને જતી વાળની લટો તેના કપાળને અર્ધ ઢાંકી દેતી હતી. કિશોરીનો તપ્તકાંચનવર્ણ, ગુલાબી ગાલો, નિમિત્તસર હસવાથી કંઇ કંઇ દેખાતી દંતકળીઓ તેનાં મુખચંદ્રને જે શોભા આપતી હતી તે અવર્ણનીય છે-વર્ણનાતીત છે. આપણી નવલ " ધી એલેક્ઝાન્ડ્રા નેટીવ ગર્લ્સ ઈંગ્લીશ ઇન્સ્ટીટ્યુશન"માં મેટ્રીક ક્લાસમાં અભ્યાસ કરતી હતી. દરેકે દરેક શિક્ષિકા નવલને એક હુશિયાર, નિરભિમાની અને સદ્ગુણી બાળા તરીકે ઓળખતી હોઇ, અત્યંત ચહાતી હતી. બેએક મહિના ઉપર અને પરિણામેજ રજનિકાંત મનુએ તેના માસ્તરને માટે જાહેર ખબર આપી હતી, અને તેને પરિણામેજ રજનિકાંત મનુ પાસે આવ્યો હતો. અસ્તુ. સાંજનો વખત આ લેખનો પડદો ઉપડ્યો તે વખતે મનુ પાસે આવ્યો હતો. અસ્તુ. સાંજનો વખત હોવાથી નવલ પોતાના શિક્ષકની માર્ગપ્રતીક્ષા કરતી ઉભી હતી. તરંગોપર તરંગો આવતા હતા. વિચારની પરંપરામાં કંઇ નવો મુદ્દો સૂઝ્યો. પાછો મનમાં વિચાર આવ્યો. " માસ્તર બોલવામાં પટુ છે, અને સાહિત્ય તથા અલંકાર શાસ્ત્રમાં એક અંડરગ્રેજ્યુએટ-ટ્હો કે ગ્રેજ્યુએટ-પ્રવીણ હોય તો તેમાં નવાઇ નથી. પણ મારે આજે જોવું પડશે કે માસ્તર બીજી બાબતોમાં ક્યાં સુધી નિપુણ છે ? કાંતિ કેટલી સૌમ્ય છે ? એમનાં ધ્યાનમાં જ નથી, કે હું સૂતે, જાગતે, ઉઠતે બેસતે, ઘર કે સ્કુલમાં રજનીનું જ ચિંતવન કરૂં છું. અરે રે પ્રેમ ! અરે રે પ્રેમ ! પણ લ્યો ! આ તો જાણે સ્મરણગામી મહાત્મા હોય તેમ

સંભાર્યો કે આવી પહોંચ્યા ” એટલું કહી નવલ પોતાના અધ્યયનાગાર (study room) માં જઈ બેઠી.

રજનીકાંત આવી પહોંચ્યો. પ્રવેશતાંજ તેણે પ્રશ્ન પુછયો. “કેમ બ્હેન શું વાંચવામાં ગુંથાયા છો ?” “જી, કવિકુલગુરૂ કાલીદાસ કૃત મેઘદૂતના આ શ્લોકનો અર્થ બરોબર ન સમજવાથી મુંઝવણમાં પડી હતી ત્યાં તો આપ આવી પહોંચ્યા. જરા આનો અર્થ મને સમજાવશો કે ? રજનીએ પુસ્તક હાથમાં લીધું અને વાંચ્યું:—

धूमज्योतिः सलिलमरुतां संनिपातःकमेघः ।
सन्देशार्थाः कपटुकरणैः प्राणिभिः प्रापणीयाः ॥
इत्यौत्सुक्यादपरिगणयन्गुह्यक स्तं ययाचे ।
कामार्ता हि प्रकृतिकृपणा श्चेतनाचेतनेषु ॥

રજનીઃ—એનો અર્થ એમ થાય છે કે.—

નવલ !—“ જી નહિ. એનો અર્થ તો પહેલેથી જ હું સમજી છું. વળી જુઓની આ ન્હાનાલાલ કૃત મેઘદૂતના ભાષાંતરમાં પણ તે આપેલું છે. એમ કહી તેણીએ ટેબલપરથી “વીસમી સદી ”નો ઑકટોબરનો અંક ઉપાડયો અને વાંચ્યું.

ધૂમજ્યોતિ જળપવનનું માળખું મેઘ ક્યાં ને,
ક્યાં સદેશા ચતુરવૃત્તિના લોકથી લઇ જવાતા;
ઉત્સુકતાથી કંઇ ન લઇને યાચતો યક્ષ એને
કામાતુરો જીવ અજીવના ભેદ પીછે નહિં જ.

મારે માત્ર એટલું જ પૂછવું છે કે જો યક્ષ આટલો બધો ઉત્સુક હતો તો તે વિષયેચ્છા ( carnal appetite ) કે મહા સ્નેહ ?

રજનીઃ—જે ઉત્સુકતા યક્ષને હતી તે વિષયને ઉદ્દેશીને ન હતી પરંતુ વિયોગ દહનથી દગ્ધ થએલા હૃદયના સંયોગવારિ સિંચન માટે હતી. કવિશ્વર દલપતરામ કહે છે કે—

રામ સીતા સમ સ્નેહ તે સમજો રસશૃંગાર;
રાગ રૂપાળો રસ નહિં વળી રસ નહિં વ્યભિચાર.

Sensual pleasure, carnal appetite વગેરે વગેરેને સ્નેહથી સેંકડો માઇલનું છેટું છે. સ્નેહને અંગ સયોગ સાથે કંઇ લાગતુ વળગતું નથી. આત્માની ભૂખ સંતોષવા માટે સ્નેહ છે, નહિ કે ઇન્દ્રિયોની ભૂખ માટે. પ્રકૃતિક નિયમાનુસાર કોઇ આંતરીક સામ્યથી સ્નેહોદ્ભવ ઉત્તમ છે, ગુણ જોઇને થાય તે મધ્યમ છે અને રૂપ જોઇને થાય એ કનિષ્ટ છે. રૂપ જોઇને ઉત્પન્ન થએલો સ્નેહ કોઇપણ સૌન્દર્ય સંપન્ન વ્યક્તિ ઉપર તરાપ મારવા તત્પર થાય એ સ્વાભાવિક છે. અને ‘Love is not love which alters when it alteration finds’ એ નિયમાનુસાર કનિષ્ટ છે. ગુણ ઉપર રીઝ થઇ જોડાએલા દંપતી ઓની હૃદયની સ્નેહ સાંકળ તોડવી એ વધારે મુશ્કેલ છે પણ અશક્ય તો નથીજ; માટે તે મધ્યમ છે. પણ આંતરિક સામ્યોદ્ભૂત સ્નેહ એક છોડી અન્ય વ્યક્તિ પર ઢરે એ અસંભવિત છે. માટેજ તે ઉત્તમ છે, શ્રેયસ્કર છે, મોક્ષદ છે, જે કહો તે છે. આવા

પ્રેમની સાંકળથી બંધાએલા દંપતિઓ છુટી શકતાંજ નથી. તેઓ પોતાને અનન્ય ભાવે જુએ છે. રાવણે ધમકી આપી, લાલચ આપી છતાં પણ પતિ દેવના સીતા કહે છે કેઃ—

शक्या लोभयितुं नाहं मैश्वर्येण धनेन वा ।
अनन्या राघवेणाहं भास्करेण यथा प्रभा ॥

નવલઃ—સત્ય પ્રેમનું સ્વરૂપ હવે સમજાયું, પણ આજના જમાનામાં જ્યા વર કે કન્યાની સંમત્તિ વિના આંધળે બ્હેરૂં કુટાય છે, અને એવા લગ્નોને માબાપો પોતાનો લ્હાવો સમજે છે, ત્યાં આવા વિચારો ધરાવવાથી ફાયદો શો ?

રજનીઃ—ના બ્હેન એમ નથી. ગમે તેવા ઉચ્ચપ્રકારના સ્નેહ લગ્ન હોય તો પણ તેમાં માબાપની સંમત્તિની જરૂર છે. મારો તો એજ વિચાર છે કે વર, કન્યા અને તેમના માબાપોની સંમતિથી થએલાં લગ્નો દુઃખદ હોઇ શકેજ નહિ

"Good evening Mr. Rajni" એમ કહેતો મનુ દાખલ થયો; શિક્ષક અને શિષ્યા વચ્ચેની વાત લગભગ અધુરી રહી. ચાલુ—

---

## લેખકો તથા ગ્રાહકોને નમ્ર વિનંતી.

૧-લેખકોએ પોતાનાં ખરાં નામ ઠામ (તે પ્રકટ કરવાની મરજી ન હોય તો પણ) અમારી જાણ માટે લેખના મથાળા ઉપર જરૂર લખવું. નામ ઠામ પ્રગટ કરવા ઇચ્છા હોય તો તેમ અગર ન હોય તો તેમ ખુલ્લી રીતે લખી જણાવવું. નકામા તથા રદ કરેલા લેખ પ્રગટ કરવા કે પાછા મોકલવા અથવા તેનું કારણ દર્શાવવા અમે બંધાયલા નથી. (જો પોષ્ટેજ ખર્ચ માટે ટીકીટ મોકલી હશે તો પાછું મોકલી આપવામાં આવશે.) લેખ જેમ બને તેમ ટુંકામાં, મુદ્દાસર અને સરળ સાદી ભાષામાં કાગળની એક બાજુએ શાહીથી સ્વચ્છ રીતે લખવા રીવાજ રાખવો. કયો લેખ કયે વખતે પ્રસિદ્ધ કરવો તે અમારી મરજી ઉપર આધાર રાખે છે.

ગ્રાહકોએ પોતાના શરનામાની ફેર બદલી કરાવતી વખતે જુનું શરનામું અને જે નામે પત્ર મંગાવતા હોય તેજ નામ અને હવે કયા નામે માસિક મગાવવું છે તથા નવું શરનામું ગ્રાહક નંબર સાથે લખી જણાવવું. ફેર બદલી ઓછામાં ઓછી ત્રણ માસ સુધીની હોવી જોઇએ. નહિંતર ધ્યાન આપવામાં આવશે નહિ. થોડા વખત માટે ફેર બદલી કરાવનાર ગ્રાહકોએ પોતાની પાસેની પોસ્ટ ઑફિસ અથવા તો પોતાના મિત્ર મારફતેજ સગવડ કરી લેવી. ગ્રાહકોને વખતસર માસિક નહિ મળ્યું હોય તો તેઓએ તે પછી માસિક નહિ મળ્યાની ફરીઆદ એક પોષ્ટ કાર્ડ લખી તુરત જણાવવી. ફરીઆદ કરનાર ગ્રાહકે પોતાનું નામ, ઠામ, ઠેકાણું પોતાના ગ્રાહક નંબર સાથે સાફ અક્ષરે લખવું. અમારા ઘણા ગ્રાહકો અમને પોષ્ટ ઑફિસ તરફથી મળેલ રજીસ્ટર નંબર-૧૩૦૫, પોતાનો ગ્રાહક નંબર માની પત્રવ્યવહાર કરતી વખતે તે નંબર લખે છે તો તેઓએ તે નંબર (૧૩૦૫) નહિ લખતા તે ઉપરાંતનો આવતો નંબર લખવો.

ઑ. વ્યવસ્થાપક,
શ્રી 'કચ્છી જૈન મિત્ર' માસિક, માંડવી-મુંબઇ.

મહાન લાભ ! મહાન લાભ ! !

# " કચ્છી જૈન મિત્ર " ના ગ્રાહકોને.

મી. ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરાની રસાળ કલમથી લખાયેલ તથા જાણીતા સાક્ષર

શ્રીયુત એન. બી. વિભાકર, B. A. L. L. B

બાર-એટ-લૉ ની ભૂમિકા અને અનેક ઉત્તમ-સુંદર ફોટો-ચિત્રો સહિત-

અર્વાચીન યુગની કર્મયોગીની

## વિદૂષી એની બિસેન્ટ

ના જીવનચરિત્રનું સચિત્ર ગુજરાતી પુસ્તક જુન માસમાં છપાઈ તૈયાર થઈ બહાર પડશે. આ પુસ્તકમાં નીચેના વિષયો વિસ્તારથી સમજાવવામા આવ્યા છે. જન્મ અને બાલ્યાવસ્થા, કેળવણી, લગ્ન અને વ્યવહાર, ઇશ્વર વિષે શંકા, પતિ પત્ની જુદાં થયાં, ભગીરથ મહેનત, નિરીશ્વરવાદની મુશ્કેલી, ધર્મની બહાર, લેખક તરીકે જીંદગીની શરૂઆત, વક્તૃત્વની ખીલવણી, ચાર્લ્સ બ્રેડલૉ સાથે મૈત્રી, પરોપકારી જીવન, બીસેન્ટ કોર્ટમાં, બ્રેડલૉ અને સત્યાગ્રહ, આખરે સત્ય શોધ્યું, હું શા માટે થીઓસોફીસ્ટ થઇ, બિસેન્ટ હિન્દમાં, હિન્દ માટેના પ્રયાસો, સ્વરાજ્યની હિલચાલ, રાજદ્વારી પ્રવૃત્તિ, બિસેન્ટ નજરકેદ, મેસર્સ અરૂન્ડેલ અને વાડીઆ વગેરે વગેરે અનેક ઉપયોગી બાબતો રસમય ભાષામાં આલેખવામા આવશે. આ પુસ્તકની **છુટક કિંમત રૂપીઓ એક, અગાઉથી ટીકીટો અથવા મનીઓર્ડર મોકલી ગ્રાહક થનાર પાસેથી બાર આના** તથા જાણીતા દેશભક્ત શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ બી. એ. ની સહાયથી " કચ્છી જૈન મિત્ર "ના ચાલુ અને નવા થનાર ગ્રાહકોને માત્ર ચાર આના જેટલી નજીવી કિંમતથી આપવામા આવશે.

## પહેલા વર્ષની ભેટ

માસિકનુ પહેલુ વર્ષ મે માસમા પૂરૂ થતુ હોવાથી જાણીતા જૈન લેખક શ્રીયુત સુશીલની રસાળ કલમથી લખાએલ " **દેશભક્ત દેવસિંહ** " નામની રસિક નવલ કથાનું સચિત્ર દળદાર પુસ્તક તૈયાર થાય છે. ચાલુ અને નવા થનાર ગ્રાહકોને આ ભેટનું પુસ્તક જુન માસમાં મોકલવાનું શરૂ કરવામા આવશે. આવા મોંઘવારીના સખ્ત સમયમા સચિત્ર ભેટ અને પોસ્ટેજ સાથે માત્ર વાર્ષિક લવાજમ રૂપીઆ બે જેટલા નજીવા લવાજમમા દર માસે રૉયલ છથી વધુ ફોર્મનું સર્વમાન્ય સચિત્ર ઉત્તમ વાચન આપવાનું સાહસ કરનાર માત્ર આજ ઓફિસ છે, અને તે અમારા ઉદાર સહાયક તથા બહોળા ગ્રાહકવર્ગને આભારી છે.

આથી દરેક સાહિત્ય રસિક સજ્જનને ભારપૂર્વક જણાવવામા આવે છે કે આ માસિકના ગ્રાહક થઇ, તમારા મિત્રો અને સંબંધીઓને ગ્રાહક બનાવી માસિકની ઓફિસ તરફથી નવાર નવાર આપવામા આવતી આવી સોનેરી તકનો લાભ લેવા અને માસિકના કાર્યને ઉત્તેજન આપવા ચુકવું નહિ.

**જવાબની આશા રાખનારે જવાબ માટે ટીકીટ બીડવા બીલકુલ ભુલવું નહિ** નમુના માટે અંક કોઇને પણ મફત મોકલવામા આવતું નથી. ( આઠ આના વી. પી. થી મોકલવામા આવશે. ) જાહેર ખબર આપવાની ઇચ્છા રાખનારાઓ માટે પણ આ કડક નિયમ લાગુ પડે છે. ભેટના પુસ્તક તથા એની બિસેન્ટ જીવન ચરિત્રના પુસ્તકમાં લેવામા આવતી જાહેર ખબરો ઉપર મે **માસ સુધીજ ધ્યાન આપવામા આવશે. દરેક પુસ્તકની ૩૦૦૦ (ત્રણ હજાર) ઉપર નકલો છપાશે.** અને પુસ્તકમાં જાહેર ખબર આપવાના ભાવ ઓછા છે અને તે આ પ્રમાણે છે બહારનું છેલ્લું ટાઇટલ પેજ રૂા. ૧૫) અંદરના દરેક ટાઈટલ પેજના રૂા. ૧૦) દરેક આખા પેજના રૂા. ૬) લેવામા આવશે. પા કે અરધા પેજની જાહેર ખબર તથા વાચનવાળા વિભાગમાં જાહેર ખબર લેવામા આવશે નહિ આ ભાવ છેલ્લામાં છેલ્લા તથા ઓછામા ઓછા હોવાથી તેમાં બિલકુલ ફારફેર કરવામાં આવશે નહિ જાહેર ખબર આપનારાઓને પોતાની જાહેર ખબર સાથે પુરેપુરા નાણાં મોકલવા પડશે. વધુ વિગત માટે પત્રવ્યવહાર કરવો.

" કચ્છી જૈન મિત્ર " માસિક ઓફિસ માંડવી-મુંબઇ.

# મુંબઇમાં વસતી કચ્છી વીશાં ઓશવાળ જૈન જ્ઞાતિ સંબંધી કંઇક.

(લખનારઃ—શાહ પદમશી નથુભાઈ.)

એક કાળ એવો હતો કે ભારતવર્ષની ઉન્નતિ વિશ્વવિખ્યાત હતી. તેના કળા, કૌશલ્ય અને વિજ્ઞાનમાં જગત અંજાઇ જતું. ભારતવર્ષની ઉન્નતિમા જૈન સમાજે પણ વિશિષ્ટ ભાગ ભજવ્યો છે. જૈન ધર્મ–કથાનુયોગ ઉપરથી નિર્વિવાદપણે કહી શકાય કે–શ્રીમહાવીરના કાળમાં અને તે પછી દેવર્દ્ધીગણી ક્ષમાશ્રમણના કાળ પર્યંત જૈનોમાં જ્ઞાતિ વિભાગો હતા; પણ અવિભક્ત જૈન સમાજ હોઇને, આ ધર્મના સિદ્ધાન્તો પાળનાર ગમે તે જાતના મનુષ્યને જૈનધર્મી તરીકે માનવામાં આવતું. પરંતુ દેશકાળની પરિસ્થિતિ થઇને પાછળથી જૈન સમાજ નાની નાની જ્ઞાતિઓમાં વહેંચાઇ વિભક્ત થઇ ગયો. કચ્છી જૈનો ક્યાંથી અને ક્યારે આવ્યા, તથા તેઓ પણ કેવી રીતે વિભક્ત થયા તેના ઉંડાણમાં નહીં ઉતરતાં હાલતો ફક્ત કચ્છી વીશા ઓશવાળ જૈન જ્ઞાતિનું સામાન્ય દિગ્દર્શન કરીશ.

વિક્રમની ઓગણીશમી સદીના અંતમાં કચ્છના વહાણવટીઓ દરીઆના દરેક ભાગમાં લાંબી લાંબી સફરો કરતા. તે અરસામાં અર્થ પ્રાપ્તિ અર્થે કચ્છીઓ દેશાટન કરવામાં સાહસીક બન્યા.

તે પૈકી કચ્છી વીશા ઓશવાળ જ્ઞાતિનો કેટલોક વર્ગ દેશાટન કરવાને મેદાને પડયો. રસ્તા માટે એક માસ સુધી ચાલે તેટલો ખોરાક સાથે લઇને વહાણમાં બેસી દુનિઆના અન્ય ભાગોમાં વસવાટ કરવા માટે મુસાફરી કરવા લાગ્યા. જેમાનો કેટલોક ભાગ રંગુન, મુંબઇ, સીલોન વિગેરે સ્થળે જઇ પહોંચ્યો. તે વખતે મુંબઈ શહેર જુદીજ જાતનો દેખાવ ધારણ કરી રહ્યું હતું. દરીઆમાં ભરતી આવતી ત્યારે પાયધુનીપર ઢુંટણભર પાણી ભરાઇ રહેતું રેલ્વે, તાર, ટપાલ અને આગબોટનો વ્યવહાર પગભર હતો. (ત્યારે આજની રાક્ષસી યંત્રશક્તિ તો ક્યાંથી હોય ?) આવા સમયમાં મુંબઇ શહેરમાં આવી પહોંચેલા કચ્છી વીશાઓશવાળ બન્ધુઓએ દાણાનો વ્યાપાર નાને પાયે શરૂ કર્યો. કાળના પરિવર્તન સાથે વસ્તી વધવાથી મુંબઈ શહેરની રચનાએ રમણિય સ્વરૂપ લીધું. સ્ટીમરો, તાર, ટપાલ, ઉદ્યોગ, હુન્નર, કેળવણી વગેરેના સાધનો વધ્યાં અને સાઠ હજારની વસ્તીથી વધીને આજે મુંબાઇમાં ૧૫ લાખની વસ્તી ગણાવા લાગી છે. જેમાં કચ્છીવીશા ઓશવાળ જૈન સમાજની વસ્તી લગભગ દશ હજારને આશરે છે.

પુરૂષોમા પ્રાથમિક શિક્ષણ સેંકડે પચાસ ટકાની અંદર છે. આખી જ્ઞાતિમાં ગ્રેજ્યુએટ તરીકે મી. વેલજી લખમશી અને મી. રામજી લાધા નામના બે જ વ્યાપારી ગૃહસ્થો બહાર પડયા છે.

માધ્યમિક કેળવણીમાં મેટ્રીકની આસપાસ ફરી વળેલ બધા મળીને પચાસ કે સાઠ વિદ્યાર્થીઓ હશે. સ્ત્રીશિક્ષણમાં પ્રાથમિક શિક્ષણ સેંકડે પાંચ ટકાથી વધુ ભાગ્યે જ નીકળશે. સરકારી માન મેળવવા ફક્ત બે જ ગૃહસ્થ ભાગ્યશાળી થયા છે. એક જાણીતા કંટ્રાકટર–રાવ સાહેબ શેઠ તેજુ કાંયા જે૦ પી૦ અને બીજા મર્હુમ શેઠ લખમસી નપુ જે૦ પી૦

દાખવી શકતા નથી, તે કોમના આગેવાનો મી. મોન્ટેગ્યુ સાહેબ પાસે " હોમરૂલ " ને ટેકો આપવાનું શું મ્હોડે સાહસ કરતા હશે તે સમજી શકાતું નથી. પંડિત શેઠીજી જ્યાંસુધી કારાગાર બદ્ધ છે અને ત્યાં સુધી જૈન પ્રજા એ બાબતમાં કાયદેસર પદ્ધતીએ યોગ્ય જાગૃતિ લાવશે નહીં ત્યાં સુધી દેશના રાજકારભારમાં હીસ્સો માગવાની આતુરતા એ કેવળ વાચાળતા કે દંભ સિવાય બીજું કાંઇજ નથી એમ કહેવામાં હું લેશમાત્ર અતિશયોક્તિ કરતો નથી, જે કોમ પોતાને એક સ્વધર્મી ભાઇને માટે હૃદયથી હીલચાલ કરી શકી નથી તે કોમ દેશના કારભારમાં શું ભાગ લઇ શકવાની હતી ? તેવી એક કોમ સર્વ દેશભાઇઓના સુખ દુઃખમાં કેવી રીતે ભાગીદાર થઇ શકવાની હતી ?

ધન્ય છે તે વીરત્વવતી માતા એની બિસેંટને ! જે કામ ચૌદ લાખ જેટલી સંખ્યા ધરાવનાર જૈન સમાજ ન કરી શકયો તે કામ માતા એની બિસેંટ કરાવી શકી. મા એની બિસેંટના પ્રતાપે પંડિત શેઠીને વીતરાગદેવની મૂર્તિનાં દર્શન થયા અને અન્નજળ જોગવાઇ થઇ. એમ પણ સાંભળ્યું છે કે આપણી જૈન બ્હેનો અને માતાઓએ પં. શેઠીજીના પ્રતિ પોતાની સહાનુભુતિ દર્શાવનારો ઠરાવ પસાર કરી સત્તાવાળાઓ ઉપર મોકલી આપ્યો છે એ વાત સિદ્ધ થઇ ચુકી છે ! એ બ્હેનો અને માતાઓને પણ ધન્યવાદ ઘટે છે !

અમારા ડાહ્યા—શાસ્ત્રવેત્તા અને અનુભવી ગણાતા વૃદ્ધ આગેવાનો આવું હૃદયબળ દાખવો અને નહીં તો સલાહકાર કે આગેવાન તરીકેનાં સ્થાન ખાલી કરી તે જગાએ યોગ્ય નરોને બેસવા દો એવી પ્રાર્થના કરી હાલ તુરત તો બસ કરૂં છું.

અભય.

---

## દયા કંઈ દિલમાં રાખી છે ?

( રચનારઃ—રા. લહેરી. )

—ગઝલ—

ખુદાએ કૈં અજબ વસ્લત, હમારા દિલમાં રાખી છે;
અને જાદુ ભરી લઝ્ઝત, હમારા દિલમાં રાખી છે.

હતી ખુબી ખજાનામાં, ખુદાની જે બધી તે તે;
લઇ બેઠી ભલે કિસ્મત ! ન પરવા દિલમાં રાખી છે.

ઝમેહ ક- આ ઝુકી ગરદન ! કહ્યું કાતિલ સનમને મેં !
સિવાય કત્લ શી બીજી, તમન્ના દિલમાં રાખી છે ?

સિતમ કરવુ સનાનું જુલ્મ, કરવું કામ છે ત્હારૂં;
જફાઓ પર જફા કૈંકી, "દયા કંઇ દિલમાં રાખી છે ?"

મહોબ્બત ના હમે કરતા, અગર જો જાણતા આવું !
ર. ય- - દર્દની "લ્હેરી" નસિહત દિલમાં રાખી છે.

શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ યુવક



## શા હંસરાજ ધરમસી દેવાણી.

કે જેઓએ પોતના મિત્રો અને જ્ઞાતિ બન્ધુઓની સહાયથી અજ્ઞાન અને ગરીબ એવા હાલાર દેશના ગનાખોરડી જેવા નાના ગામમા જૈન પાઠશાળા, મંદિર, ઉપાશ્રય લાયબ્રેરી, વિદ્યાર્થી મંડળ તથા ખાખાનુ વગેરે અતિ ઉપયોગી કાર્યો પોતાની માતૃભૂમીની ઉત્તમ સેવા બજાવેલ છે, બજાવે છે અને ભવિષ્યમા બજાવશે એવી સૌને ખાત્રી રહે છે

લક્ષ્મી આર્ટ, મુંબઇ.

# અમારા વધુ ચિત્રો.



શાંતિદાસ આશકરણ શાહ.

જાણીતા દેશભક્ત



શેઠ જમનાદાસ દ્વારકાદાસ, બી એ

જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆના
ઑ. સેક્રેટરી



શેઠ રતનચંદ તલકચંદ માસ્તર

# જૈનધર્મ.

( રચનારઃ—રા. ચંદ્રકાન્ત મંગલજી ઓઝા. )

( સવૈયા )

જગત્ પ્રસિદ્ધ સુધર્મો કેરો મમજ સહિત કાઢીએ સાર,
કોઈ પ્રાણીની ન કરવી હિંસા એજ બહુમાં શ્રેષ્ઠ વિચાર;
એ ઉત્તમ શુભ તત્ત્વ ભરેલો જૈન ધર્મ ગણો નિર્ધાર,
"અહિંસા પરમો ધર્મ" સૂત્રનો વેદો પણ કરતા પોકાર. ૧.

પશુ પંખી કીટ જીવ જંતુ સર્વ જીન પર ભાવ સમાન,
સંકટ જૈનો સહન કરીને સહુને આપે સુખનું દાન;
પોતે શરીર સુખી કરવાને બીજાને ન કરે સંતાપ,
આ ઉદાર દિલ કેરી કિમ્મત અવશ્ય આંકવી પડે અમાપ. ૨.

ખોડાં ઢોર અબોલ બિચારાં ક્રૂર હસ્તથી બહુ રીબાય,
એને સુખી કરવાને કાજે જૈન તણું નાણું ખરચાય;
કસાઈ હાથે કતલ થનારાં પ્રાણીનો ઉદ્ધાર કરાય,
એવો રૂડો જૈનધર્મ તે જગમાં કયમ જયવંત ન થાય ! ૩.

જૈન ધર્મના મુનિરાજો તે દેહ કષ્ટ અતિ કરનાર,
ઉપવાસાદિ દુઃખ સહન કરી ઇન્દ્રિયગણને છે દમનાર;
ભોજન માટે ગમે તે ઘર જઈ મેળવતા સુજતો આહાર,
પીવા માટે ઉનાં પાણી એનો કયમ ન્હોયે જયકાર ! ૪.

અપાસરામાં બેસી રહીને વાંચે ધર્મ તણા બહુ ગ્રંથ,
જૈનોને વ્યાખ્યાન સુણાવી દર્શાવી દેતા શુભ પંથ;
સાધ્વીઓ પણ સરલ હૃદયની નામ પ્રમાણે એમાં ગુણ,
બીજનને ઉપદેશ કરે છે ચધને શાસ્ત્ર વિષે નિપુણ. ૫.

અન્યધર્મના સાધુ સાધ્વીઓ ખટપટમાં બહુ લેતાં ભાગ,
આ તો સંસારી વાતોથી ખરેખરાં વિતરાગી અથાગ;
જૈન દયાળુ ઉદાર દિલનાપર ઇશ્વર કયમ ન કરે મ્હેર !
ધનવંતા મોટા વ્યાપારી સહુને ઘર છે લીલા લ્હેર. ૬.



# શ્રીમાન્ શેઠ ખેતશી ખીઅશી જે. પી.

## કચ્છભૂમિની મુલાકાતે.

### કચ્છી જૈન પ્રજાની નમ્ર વિનંતિ.

આ લેખ શ્રીમાન્ ખેતશી શેઠ જ્યારે કચ્છ પ્રદેશમાં વિચરતા હતા ત્યારે લખાઇ અમારી પાસે આવેલ છે. તે વખતે અમારા ગયા અંકમા આ લેખ પ્રસિદ્ધ થવાનો હતો પણ ખાસ સ્થળ ન હોવાને લઇ અમો પ્રસિદ્ધ કરી શક્યા નહતા હાલ શેઠશ્રી કચ્છની મુસાફરી કરી પાછા અત્રે પધારેલ છે છતા લેખ ઉપયોગી અને જાણવાજોગ હોવાથી પ્રસિદ્ધ કરવાનું વ્યાજબી ધાર્યું છે   ઓન. તંત્રી.

મુંબાઇના નામાંકીત રૂના વેપારી, અને કરોડાધિપતિ ધીમાન શેઠ ખેતશી ખીઅશી જે પી હાલમાં થોડુંક થયા પોતાની માતૃભૂમિ-કચ્છભૂમિની મુલાકાતે પધાર્યા છે શેઠશ્રીનું નામ તેમની સખાવતોને લીધે એટલું બધું જાહેર થઇ પડ્યુ છે કે તેમની લાંબા સમય પછીની કચ્છની મુલાકાતે કચ્છી બધુઓના અંતઃકરણોમા નવીન આશાઓ ઉત્પન્ન કરી છે જેઓએ સાર્વજનિક ખાતાઓમા હજારો રૂપીઆ ઉદાર હૃદયે અર્પણ કર્યા છે તેઓ પોતાની માતૃભૂમિમા પધારી માતૃભૂમિના ખાસ સતાનો માટે કેવી સખાવતો કેના માર્ગે કરે છે તે જાણવા કચ્છી પ્રજા ઉત્સુક થઇ રહીછે. આ પ્રસંગે કચ્છી પ્રજાના મનોરથોનો શેઠશ્રીને તથા તેમના લાગતા-વળગતાઓને સહેજ ખ્યાલ આપવો અનુચિત નહીં ગણાય

કચ્છ પ્રદેશ એ અતિ પછાત પ્રદેશ છે એ વાત શેઠશ્રીની જાણ બહાર હોય એમ માની શકાતુ નથી કચ્છમાં વસતા આપણા બધુઓ અજ્ઞાન અને તેને લીધે ઘણે અંશે દરિદ્ર અવસ્થામા જીવન પસાર કરે છે એ બીના પણ શેઠશ્રીને અવિદિત હોય એ અસંભવિત છે આપણા જ્ઞાતિભાઇઓનો મ્હોટો ભાગ મુખ્યત્વે કરીને ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનારો છે. તેઓને લા પુ ની કેળવણી મળી શકતી નથી કારણ કે કેળવણી પ્રાપ્ત કરવાના સાધનોનો પ્રાય અભાવ હોય છે. અજ્ઞાન ખેડુત પ્રજાનું સત્વ આ દેશમા કેવી રીતે ચુસાય છે એ વાત વિસ્તારથી કહેવાની જરૂર નથી થોડા શબ્દોમાં કહું તો કચ્છમા વસતા આપણા અસખ્ય બધુઓ અનુકંપા ઉપજાવે એવી સ્થિતિમાં આયુષ્ય વીતાવે છે તેઓ આ જગતમા જન્મ્યા છતા, અને જૈનધર્મ જેવો ઉમદા ધર્મ પામવા છતા કોઇ જાતનું જીવન સાર્થક કરી શકતા નથી આ વીસમી સદીના ઉચ્ચ વાતાવરણમાં અને જાગૃતિનો લેશપણ લાભ લઇ શકતા નથી કચ્છની આપણી સ્થિતિનું આ ચિત્ર શ્રીમાન ખેતશી શેઠની દૃષ્ટિ સમીપ જો નિરંતર રહ્યા કરે તો મને ખાત્રી છે કે તેઓ આપણી કોમના ઉદ્ધાર માટે સગીન વીચાર કર્યા વિના કચ્છમાંથી પાછા ફરશે નહીં

કચ્છમાની આપણી કેળવણીની સસ્થાઓનો વિચાર કરતા ત્યાં "કચ્છી જૈન બાલાશ્રમ" સિવાય બીજી એકપણ સગીન અને ખ્યાતી પામેલી સસ્થા હોય એમ મારી જાણમા નથી. આપણી જે માતૃભૂમિને અત્યારે સાર્વજનિક સસ્થાઓની જરૂર છે તે માતૃભૂમિ,

બાલાશ્રમ જેવી એક સંસ્થાને પણ પુરતી રીતે સાધનસંપન્ન અને ઉપયોગી ન જોઇ શકે તો તે આપણી કોમનું એક મ્હોટામાં મ્હોટું દુર્ભાગ્ય ગણાવું જોઇએ. અત્યારે આપણી કોમમાં કેળવણીની સંસ્થાઓની સૌ કરતાં વધારે અગત્યછે એ બીના લેખોમાં, ભાષણોમાં અને વાતચીતોમાં એટલી બધી ચર્ચાઇ ગઇ છે કે હવે એની એ જ વાત ઢોલ-નગારાં વગાડીને કહેવામાં કાંઇ લાભ નથી. શ્રીમાન્ ખેતશી શેઠ જેવા ઉદાર નરો પણ એ વાત સ્પષ્ટ રીતે સ્વીકારે છે છતાં અફસોસ છે કે એ અભાવ હજી આપણી કોમ દૂર કરી શકી નથી. કચ્છમાંના આપણા જૈન બાલાશ્રમે અત્યારસુધીમાં અનેક બાળકોને વિદ્યાદાન આપી વ્યવહારના માર્ગે ચડાવ્યા છે અને હજી પણ તે સંસ્થા પોતાનું ઉપયોગી કામ શાંતપણે કર્યે જાય છે. આટલું છતાં એ સંસ્થા કોઇપણ જાતનું સ્થાયી ફંડ મેળવવા ભાગ્યશાળી થઇ શકી નથી એ ખરેખર આપણા જ્ઞાતિહિતૈષીઓને માટે શરમાવનારો વિષય છે. મને મળેલી બાતમી જો સત્ય હોય તો એ સંસ્થા કેવળ કાર્યવાહકોની બાહોશીના પ્રતાપથી જ આજ સુધી ટકી રહી છે. શ્રીમાન્ ખેતશી શેઠ જ્યારે ખાસ પ્રસંગ લઇ કચ્છમાં પધાર્યા છે ત્યારે આ સંસ્થાની સ્થિતિ બારીકપણે તપાસી તેની ઉન્નતિ માટે પોતાથી બનતું કર્યાવિના રહેશે નહીં એવી દેશમાં તથા દેશ બહાર વસતી કચ્છી જૈન પ્રજા શ્રદ્ધા રાખે છે. શેઠશ્રી એ શ્રદ્ધાને સફળ બનાવે એમ જોવા હું ઉત્સુક છું.

શ્રીમાન્ ખેતશી શેઠ પ્રત્યે મારા આધીન મત મુજબ મારે બીજી પણ એક નમ્ર વિનંતિ કરવાની છે અને તે એ જ કે-આપે અનેક કાર્યોમાં અને અનેક ખાતાઓમાં જે થોડી થોડી મદદો આપવાનો રિવાજ ગ્રહ્યો છે તે એકંદર રીતે પસંદ કરવા યોગ્ય નથી જો કે કોમના હિતને માટે કેવળ વાતો સિવાય બીજું કાંઇ નહીં કરનારાઓ કરતાં આપની થોડી થોડી મદદો, પ્રસંગે બહુ ઉપયોગની થાય છે અને થઇ છે; તોપણ આપની લાખોની સખાવતોનું જે ચિરસ્થાયી ફળ પરિણમવું જોઇએ તે પરિણમ્યું નથી. આપશ્રી કુદરતના આ કાયદાને સારી પેઠે જાણતા જ હશો કે જે બળ વિવિધ દિશાઓમાં વહેંચાઇ જાય છે તે બળથી કશું મહત્વનું કાર્ય થઇ શકતું નથી. કહેવાનો આશય એટલો જ છે કે આપે હવે આપની સખાવતોને કેળવણી જેવા એક ઉદ્દેશની પાછળ એકત્રિત કરી સંપૂર્ણ બળથી તેનો સદુપયોગ કરાવવા કમર કસવી જોઇએ-ખુલ્લા અને સ્પષ્ટ શબ્દોમાં બોલું તો આપે આપની સખાવતની પદ્ધતિમાં ફેરફાર કરી સખાવતમાં વપરાયેલો આપનો એક રૂપીઓ દશ રૂપીઆ જેટલું કામ કરે તેવી યોજના આપને હાથ ધરવી જોઇએ. ઘણીવાર એમ પણ બને છે કે જે સંસ્થાને હજારો અને લાખો રૂપીઆની જરૂર હોય છે તે સંસ્થા આપના જેવા દાનવીરો તરફથી મળેલી સોએક રૂપીઆની રકમને કાંઈ પણ મહત્વ આપતી નથી કારણકે હાથીની પાસે એકાદ ઘાસનો પૂળો આપ્યો તોય શું અને ન આપ્યો હોય શું? પગભર થયેલી સંસ્થાઓને નજીવી રકમો અર્પણ કરવાથી તે સંસ્થાનો બહુ અર્થ સરતો નથી તેની સાથે એ જ રકમ જો બીજી રકમો સાથે એકત્ર થઇ અગત્યની સંસ્થામાં ખર્ચાઇ હોય તો ઇચ્છિત ફળ પ્રકટાવે, એ વાત યાદ રાખવાની જરૂર છે.

એક દાખલો આપવાથી મારો કહેવાનો આશય વધારે ખુલ્લો થશે. આપે થોડા વખત ઉપર મુંબાઇમાં જે સખાવતો જાહેર કરી હતી તેમાં આપશ્રીએ રૂા. ૧૦૧ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને તથા રૂા. ૧૦૦૧) ફર્ગ્યુસન કોલેજમાં આપવાનું ઠરાવ્યું હતું.

શ્રીમહાવીર જૈન વિદ્યાલય એક ઉછરતી સંસ્થા છે, જૈન યુવકોને માટે ખાસ ઉપયોગી સંસ્થા છે, છતાં તેને માત્ર રૂા. એકમોની મદદ અને ફરગ્યુસન કોલેજ કે જે એક પગભર અને દેશપ્રસિદ્ધ સંસ્થા છે, એટલુંજ નહીં પણ જે લાખો રૂપીઆ મેળવવાને શક્તિમાન છે તેને રૂા. એક હજારની મદદ! મારા આ લખાણનો ખોટો અર્થ ન થાય તેમાટે મારે કહી દેવું જોઇએ કે હું ફરગ્યુસન કોલેજ પ્રતિ ઇર્ષ્યાની નજરથી જોઉં છું અને એટલા જ માટે શેઠશ્રીની એકહજાર રૂપીઆની સખાવતને હું ઉતારી પાડું છું એમ માની લેવાની ઉતાવળ કરવી જોઇતી નથી. મારો આશય એટલો જ છે કે જો જૈન સંસ્થાઓને જૈન શ્રીમંતો માત્ર નજીવી મદદો આપીને બેસી રહે અને બીજી સંસ્થાઓ કે જે તુલનાત્મક દ્રષ્ટિએ આપણને ઓછી ઉપયોગની છે તે તરફ ખાસ પક્ષપાત દર્શાવે તો તેથી સખાવતનો ઉદ્દેશ સંપૂર્ણ અંશે સિદ્ધ થાય નહીં. વળી શ્રીમાન્ ખેતશી શેઠ જેવા દાનવીરો પાસેથી જૈનસમાજ મોટી આશા રાખે તે સ્વાભાવિક છે. અંગ્રેજીમાં કહેવત છે કે Charity begins at home અર્થાત્ ઔદાર્યભાવનાનો પ્રથમ લાભ ગૃહને, ત્યારપછી સમાજને અને તે પછી દેશને કે વિશ્વને મળવો જોઇએ. પોતાના લાખો ધર્મભાઇઓ અને જ્ઞાતિભાઇઓને ભૂલી જઇ પોતાની સ્વભાવસિદ્ધ ઉદારતાનો લાભ ઇતર ભાઇઓને આપવો અને તે પણ કાર્યસાધક ન થઇ શકે એવા રૂપમાં એ ઇચ્છવાજોગ નથી.

કચ્છી જૈન બાળાશ્રમને, શ્રીમાન્ શેઠશ્રીએ બે માસ અગાઉ જાહેર કરેલ સખાવતમાં રૂ. પાંચ હજારની મદદ આપવાનું જાહેર કર્યું હતું. હું વિનયપૂર્વક પૂછવાની રજા લઉં છું કે શું એ બાળાશ્રમને સંગીન સ્થિતિ ઉપર લાવવા માટે કેવળ પાંચ હજાર રૂપીઆની રકમ બસ થઇ પડશે ? જે બાળાશ્રમ આજે વર્ષો થયાં સંતોષકારક કામ બજાવી રહ્યું છે તે બાળાશ્રમને માત્ર પાંચ હજારની રકમ અર્પણ કરી સખાવતની કુલ રકમનો સરવાળો એક લાખ જેટલો કરવો એ બેશક નિરાશા ઉપજાવનાર છે. હું નથી ધારતો કે એ રકમથી બાળાશ્રમના કાર્યવાહકોને કે શેઠશ્રી પ્રતિ આશાની દ્રષ્ટિથી નીહાળનાર કેળવણીના હીમાયતીઓને સંપૂર્ણ સંતોષ થયો હોય! ખરૂં કહીએ તો આ પાંચ હજારની કબુલાતતો તેઓ કેટલાક વર્ષો પહેલા કરી ચૂકયા હતા, એવી પણ લોક વાયકા ચાલે છે. આવા સંયોગોમાં શેઠશ્રીએ સખાવતની રકમમાં અતિરેક ઉમેરો કરી કેળવણીની સંસ્થાને મજબુત બનાવી હોત અથવા તો પાંચ હજારની રકમ કોઇ એકાદ જીવદયાની સંસ્થાને અર્પણ કરી પગભર કરી હોત તો વધારે વાજબી ગણાત. એમ કહેવાય છે કે શેઠશ્રી ખેતશીભાઇ આજ સુધીમાં લગભગ ૧૫ લાખની સખાવતો કરી ચૂકયા છે. આ સખાવતનો સરવાળો ન્હાનોસુનો છે એમ કહેવાનું ભાગ્યેજ કોઇ સાહસ કરી શકશે. છતાં દીલગીરી માત્ર એટલીજ છે કે એ સખાવતોનું જે ફળ આપણી કોમને મળવું જોઇએ તે મળ્યું નથી. એ સખાવતોનું બળ જૂદા જૂદા ખાનાઓમાં એવું તો વહેંચાઇ ગયું છે કે તેનું સુંદર પરિણામ જોવા આપણે ભાગ્યશાળી થઇ શકયા નથી. હિંદુસ્તાન જેવા દરિદ્ર દેશમાં આવી રીતે ૧૫ લાખ રૂપીઆનો અનુત્પાદક પદ્ધતિએ વ્યય થઇ જાય અને તે સખાવતના રૂપમાં, તે મને પોતાને અસહ્ય લાગે છે. પંદર લાખ રૂપીઆનો જો પદ્ધતિસર અને ઉદ્દેશ પુરઃસર વ્યય કરવામાં આવ્યો હોત તો આજે કચ્છી જૈન કોમની સ્થિતિ જેવી ને તેવી કદાપી રહી શકત નહીં. આ પંદર લાખ રૂપીઆની સખાવતના આંકડાનો અને અન્ય કામે કરેલી તેથી ઉતરતી રકમની સખાવતોનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે

મને એમજ લાગે છે કે ખરેખર योजकस्तत्र दुर्लभः વસ્તુઓને યથા પ્રકારે યોજનાર મનુષ્ય જગતમાં દુર્લભ છે.

સુપ્રસિદ્ધ મરહુમ શેઠ ગોકળદાસ તેજપાળની સખાવતો તરફ એકવાર નજર કરો. તેઓના મૃત્યુ પછી તેમની વ્યવસ્થિત સખાવતો આજે અનેક ઉપયોગી ખાતાઓમાં સાર્થક થઇ રહી છે. તેમના ખાતાઓ તેમની ઉજ્જવળ કીર્ત્તિમાં નિરંતર વૃદ્ધિ કરી રહ્યા છે. શ્રીમાન કરશન નાથાની માત્ર એક જ સખાવતે તેમનું નામ અજર-અમર કરી દીધું છે. ભાટીઆ અને લુહાણા જેવી કોમોના શ્રીમંત ગૃહસ્થો આજકાલ બીજી બધી વાતોને ભૂલી જઇ મરના ભાડાની ચાલીઓ જેવા અગત્યના પ્રશ્નનો નીકાલ કરવા તનતોડ પરિશ્રમ કરી રહ્યા છે અને મોંઘવારીના સમયમાં પોતાના જાતભાઇઓના દુઃખો દૂર કરવા કોશીષ કરી રહ્યા છે. તેમની એકાગ્રત યોજનાઓ અને સખાવતો કેટલી બધી કાર્યસાધક થઇ છે તેનો વિચાર શ્રીમાન્ ખેતશી શેઠે અને તેમના જેવા અન્ય આગેવાન શ્રીમંતોએ કરવો જોઇએ.

મારે આ સ્થળે ભારે દીલગીરી સાથે જણાવવું જોઇએ કે જે સંસ્થાની આપણી કોમને અતિશય આવશ્યકતા છે, અને જેના સંબંધમાં સ્વપ્ને પણ બે મત થઇ શકે તેમ નથી તેવી સંસ્થા શ્રીમંત ગૃહસ્થોની સહાનુભૂતિ વિના નામશેષ થઇ ગઇ છે. પાલીતાણાની જૈન બોર્ડીંગ કે જેની સાથે શેઠશ્રી ખેતશીભાઇનું મુબારક નામ જોડાએલું હતું, તે સંસ્થા પોતાની હૈયાતી દરમીયાન અસાધારણ કામ કરી, કુદરતના એક સખ્ત ફટકાને લીધે અસ્ત પામી ગઇ છે. જે બોર્ડીંગે અનેક ઉત્સાહી અને વિદ્યાવિલાસી યુવકોને બહાર પાડયા હતા તે સંસ્થા જળપ્રલયમાં નાશ પામવા પછી તેના પુનરૂધ્ધારની વાત સરખી પણ ક્યાંઇ સંભળાતી નથી. એ જોઇ મને સખેદ આશ્ચર્ય થયા વિના રહેતું નથી. શેઠશ્રી પાસે એ સંસ્થાનું મૂળ ફંડ હૈયાત હોવા છતાં અને વ્યાજમાં પણ પુષ્કળ વધારો થતા છતાં જો એ બોર્ડીંગ કાયમને માટે નિદ્રાધીનજ રહે તો કહેવું પડશે કે આપણી કોમના ઉદયને હજી ઘણી વાર છે, અથવા તો ઉદયનો માર્ગ જ હજુ આપણને હાથ લાગ્યો નથી.

મુંબઇમાં માંડવી જેવા ગીચ, મલીન અને પ્લેગી લતામાં આવેલી શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બોર્ડીંગ અને પાઠશાળાની સ્થિતિ પણ આપણે સુધારી શક્યા નથી, એ કાંઇ થોડા ખેદની વાત નથી. બીજી જ્ઞાતિઓ જ્યારે કૂદકે ને ભૂસકે આગળ વધે છે, તેઓના આગેવાનો જે વખતે ગરીબ અને અજ્ઞાન બંધુઓને સુધારવા તનતોડ પરિશ્રમ કરે છે તેવા વખતમાં આપણી કોમ એક પણ સસ્તા ભાડાની ચાલી, જાહેર હોસ્પીટાલ કે સેનીટેરીયમ જેવું ખાતું ન ધરાવે તેનું શું કારણ એનો શાંત ચિત્તે વિચાર કરવો ઘટે છે. સ્વર્ગસ્થ શિરોમણિ, પરદુઃખભંજન શ્રીમાન નરશી નાથાનું નામ પૂજ્યભાવથી યાદ નહીં કરતું હોય એવું ભાગ્યેજ કોઇ કચ્છી કુટુંબ હશે ! તેમણે પોતાના બંધુઓ અને દેશ માટે કેવા કેવા આત્મભોગો આપ્યા હતા, તેનો આપણા શ્રીમંત ગૃહસ્થોએ વિચાર કરવાનો છે અને તેમના પગલે ચાલી કોમનું શ્રેય સાધવા ભગીરથ પ્રયત્નો કરવાના છે. જે કોમમાં શેઠ શ્રીમાન નરશી નાથા જેવા ઉદાર અને બંધુ ભાવવાળા દાનવીરો થઇ ગયા છે તેજ કોમમાં તેમના કરતા વિશેષ ધનવાન ગણાતા શ્રીમંતો જો પોતાના જ બંધુઓ માટે કાંઇ પણ સંગીન કાર્ય ન કરી જાય તો પછી તેમની લક્ષ્મીનો વિશેષ શું સદુપયોગ થવાનો હતો ? અસ્તુ.

મેગરી.

---

# મીસીસ બીસેન્ટ.

## અર્વાચીન યુગની કર્મયોગીની.

( લેખક—રા. ગોકલદાસ દ્વારકાદાસ રાયચુરા. )

( ફેબ્રુઆરીના અંકથી ચાલુ. )

### વસંતી મૈયા.

કાશીના પુણ્ય પ્રદેશમા મીસીસ બીસેન્ટ " વસંતી મૈયા " એ નામે વધારે પ્રસિદ્ધી પામ્યા છે. વસંતી મૈયાનું નામ પડતા અનેક વિદ્યાર્થી હૃદયની જ્ઞાન પાંખડીઓ કંઈ અનેરા ભાવથી ખીલે છે. એ નામનો રણકાર થતાં કંઇ અજય ચેતનાની સ્ફુર્તિ રગેરગ પ્રસરી રહે છે એટલુંજ નહિ પણુ સહુવારના ઉઠતી વખતે નામ લેવામાં આખા દિનનું સાફલ્ય થયેલું ત્યાંના લોકો માને છે. માતૃભાવનાના મીઠા પ્રેમથી પોષી—માતૃવાત્સલ્યના અણુમુલ લાડથી લડાવી—પયગમ્બર જેવા ઉચ્ચ ગુણો સમયે સમયે બનાવી મીસીસ બીસેન્ટે સેન્ટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓને હિંદના ભવિષ્યના શહેરીઓ થવા યોગ્ય જે શિક્ષણ આપ્યુ છે તેની કદર તો વિદ્યાર્થીઓજ કરી શકે. સેન્ટ્રલ હિંદુ કૉલેજમાં હિંદુધર્મના સિદ્ધાંતો ઉપરાંત પશ્ચિમના દેશોની માફક સર્વ પ્રકારનું વ્યવહારીક જ્ઞાન આપવાની પદ્ધતિ દાખલ કરાવવા હિંદુ યુનીવર્સીટી સ્થાપવાનો ત્હેમણે પ્રયત્ન કર્યો. આજે એ પ્રયત્નનું પ્રત્યક્ષ પ્રમાણુ દરભંગા નરેશ અને હિંદના એક લોકપ્રીય નેતા પંડિત મદન મોહન માલવીયાની જહેમતથી હિંદવાસીઓ કાશીમાં જોઇ શકે છે. આ હિંદુ યુનિવર્સીટીમાં પણુ વસંતી મૈયાનો હાથ છે એમ કહી સેન્ટ્રલ હિંદુ કોલેજના આગલા વિદ્યાર્થીઓ પોતાની વ્હાલી વસંતી મૈયાના ખ્યાલથી વખાણુ કરે છે.

### વિવિધ પ્રવૃત્તિ.

કર્મયોગની ચાખડીએ ચઢનાર આ મહાન્ વ્યક્તિની હિંદના કલ્યાણુને લગતી જે અસંખ્ય પ્રવૃત્તિઓ છે તેનું વર્ણુન આપવા માટે એકાદ દળદાર પુસ્તકનું કદ પણુ ઓછુ છે—એકાદ સમર્થ લેખકની લેખીનિ પણુ અસમર્થ છે. સમસ્ત જગત્ જેને ઓળખે છે, પ્રસ્તુત સમયમા સ્વરાજની હિલચાલથી સમગ્ર જગતનું ધ્યાન જેણે હિંદ તરફ ખેંચ્યું છે એવી મીસીસ બીસેન્ટની પ્રવૃત્તિની નોંધ લેતાં સહજ કહેવાઇ જાય છે કે એક ધર્મગુરૂની સ્ત્રી તરીકે, નાસ્તિક વાદના નેતા જગ પ્રસિદ્ધ બ્રેડલોના મદદગાર તરીકે, " રીવ્યુઝ ઓફ રીવ્યુઝ "ના વિદ્વાન અધિપતિ સ્વર્ગસ્થ વિલ્યમ સ્ટેડના સહકારી તરીકે, ઇંગ્લંડની ગરીબ પ્રજાના દુ:ખો ટાળનાર તરીકે, સમાજ સુધારણાના પ્રશ્નોમાં જહેમત ઉઠાવી વ્યવહારૂ કાર્ય કરનાર તરીકે તેમણે જે જે સ્થિતિઓ પસાર કરી તે તે સર્વનું બારિક નિરીક્ષણ કરતાં ત્હેમની હિંદ માટેની સર્વ પ્રવૃત્તિમાં તેઓ વિજય મેળવશેજ. થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ તરીકે સમસ્ત જગતના કેળવાયલા વર્ગના નેતા થવાનુ અનુપમ માન તેઓને મળ્યુ છે, સેન્ટ્રલ હિંદુ કૉલેજના સ્થાપક તરીકે હિંદના કેળવણીના પ્રશ્નમાં તેમનો અવાજ સત્તાવાન ગણાય છે અને હોમરૂલ લીગની સ્થાપના પછી તેમણે આદરેલા સ્વરાજ

ત્યારથી આજે કોંગ્રેસ જેવા મોભાદાર રાજદ્વારી મંડળના પ્રમુખ તરીકે તેત્રીસ કરોડ હિંદી-જનોના રાજદ્વારી આગેવાન તરીકે સ્વિકારાયાં છે.* ( અપૂર્ણ. )

# પતિ-વ્રત.

( લેખક.—હીરાભાઇ દાદાભાઈ દેશાઇ. )

કૃષ્ણલાલની પત્ની શારદા આજ કેટલાક દીવસોથી બીમાર છે. ચાર દીવસથી તો એણે અન્નનો પણ ત્યાગ કર્યો છે. એ આમ એકાએક ગંભીર સ્થિતિમાં કેમ આવી ગઇ તેની સમજ બીલકુલ કોઇને પડી નહીં. શારદા પોતાનાં સાસુ સસરાની એક માનીતી છે અને કૃષ્ણલાલ એને પોતાના પ્રાણથી અધીક માને છે. આ સમયે શારદાને વિકાળ કાળના મુખમાં સપડાયેલી જોઇને સર્વના મન ચિંતાતુર જણાય છે. કૃષ્ણલાલને તો રાત અને દિવસ ભારે ચિંતામાં વ્યતિત થાય છે. નિદ્રાનો તો ત્યાગજ કરી દીધો છે. એ હમેશાં પોતાના આખુ પ્રણયની પત્નીની શય્યા આગળ બેસીને શુશ્રૂષા કર્યા કરે છે, અને જરૂર પડતાં ડૉક્ટરને ઘેર જઇ રોગીની હાલત જણાવી મેડિ દવા દારૂ ડૉક્ટરની સુચના મુજબ કર્યા કરે છે.

કૃષ્ણલાલની ઉમ્મર લગભગ બાવીશ ચોવીશ વરસની છે, અને પ્રયાગની મ્યોર સેન્ટ્રલ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરે છે. આ વખતે જ્યાં પરિક્ષા સમાપ્ત થઇ કે તેજ વખતે ઘેરથી પત્નીની બીમારીના સમાચાર મળ્યા. સમાચાર સાંભળતાંજ કૃષ્ણલાલનું ચિત્ત વ્યાકુળ થઇ ગયુ. એના મુખપરની ' ' લાલી એકદમ ગુમ થઇ ગઇ અને ક્ષણ માત્રમાં ચ્હેરો ફીક્કો થઇ ગયો. અશ્રુમાંથી એકાએક આંસુઓ પડવા લાગ્યાં, એ ઝટપટ ઘેર

---

* આ જીવન ચરિત્ર આટલેથી જ બંધ કરવામાં આવે છે તેનું કારણ આ છે.

અમારા કેટલાક હિતૈષીઓ અને વાંચકોના આગ્રહથી અમોએ આ માસિકના અંગે, ગ્રાહક તથા વાંચક વર્ગને લાભદાયી નીવડે તેવી (સચિત્ર) "સુબોધ વાંચનમાળા" ચાલુ કરી છે. જેના પહેલા પુષ્પ તરીકે, જાણીતા દેશ ભક્ત શ્રીયુત શેઠ જમનાદાસ દ્વારકાદાસ બી એ.ની ખાસ સહાયથી વિદુષી એનીબીસેન્ટના જીવન ચરિત્રનું સચિત્ર ( બચપણથી તે આજ સુધીના ફોટો-ચિત્રો સાથે ) ગુજરાતી પુસ્તક જુન માસમા છપાઇ તૈયાર થઈ બહાર પડશે. આ માસિકના ગયા અંકોમાં જે જીવન ચરિત્ર પ્રસિદ્ધ થએલ છે તે માત્ર સારાંસ રૂપે જ હોવાથી પુસ્તકમાં વિસ્તારપૂર્વક આલેખવામાં આવેલ છે. આ માસિકના આ અંકમાં તેમજ ગયા અંકોમાં પ્રસિદ્ધ થએલા વિષયો ઉપરાંત હિન્દ માટે બિસેન્ટના પ્રયાસો, સ્વરાજ્યની હીલચાલ, રાજદ્વારી પ્રવૃત્તિ, બિસેન્ટ નજર કેદ, મેમ્બર્સ અરૂન્ડેલ અને વાડીઆ વગેરે વગેરે અનેક વિષયો વિસ્તારપૂર્વક આલેખવામાં આવશે. ભૂમિકા જાણીતા નાટ્ય લેખક, સાક્ષર શ્રીયુત એન. બી. વિભાકર બેરીસ્ટર લખશે. આ પુસ્તક તથા સુબોધ વાંચનમાળાની યોજના વિશેની વધુ માહિતી જાહેર ખબર વિભાગમાંથી મળશે માટે તે તરફ ધ્યાન આપવા વાંચક વર્ગને ભલામણ કરવામાં આવે છે.

આ. તંત્રી.

જવાની તૈયારી કરવા લાગ્યો. એનું મકાન પ્રયાગથી ફક્ત ત્રણ ચાર કલાકના રસ્તા જેટલુંજ દૂર છે. સાંજ પડતાં પડતાં કૃષ્ણલાલ ઘેર પહોંચી ગયો. ત્યાં જઇને જોયું તો જણાયું કે પોતાના જીવનની સહચરી, પોતાનાં સુખ દુઃખની સંગિની, પોતાના પ્રાણથી પણ અધિક પ્રિયતમા મૃત્યુમુખમાં સપડાયલી છે. શારદાની આવી અવસ્થા જોઇને કૃષ્ણલાલનું કલેજું છિન્નભિન્ન થઈ ગયું, અને એના સર્વ આનંદ તથા ઉત્સાહનો લોપ અહીંજ થઇ ગયો.

પરંતુ વિપત્તિ સમયે ગભરાવું જોઇએ નહીં એ સૂત્રનું ભાન કૃષ્ણલાલને પણ જેથી વિચાર આવ્યો કે ધૈર્યપૂર્વક શારદાની સેવા કરવી એજ આ વખતે મારું કર્તવ્ય છે. એવો દૃઢ નિશ્ચય કરી, સર્વ ચિંતાઓનો ત્યાગ કરી એક ચિત્તે પોતાની પ્યારી પત્નિના રોગની દવા કરવા લાગ્યો. પોતાને વિચાર આવ્યો કે " પ્રાણેશ્વરી મારા સુખને માટે પ્રાણ ત્યાગ કરવા જેટલા સમય સુધી ઉત્સુક રહેતી તેના પર આવી આપત્તિ આવી છે, અને હું એ જોઇને ચુપચુપ બેસી રહું એ કોઇ પણ પ્રકારે ઠીક નથી, આ વખતે મારાથી બને તેટલી એની સેવા કરવી જોઇએ. જેવી રીતે પત્નિનો ધર્મ પતિનું સુખ જેમાં થતું હોય તેવાંજ કાર્ય કરવાં જોઇએ તે છે તેવી રીતે શું પુરુષનો ધર્મ સ્ત્રીને સુખી રાખવાની ચેષ્ટા કરવાનો નથી કે? કેમ નહી? મારો વિશ્વાસ છે કે જે પુરૂષ સ્ત્રીઓને ક્ષુદ્ર દાસી સમજી ગણે છે તે નીચમાં નીચ હૃદયના સ્વાર્થી અને કુટીલ છે.

આ વિચારોથી કૃષ્ણલાલ, અનેક દાસ, દાસીઓ, પોતાની માતા, બ્હેન વગેરે હોવા છતાં બીલકુલ તેઓની શરમ નહીં રાખતાં પોતાનાથી બને તેટલી સેવા શારદાની કરવા લાગ્યો. લોક એને સ્ત્રી-દેવતાનો ઉપાસક ભલે કહે, તેની એને પરવા નથી. પરંતુ એનો આનંદતો એમાંજ છે 'કે હું મારૂં કર્તવ્ય બરાબર કરૂં છુ.' જે મનુષ્ય પોતાના કર્તવ્ય-પાલનમા તત્પર છે, તે લોકોના નિન્દાવાદ અથવા પ્રસંસાવાદની બીલકુલ પરવા કરતો નથી.

૨.

કાળની વિચીત્ર ગતિ કોઇની પરવા કરતી નથી. ગમે તેમ કરે પણ તેતો પોતાનું કર્તવ્ય કરેજ જાય છે. એ નિયમાનુસાર પંદર દિવસનો સમય વ્યતીત થયો ગયો તેની કોઇને ખબર પડી નહીં. પરંતુ એ પંદર દિવસમાં શારદાની સ્થિતીમાં કાંઇ ફેરફાર થયો નહીં. સર્વ ઔષધિયો વ્યર્થ ગઇ. કોઇની પણ અસર થઇજ નહીં, અને રોગ તો દિનપ્રતિદિન વધતોજ ચાલ્યો.

કૃષ્ણલાલ પોતાના વાંચનાલયમાં એકલો બેઠો છે, મસ્તક નીચું નમાવી ગાલ પર હસ્ત ધરી એ ભારે ચિન્તામાં જણાય છે. તે ચિન્તા અમો વાચક બંધુઓને વિસ્તારથી જણાવવાની જરૂર જોતા નથી કારણ કે એ ચિન્તા ફક્ત પોતાની પ્રાણપ્રિય પત્નીની ભયંકર અવસ્થા સંબંધીનીજ છે આ સમયે એનાં નેત્રો બીલકલ શાન્ત છે અને પૃથ્વી દેવી તરફ દૃષ્ટિ લગાવી રહ્યો છે. ક્યા પૂર્વ જન્મના પાપે શારદા જેવી સરળ હૃદયા, નિષ્કલંક ચરિત્રા, સાધવી સ્ત્રી, આવા ભયંકર સંકટમાં સપડાઇ છે તેની સમજ એને પડી નહીં. ક્યારે કરેલા કર્મનું ફળ કઇ વખતે ભોગવશે એ કોણ જાણી શકે એમ છે?

કૃષ્ણલાલ હજી ત્યાંજ બેઠેલો છે, તેજ વખતે એ જગ્યાએ એક ભીષણ આર્તનાદ કરતી એક બાર વરસની કૃષ્ણલાલની બ્હેન ત્યાં આવી અને રડવા લાગી. આ પ્રમાણે પોતાની બ્હેનનો આર્તનાદ સાંભળી કૃષ્ણલાલના હોશ કોશ ઉડી ગયા. કેટલીક ક્ષણ

સુધી તો એ કાંઇ બોલી શક્યો નહીં. જાણે કે એની વાચ્યશક્તિનું કોઇએ હરણ ન કરી લીધું હોય! જ્યારે કૃષ્ણલાલને બોલવાની શુદ્ધિ આવી ત્યારે પુછયું "શું થયું ? વ્હેન ? શું થયું ? વ્હાલી ઇન્દુ! તું આમ કેમ વિલાપ કરી રહી!"

પરંતુ ઇન્દુ તો ફક્ત ' ભાઇ! ભાઇ!" કહીને ગભરાઇ ગઇ. એના મુખમાંથી અન્ય કોઇ વાત નીકળી શકી નહીં. આવું જોઇ કૃષ્ણલાલનાં નેત્રો પણ આંસુથી ભરાઇ ગયાં, અને તેનો ફીક્કો ચ્હેરો અધિક ફીક્કો થઇ ગયો. એવામાં ઘરમાંથી પોતાની માતાના રૂદનનો સ્વર તથા અન્ય સ્ત્રીઓનું રૂદન સાંભળી કૃષ્ણલાલને ખાત્રી થઇ કે મારૂં કિસ્મત ફુટી ગયું!!! વ્હાલી શારદા સ્વર્ગ લોકમાં મને અત્રે મુકીને ચાલી ગઇ! એટલે એ ઝટપટ દોડીને ઘરમાં ચાલ્યો ગયો. ત્યાં જઇને જોયું તો શારદાના મખને ઘેરીને અનેક સ્ત્રીઓ કરૂણાજનક વિલાપ કરી રહી છે; અને સાંજ ડૉક્ટર મોહનલાલ તેઓને શાંત થવા વિનંતિ કરી રહ્યા છે, પણ કોઇ તેઓનું કહ્યું માનતું નથી. અં પેસતાંજ કૃષ્ણલાલે ડૉક્ટરને પુછયું, " કાંઇક આશા છે કે કેમ ?" ક્યારે

ડૉક્ટર—" કૃષ્ણલાલ ? હવે જીવનની આશા રાખવી એતો વ્યર્થ છે પરંતુ!" જ્યા સુધી શ્વાસ ત્યાં સુધી આશ, હજી સુધી મરણ પામી નથી." એ સમયે શારદાએ ત્મને પોતાનાં ચક્ષુ ઉઘાડયાં. અને જોતાંજ આનંદને બદલે ભય ઉત્પન્ન થયો. જે દશા દર્શન કરવાથી ચિત્તમાં શ્રદ્ધા, ભક્તિ, અને પ્રીતિની ત્રિવેણી વહેતી હતી તેજ પણ જોવાથી કલેજું કંપાયમાન થઇ જાય છે. ધન્યરે કાળ ત્હારી શું વિલક્ષણ ગતી પવિત્ર

શારદાએ નેત્ર ઉઘાડયાં છે જાણી કૃષ્ણલાલ, પાસે જઇને શોકાકુલ કંઠથી બોલ્યો'ની "પ્રિયતમ! શું તું મને આ મોહ માયામાં મુકી, આ નશ્વર સંસારરૂપી સમુદ્રમા તણ છોડીને એકલીજ ચાલી જઇશ ? શારદા! મેં ત્હારો શું અપરાધ કર્યો હતો ?"

દિવો હોલવાઇ જતાં પહેલાં એક વખત જોરથી ઝબકી ઉઠે છે, તેવીજ રીતે શારદાનુ નિર્વાણ-મુખ જીવનદીપ પણ એવીજ રીતે નિર્વાણ થતાં પહેલાં ઝબકી ઉઠયો. કૃષ્ણલાલની પ્રેમરસ ભરી શોકપુરિત વાતો સાંભળીને શારદાના મુખપર હાસ્યની રેખા જણાઇ.

આ વખતે એની લુપ્ત પ્રાયઃ શક્તિ કોણ જાણે ક્યાંથી આવી ? એકદમ સાહસ કરીને બોલી. " આજુબાજુ ભીડ જોઇને મારૂં ચિત્ત ભયાતુર થઇ ગયું છે. જો જરાવાર અહીંથી ભીડ દૂર કરો, તો હું જતી જતી બે ચાર વાતો કરી લઉં."

શારદાની આ અંતિમ પ્રાર્થના સર્વેએ કબુલ કરી અને સર્વ ત્યાંથી ચાલ્યાં ગયાં. ફક્ત એ બે જ પતિપત્ની એકલાં રહ્યાં. ત્યારે શારદાના શરીરમાં એવી અજબ શક્તિ આવી કે શય્યાપરથી એકદમ ઉઠીને બેઠી થઇ ગઇ, અને ધીરે બહુજ ધીરે સાદે બોલી, "પ્યારા! હવે હું આ નશ્વર સંસારમાંથી જવાની છું, મારી બચવાની હવે બીલકુલ આશા નથી, હું પ્રત્યક્ષ યમદૂતોને મારાં નેત્ર સામે જોઇ રહી છું. પરંતુ પ્રિયતમ! શું તમો આ મરતી વખતની દાસીની એક અંતિમ પ્રાર્થનાનો સ્વીકાર કરશો ?"

કૃષ્ણલાલ—" પ્રાણેશ્વરી! ત્હારી વાત મેં ક્યારે નથી માની, કે તું હમણાં આમ બોલે છે? જો તું ત્હારી બળતી ચિત્તામાં પ્રવેશ કરવા કહે તોપણ હું જરા પાછી પાની કરવાનો નથી."

શારદાથી હવે બેહું રહેવાયું નહી એટલે પથારીમા સુઇ ગઇ. થોડું બોલવાથી થયેલા શ્રમને લીધે થોડા વખત સુધી બોલી શકાયુ નહીં અને નેત્રો બંધ કરી દીધાં. કૃષ્ણલાલ મંત્રમુગ્ધ બની ચુપચુપ એકીટશે જોઇ રહ્યો.

શારદા પુનઃ બળ આકર્ષણ કરીને કહેવા લાગી, "પ્રાણેશ ! મ્હારી એક વિનંતી છે, મ્હારી જેટલી અભિલાષાઓ હતી તે સઘળી તમે દયા કરીને મ્હારી પુરી કરેલી છે. આ રંક દાસીની મરતી વખતની પણ એક અભિલાષા એવી જ રીતે પુરી કરશો એવી પ્રાર્થના છે."

પોતાના મનમા ઉછરતા તરંગોને રોકીને કૃષ્ણલાલ બોલ્યો, "ત્હારી વિનંતીનો હું અવશ્ય સ્વીકાર કરીશ."

આવો ઉત્તર સાભળીને શારદાએ કૃષ્ણલાલને કોમળ કર પલ્લવ આદરપૂર્વક પોતાના
આ
અને મા લઇને બોલી, "સ્વામિન્ ! વિધિના પ્રચંડ પ્રતાપ આગળ કોઇનું પણ કંઇ ચાલી શકતું
બને તે આજે તમારી અને મારી છેલ્લી મુલાકાત છે. કોણ જાણે ક્યા પુણ્યબળથી, ક્યારે
હોય તે સમય આવશે, કે પુનઃ ત્હમારાં પૂજનીય ચરણોને મારી છાતીએ લગાવી શકીશ.
એણ ક જો વેદ, પુરાણ, અને શાસ્ત્ર સર્વ સત્ય હોયતો હું એ દૃઢ નિશ્ચય કરીને કહી શકું
આપૃક કે હું જન્માન્તરમેં ત્હમારીજ ચરણોની દાસી થઇ શકીશ. અસ્તુ, પરમાત્માએ મને
મમાં સંતાનસુખ આપ્યું નથી—હું આપના ખોળામાં ખેલવા માટે સંતાન આપી
શકી. અને તેથી મારા ગયા પછી એ દુઃખ આપને સતાવે નહીં, વળી આપના
છતાં ાના કાર્યમાં અડચણ ન આવે એ નિમિત્તે આપ ફરીથી વિવાહ કરી સુખી થજો.
લાગે મારી ભિક્ષા—પ્રાર્થના છે. હું ગમે ત્યાં ગમે તે લોકમાં હઇશ, પરંતુ આપનું સુખ
એજ મારી ચિન્તાનો વિષય હશે, આપ સુખી હશો તોજ મારા આત્માને શાન્તિ મળશે
અન્યથા નહિ જ."

આ વાત સાંભળીને કૃષ્ણલાલની મુખ મુદ્રા વિશેષ મલીન થઇ ગઇ, આંખો આગળ અંધકાર છવાઇ ગયો, અને રૂંધાયલા સ્વરે કહ્યું, "પ્રાણેશ્વરી ! મેં તને અનેકવાર કહ્યું હતું કે હું એવા પુરૂષોમાંનો નથી કે જે સ્ત્રીને કેવળ ભોગ–વિલાસની જ સામગ્રી માત્ર સમજતા હોય અથવા ઇશ્વરે આપેલી એ બદામની દાસી જ માનતા હોય—પરંતુ મારો તો એ સિદ્ધાંત જ છે કે ઇશ્વરે સ્ત્રી અને પુરૂષને સમાજનું એક અંગ બનાવ્યું છે. એટલે એમાં બન્નેનાં અધિકાર એક સરખા જ હોવા જોઇએ. જેવી રીતે પતિના મૃત્યુ પછી સ્ત્રીઓએ પુનઃ વિવાહ કરવો એ અન્યાય, અધર્મ, અને નીચતા છે તેવી જ રીતે સ્ત્રીના મૃત્યુ પછી પુરૂષે પુનઃ વિવાહ કરવો એ પણ ઘોર અન્યાય—અધર્મ જ છે."

શારદા શાન્ત છે, એ અર્ધ ખુલ્લાં અને અર્ધ મીંચાયલાં નેત્રો વડે કૃષ્ણલાલના મનોહર ચહેરાનું પયપાન કરી રહી છે. કૃષ્ણલાલ બોલ્યો:—

"પ્રિયતમે ! હૃદય એકજ છે. તે એક વખત જેને અર્પણ કર્યું તે ફરીથી કોઇને આપી શકાતું નથી. પ્રાણમયી ! જે હૃદયાસન પર મેં ત્હારી મનોજ્જ્વલ મૂર્તિ સ્થાપન કરી દીધી છે તે આસન પર ત્હારી મૂર્તિને દૂર કરી હું બીજી મૂર્તિ કેમ બેસવા દઉ ? શું તું આ ત્હારા પતિને નીચ સમજે છે ?"

હજી પણ શારદા શાન્ત છે. ભાવ નો આવેગમાં કૃષ્ણલાલ તો કહેતો જ ગયો કે:—

" જીવનદાયિની ! વિધિની જ્યારે એવીજ ઇચ્છા છે કે હું ત્હારા સંસર્ગથી વંચિત રહું તો પછી કોણ સામર્થ્યવાન છે કે એથી વિપરીત કરી શકે ? પરંતુ પ્રેમમયી ! એ તું નક્કી સમજજે કે ત્હારી સ્મૃતિ મ્હારા મનમાંથી કદીપણ દૂર થઇ શકશે નહીં. એ સ્મૃતિને દૂર કરવાની શક્તિ આ કૃષ્ણલાલ જેવા કોમળ હૃદયના મનુષ્યને માટે શક્ય નથી. એને માટે રાક્ષસી પ્રકૃતિવાળા મનુષ્યની આવશ્યકતા છે."

એટલે શારદા બોલી ઉઠી, " પ્યારા ! આજ મ્હારે માટે કેવો આનંદનો સમય છે, ત્હમે સ્વર્ગીય આનંદની નદી વહેવડાવી છે. મરણ આ સમયે મ્હારે માટે હજારો સુખો થી અધિક આનંદદાયી જણાય છે. કિન્તુ હે અભાગણીના ઇશ્વર ! ત્હમે વિવાહ કરીને ફરીથી ગૃહસંસાર માંડી સંતાનોત્પત્તિ કરીને પિતૃઋણમાંથી મુક્ત થાઓ એવી પ્રાર્થના તો હું છેક છેલ્લી ઘડી સુધી કર્યાજ કરીશ."

કૃષ્ણલાલ બોલ્યો " હે ! પ્રેમ પ્રતિમા ! આ અન્યાયી અનુરોધ ન કરીશ, જો ત્હારે ઇસ્પ્રિંદુ મ્હારાજ સુખમાં હોય તો આ કઠોર વાત જીહવા પર કદી લાવીશ નહીં."

આ સમયે શારદાની માતા આ સ્થાને આવી પહોંચી. આ વખતે અધિક શ્રમને લીધે શારદાની થોડી રહેલી શક્તિ પણ ગુમ થતી ચાલી. થોડાજ સમયમાં શારદાની દશા અત્યંત શોચનીય થઇ ગઇ. અને એ છેલ્લા શ્વાસ લેવા લાગી. ડોક્ટરને બોલાવ્યા પણ તેઓના આવતાં પહેલાજ શરીર ઠંડુ થઇ ગયું, નાડી બંધ પડી ગઇ, અને એનો પવિત્ર આત્મા પરમાત્માના અનંત ધામમાં ચાલ્યો ગયો. આ સમયે પણ કૃષ્ણલાલ તો પોતાની હૃદયેશ્વરીને ખોળામાં લઇને બેસી રહ્યો.

૩.

શારદાના મૃત્યુ પછી કૃષ્ણલાલનું જીવન અત્યંત કલુષિત થઇ ગયું. પત્નીના મૃત્યુ સમયનો એ વાર્તાલાપ ખોળામાં લઇને બેઠેલો એ સમય જન્મ ભર સુધી ભુલી શકાશે નહીં–પત્નીની સ્મૃતિ મરણ પર્યંત એ ભૂલી શકશે નહીં. જ્યારે એ સમય યાદ આવતો ત્યારે નેત્રો અશ્રુથી ભરી દેતો. કૃષ્ણલાલ પૂર્ણ પત્ની-વ્રત હતો. એ પોતાની પ્રતિજ્ઞામાં અડગ હતો. એણે પોતાની પ્રતિજ્ઞાનુસાર જન્મભર ફરીથી વિવાહ નજ કર્યો.

પરમ પવિત્ર આનંદદાયી ભારત દેવીની પવિત્ર મહિલાઓ ચિરકાળથી પતિવ્રત-ધર્મને માટે સુપ્રસિદ્ધ છે. એઓએ પોતાના આ પવિત્ર ગુણને લીધે જગત્ભરના સ્ત્રીમયસંસારમાં પોતાનું આસન ઉંચુંજ રાખ્યું છે. એમાં સ્હેજ પણ સંશય નથીજ. પરંતુ દુર્ભાગ્યથી હવે ધીરે ધીરે આ ધર્મનો લોપ થતો જાય છે અને વિધવા વિવાહની આવશ્યકતા બતાવવામાં આવે છે. આનું મુખ્ય કારણ તો એજ છે કે, અહીંના પુરૂષો સ્ત્રીઓની બિલકુલ પ્રતિષ્ઠા કરતા નથી, અને પોતાનો પત્ની-વ્રત ધર્મ ભૂલતા જાય છે, અને દિનપ્રતિદિન પુરૂષોમાંથી આ ધર્મનો લોપ થતો જાય છે, એ અત્યંત શોચનીય બીના કોણ નહી કબુલ કરે ? પરંતુ આવાઓમાંથી પણ કોઇ કોઇ કૃષ્ણલાલ જેવા વીરલાઓ ઝળકી નીકળતા જણાય છે. એ દિવસ ક્યારે આવશે કે ભારતના ગૃહે ગૃહે પત્ની-વ્રત પુરૂષો અને પતિવ્રતા સ્ત્રીઓનો અવતાર થશે. હે પરમકૃપાળુ પરમાત્મા ! તું અમારા ભારત સંતાનોમાં જલદીથી આ પ્રેરણા કર કે જેથી આવો સમય કાલે આવતો હોય તો આજ આવે.

# પ્રાસંગિક નોંધ.

**શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજનનું દિગ્દર્શન.**

કાયદાઓ અને બંધારણુ માત્રનો ઉદ્દેશ સમાજને સુખ સગવડ અને ન્યાય અ પવાનો છે. મનુષ્ય પ્રકૃતિ મૂળે સ્વતંત્ર હોવા છતા પોતાના તથા સમષ્ટિના હિતને અર્થે તે કાયદા તથા બંધારણુની અધીનતાનો સ્વી કરે છે. પરંતુ એ બંધારણુનો જ્યારે દુરૂપયોગ થવા લાગે છે, ધનવ અને લાગવગવાળાઓ કેવળ પોતાની સ્વચ્છંદી-પ્રકૃતિને સંતુષ્ટ ક મરજીમાં આવે તે પ્રકારે કાયદાઓનો ઉપયોગ કરવા લાગે છે ત્યારે બંધારણુ લાંબો વખત નભી શકતું નથી પરિણામ એ આવે છે કે સમાજની સ્થિતિ એ બધી શોચનીય અને મૃતપ્રાય થઇ જાય છે કે તેનો પુનરૂદ્ધાર કરવાનું કાર્ય અશક્ય વડે છે. હાલમાં થોડું ક વર્ષો ઉક્ત મહાજનના બંધારણુનો તથા કાયદાઓનો જે દુરૂપ થવા લાગ્યો છે, ન્યાય અને નીતિનો જે તિરસ્કાર થવા લાગ્યો છે તે ઉપરથી જણાય કે જો આવી સ્થિતિ વધારે વખત ચાલુ રહે તો તે ન્યાતમાં સ્વચ્છંદતા, અન્યાય ર નિરંકુશતાનો અમલ સંપૂર્ણપણે જામ્યા વિના રહે નહીં અમે આજે ઉક્ત મહાજ કેટલીક પ્રવૃત્તિઓ ઉપર હિતચિંતકોનું ધ્યાન ખેંચી તે ઉપર ગંભીરપણે વિચાર ચ ાવવ પ્રાર્થના કરીએ છીએ

મહાજનની નવી કમીટીની અને નવા અધિકારીઓની ચુંટણી જ ગા વખતે એ વિચિત્ર પદ્ધતિએ થઇ છે કે તેને ચુંટણીનું નામ આપવું એ "ચુંટણી" શબ્દનો દુર યોગ કરવા જેવું છે. ચુંટણીમાં જે કોમના વિશ્વાસપાત્ર તથા ન્યાયપ્રિય ગૃહસ્થો હોય તો તે ચુંટણી વાજબી ગણી શકાય આ ચુંટણીમાં એવું કશું થયું નથી આ ચુંટણીની સ સમજુ વર્ગનો મ્હોટો વાંધો છે મહાજનના અવ્યવસ્થિત બંધારણમાં આવી મ્હોટી અ વસ્થા અને અંધેર લાંબો વખત નભે એ પસંદ કરવા યોગ્ય નથી.

આજથી ચાર-પાંચ વર્ષ ઉપર આપણા મહાજને કન્યાવિક્રય, બાળલગ્ન અને વ લગ્ન જેવા કુરીવાજો નાબુદ કરવા સખ્ત કાયદાઓ પસાર કર્યા હતા પરંતુ એ કાયદ ઓનો એવો પક્ષપાતપૂર્વક અમલ કરવામાં આવ્યો છે કે પેલા જર્મન કેસરના જેમ શ્રીમ ગૃહસ્થોએ કાયદાને કેવળ કાગળના ચીંથરા કરતા જરા પણુ વિશેષ મહત્વ આપ્યું નથી તેમણે કાયદો હાથમાં લઇ સ્વચ્છંદ લગ્નો કરી મહાજનનું મ્હોટામાં મ્હોટું અપમાન ક છે. છતાં આશ્ચર્ય જેવું એ છે કે મહાજને તેમના માટે એક શબ્દ સરખો પણ ઉચ્ચાર્ય નથી બલ્કે એક બે પ્રસંગે કાયદાનો ભંગ કરવામાં આડકતરી રીતે ઉત્તેજન પણુ આપ્ય છે. એક જ કાયદાના રક્ષણુ નીચે વસતી ન્યાતમાં આ પક્ષપાત ખરેખર અસહ્ય લાગે છે બીજી બાજુએ જેમણે શ્રીમંત ગૃહસ્થનું અનુકરણુ કરી સ્વચ્છ-દ લગ્નો કર્યાં હતા તેમન પાસેથી ભારે દંડની સજાઓ લેવામાં આવી છે। અમે પૂછીએ છીએ કે જે કાયદો શ્રીમં અને ગરીબનું નિષ્પક્ષપાતપણે રક્ષણુ નથી કરી શકતો તે કાયદો ક્યાં સુધી ટકવાનો હતો આવી પક્ષપાતવાળી પદ્ધતિથી મહાજન પોતાનું ગૌરવ ક્યાં સુધી ટકાવી રાખશે? ક

આપખુદી અમલદારીના પરિણામે મહાજન પોતાનું માન-ગૌરવ અને સત્તા ગુમાવી બેસે તો તેનું સઘળું પાપ મહાજનના અધિકારીઓના શિરે શા માટે ન મૂકી શકાય?

મહાજનના ઉક્ત અન્યાય અને આપખુદી સામે મી૦.....એ એક સભામાં વાંધો ઉઠાવ્યો હતો. પરંતુ સભાના પ્રમુખ શેઠ ચાંપશી કુંવરજીએ કેટલાક હમણા સરખા દાખલાઓ રજુ કરી એ વાત ઉડાડી દીધી હતી. છતાં "હવે પછી આ કાયદો તોડનારાઓની તપાસ કરી તેમને યોગ્ય સજા કરવાનો" મજબુત ઠરાવ પસાર કર્યો હતો. કાયદાનો અમલ થાય છે કે નહીં, અને તે તાત્કાલિક તપાસ થતો હોય તો મહાજન સખ્તમાં સખ્ત પગલાં કેવી રીતે ભરી શકે તે સંબંધે અસરકારક ઉપાયો લેવાની બાબત ઘણી અગત્યની છે. મહાજન આ વિષયમાં કાંઈ કરી શકશે ખરૂં?

શ્રી ક. દ. ઓ. જૈન સુધારક સમાજના ઑ. સેક્રેટરી મી. જીવરાજ મણશી આદિ લગભગ ૧૦૦ ઉપરનાં ગૃહસ્થોએ ૨૧ નામો એવા આરોપીઓના રજુ કર્યા હતા કે જેમણે એક ઉપર બીજી સ્ત્રી કરી, કન્યાવિક્રય, બાળલગ્ન કે વૃદ્ધ લગ્ન કરી મહાજનના કાયદાનો ભંગ કર્યો હતો. સાંભળવા પ્રમાણે એ અરજ ઉપર ધ્યાન આપી કેટલાક આરોપીઓની તપાસ થઈ હતી. પરન્તુ અમને કહેતાં ભારે દીલગીરી થાય છે કે કેટલાક શ્રીમંત ગણાતા ગુન્હેગારોએ મહાજનની આજ્ઞાને બીલકુલ દાદ આપી નહોતી, જ્યારે કેટલાકોએ ગુન્હાનો ખુલ્લી રીતે ઇન્કાર કર્યો હતો અને કેટલાકોએ સ્વીકાર પણ કર્યો હતો. હકીકત આમ હોવાથી ફરીથી મહાજનની સભામાં એને એ કાયદો પુનઃ પસાર કરવામાં આવ્યો!! ત્રણ મહીના જેટલી મુદત પસાર થતાં ફરીથી ચોથીવાર પાછો એને એ કાયદો શેઠ માણેકજી જેઠાભાઈના પ્રમુખપણા નીચે મી. વીરજી ગંગાજર મૈશેરીએ મોટું અલંકારિક ભાષણ આપી પસાર કરાવ્યો! માત્ર એકજ કાયદો ચાર ચાર ને પાંચ પાંચ વખત પસાર થવા છતાં તેનો અમલ ન થાય એ કેટલી બધી દીલગીરીની વાત છે? અમે જાણવા ઇચ્છીએ છીએ કે જે ૧૦૦ ઉપરના ગૃહસ્થો તરફથી ૨૧ આરોપીઓનાં નામો રજુ કરવામાં આવ્યા હતા તેનો આજ સુધીમાં કશો નીકાલ કરવામાં આવ્યો છે કે માત્ર ઠરાવ પસાર કરવામાં વાણીનો નિરર્થક વ્યય કરવામાં આવ્યો છે? જો કાયદાઓ અમલ કરવાને માટે જ ઘડાયા હોય તો પછી વ્યવસ્થાપક કમીટીના એક સદ્‌ગૃહસ્થ મી. શિવજી ખીમજીના સ્વચ્છંદી લગ્ન વિરૂદ્ધની લગભગ સો ઉપરના ગૃહસ્થોની અરજી કેમ ઉડાડી મૂકવામાં આવી? જે મહાજનવાડીમાં આ કાયદાઓ પસાર થયા હતા, જે મહાજનવાડીમાં શ્રીમાન્ ખેતશી શેઠને તેમની સખાવતો બદલ માનપત્ર આપવા મોટા ખર્ચે ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, તેજ વાડીમાં અને તેજ મંડપમાં મી. શિવજી ખીમજી કાયદાનો ભંગ કરી, શેઠ ખેતશી ખીમસી જેવા પ્રમુખ મહાશયો તરફથી મુબારકબાદી મેળવે તેનો શુ અર્થ કરવો? એજ કે જ્યાં કાયદો હોવા છતાં આપખુદી ચાલે છે, આગેવાનો પણ જ્યાં નિરંકુશપણે મનગમતું કરે છે ત્યાં ન્યાય, નીતિ અને વ્યવસ્થાની વાતો કરવી એ વ્યર્થ છે. આવી અવ્યવસ્થાની મધ્યમાં કયો બુદ્ધિમાન રહેવાનું પસંદ કરે?

અમે આજ સુધી ઉક્ત વૃદ્ધ લગ્નના સંબંધમાં કાંઈ બોલી શક્યા નથી તે તકનો લાભ લઈ કેટલાકોએ અમને બદનામ કરવાનો પ્રયત્ન કર્યો છે એ અમે જાણીએ છીએ. અમને લાંચ આપી અમારૂં મ્હોં બંધ કરવામાં આવ્યું છે એવો આરોપ

અમારા ઉપર મુકવામાં આવ્યો છે તે અમારી જાણ બહાર નથી. અમે માત્ર એટલુંજ કહીશું કે અમારી કેટલીક તપાસો અપૂર્ણ હોવાથી તુરતમાં જ તે વિષે કાંઇ પણ બોલવું એ ઉચિત ન ગણ્યું. બાકી લાંચ કે લાલચના રોગથી જે પરમાત્મા પ્રથમથી જ રક્ષણ કરતો આવ્યો છે તે સદાને માટે રક્ષણ કાર્ય કર્યા કરશે એવી અમને શ્રદ્ધા છે.

કાયદાનો ભંગ કરનાર એકવીસ આરોપીઓની જે નામાવલી વિષે અમે ઉપર ઇસારો કર્યો છે તેમાં શ્રીમાન્ શેઠ જેઠાભાઇ નરશી કેશવજીનું નામ પણ દાખલ થએલું જોઇ પ્રથમ અમને બહુ આશ્ચર્ય લાગ્યું હતું ! આ તેજ શ્રીમાન્ જેઠાભાઇ શેઠ કે જેમણે દુષ્ટ રીવાજોને નાબુદ કરવા એકવાર ભગીરથ પ્રયત્ન કર્યો હતો, જેમના તનતોડ પરિશ્રમના પ્રતાપે લગભગ આ રીવાજે પોતાનો વાસ વર્તાવતા થોડા વખત અદ્રશ્ય થયા હતા ! આવા એક આગેવાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ કન્યા વિક્રય જેવા કુરીવાજને ઉત્તેજન આપવા કેમ લલચાયા હશે તેનો વિચાર કરતાં અમને નિરાશા ઉપજી હતી ! પરંતુ પાછળથી સંપૂર્ણ તપાસ કરતા જણાયુ છે કે તેમણે કન્યાવિક્રય કરાવવાની બાબતમાં લેશ પણ ભાગ લીધો નહોતો ! માત્ર શેઠ જેઠાભાઇનું સગપણ કરનારા—વચેટીયા—માણસોએ દીકરીના માવીત્રોનું કરજ ટાળવાનો લોભ દેખાડયો હતો. છેક છેવટની ઘડી સુધી શેઠ જેઠાભાઇ એ વાતથી તદન અજાણ હતા એટલુંજ નહી પણ જ્યારે તે વાત તેમના કાને આવી ત્યારે તેમણે પોતાના મદદગારોને સખ્ત ઠપકો આપી, એવા પ્રપંચથી દૂર રહેવાનું જણાવ્યુ હતું. આ ઉપરથી અમે એમ કહેવાની ચોક્કસ હિમ્મત કરીએ છીએ કે શેઠ જેઠાભાઇ, તેમના ઉપર મુકવામાં આવેલા આરોપથી બીલકુલ નિર્દોષ છે અને તેથી તે આરોપ પાછો ખેંચી લેવાવો જોઇએ એવી અમારી નમ્ર પણ દ્રઢ ભલામણ છે. આપણી કોમમાં શેઠ જેઠાભાઇ એક કાર્યકુશળ, બાહોશ અને પ્રભાવશાલી પુરૂષ છે એ ભૂલી જવાતુ નથી તેમને શિરે કલંકની કાળી ટીલી સરખી રહેવા પામે એ જ્ઞાતીને માટે અસહ્યજ ગણાવુ જોઇએ.

હાલ લગ્ન સબંધીનો બીજો એક પ્રશ્ન આપણા મહાજન સમક્ષ ઉપસ્થિત થયો છે. હકીકત એમ છે કે મી. ગાબુ ઉર્ફે વસનજી ધારશી નામના એક યુવકનુ સગપણ (!) લગભગ ત્રણ વર્ષ પહેલાં શા. માંડણ પુંજાની પુત્રી બાઇ જેતબાઇ ઉર્ફે મીઠીબાઇ નામની બાર વર્ષની કન્યા સાથે થયુ હતું. હાલ એ કન્યાની ઉમર ૧૫ વર્ષની છે. ગુજરાતી અભ્યાસ લગભગ ત્રણ ચોપડી સુધીનો છે. તેણીના પિતા હૈયાત નથી, માત્ર વાલી તરીકે માતા વિદ્યમાન છે. કન્યાએ મહાજન ઉપર એવી મતલબનુ એક પત્ર લખી જણાવ્યું છે કે—" જે યુવક સાથે મારૂં સગપણ મારા માતાપિતાએ કરેલુ કહેવાય છે, તે યુવક યોગ્ય માર્ગે ચાલતો ન હોવાથી હું તેની સાથે લગ્ન કરવાને તૈયાર નથી." આ આશયનો પત્ર મહાજનને મળ્યા બાદ મી. વસનજીએ કાયદા પ્રમાણે રૂ. ૨૫) મહાજનને એડવાન્સના ભરી ફર્યાદ કમીટીમાં નોંધાવી. આથી તે વિષે તપાસ ચલાવવા એક સબકમીટી નીમવામા આવી છે. આ સબકમીટીએ કેવી જાતનો રીપોર્ટ કર્યો છે તે હજી અંધારામાં છે. અમારા પ્રતિનિધિએ ખાસ તપાસ ચલાવી જે હકીકત મેળવી છે તે અમે જેમની તેમ નીચે રજુ કરીએ છીએ. તે પહેલાં અમારે જણાવવુ જોઇએ કે આર્ય સતીઓનો આદર્શ, આર્યાવર્ત્તમાં સદાને માટે ચાલુ રહે એવી અમારી અંત:કરણની ઉંડી ભાવના છે. એક કન્યા અથવા એક પતિ ગમે ત્યારે ગમે તેવું બ્હાનું કહાડી પતિ કે પત્નીનો ત્યાગ કરે એ

કદાપિ ઇચ્છવાજોગ નથી. આ અમારા સ્વતંત્ર વિચારો છે અને એટલા માટે અમે અત્યાર સુધી મી. વસનજી અને મીઠીબાઇ લગ્ન ગ્રંથીથી જોડાય એવી હિમાયત કરનારામાંના એક હતા. પરંતુ અમારા પ્રતિનિધિએ અમારા વ્યવસ્થાપક સાથે રહી મેળવેલી વિગતો વિષે વિચાર ચલાવતાં અમને એમ લાગ્યું છે કે મીઠીબાઇ ઉર્ફે જેઠબાઇનું કથન કબુલ કરવા જેવું છે અને તેથી તેણીને પોતાના જીવન દેવતાની પસંદગી કરવાની સ્વતંત્રતા મળવી જોઇએ.

અમારા પ્રતિનિધિનો હેવાલ આ પ્રમાણે છેઃ—" કન્યા કહે છે કે જે વખતે આ યુવક સાથે મારા સગપણની હજી વાતચીત જ ચાલતી હતી તે વખતે તેનું વર્તન પસંદ કરવા યોગ્ય નહોતું અને તેથી કરીને મારા માતપિતાએ સગપણ વિષે કાંઇ નિશ્ચય કર્યો નહોતો. માત્ર અમારૂં પરસ્પર સગપણ થશે એમ સૌ કોઇ માની બેઠું હતું. છેલ્લા ત્રણ વર્ષ દરમીયાન હું જોઇ રહી છું કે તેણે પોતાની ચાલચલગતમાં કાંઇ સુધારો કર્યો નથી અને તેથી હું મારી આખી જીંદગી, જાણી જોઇને ધુળધાણી કરવા તૈયાર નથી. મારા પિતા હૈયાત નથી પણ મારી માતા મારા મતને અનુકૂળ છે. આટલું છતાં જો મહાજન જબરજસ્તી વાપરી તે યુવકની સાથે મારૂં લગ્ન કરાવવાની ફરજ પાડશે તો હું મારૂં આખું જીવન કૌમાર વસ્થામાં ગાળવાના મારા નિશ્ચયમાં અડગ રહીશ. આ હકીકત જોતાં કન્યાનો વિચાર વ્યાજબી છે એમ કોણ નહીં કહે ?

છતાં અમે ધારીએ છીએ કે હજી એક વચલો તોડ કાઢી શકાય તેમ છે અને તે એજ કે મહાજને મી. વસનજીને તેની ચાલ-ચલગત સુધારવા માટે હજી ૮–૧૨ માસ જેટલી મુદત આપવી અને મહાજનના નિષ્પક્ષપાત અધિકારીઓ તથા ખુદ કન્યાને સંતોષ ઉપજે તો તેમણે આ લગ્ન કરાવી આપવાનો અભિપ્રાય આપવો. લગ્નનો પ્રશ્ન એ સમગ્ર જીવનનો. મ્હોટામાં મ્હોટો પ્રશ્ન છે. તેનીપર સ્ત્રીઓના સતીત્વનો અને સમાજના સદાચારનો આધાર છે. માટે આ બાબતમાં જરા પણ પક્ષપાત કે અવિવેક ન થાય એ જોવાનું કામ મહાજનના અધિકારીઓનું છે. તેમણે પોતાની ગંભીર જવાબદારી સમજી કાર્ય કરવાનું છે.

એક આભારદાયક પ્રશ્ન.

સ્વનામધન્ય શ્રીમાન્ નરશી નાથાના સ્મરણમાત્રથી જેનું મસ્તક અવનત થતું ન હોય, જેનું અંતઃકરણ અસીમ માન બુદ્ધિથી પુલકિત થતું ન હોય એવો એકપણ મનુષ્ય આપણી જ્ઞાતીમાં મળતો મુશ્કેલ છે. જેમણે પોતાના જ્ઞાતીભાઇઓના દુઃખો દૂર કરવા પોતાની સંપત્તિનો કંકરાની પેઠે વ્યય કર્યો હતો, જેમણે ધર્મની પ્રભાવના કરવા હસતે મુખે લાખોનો સદ્વ્યય કર્યો હતો તેવા એક નરપુંગવને માટે કયો જ્ઞાતીજન મગરૂર નહીં થાય ? કમનસીબે આજે આપણે આપણા પૂર્વજોના ઇતિહાસો ભુલી ગયા છીએ, એકાદ સૈકા ઉપર થઇ ગએલા પ્રતાપી પુરૂષોનાં પગલાંઓ પણ લગભગ ભુંસાઇ જવાની અણી ઉપર આવી રહ્યાં છે. સ્વર્ગસ્થ નરશી નાથાના ઇતિહાસ વિષે પણ પ્રાયઃ એમજ થયું છે. તેમના ઔદાર્યની, સાહસની તથા જ્ઞાતીપ્રેમની ઝુરી ઝુરી વાતો અને આછી આછી સ્મૃતીઓ સિવાય બીજું વિશેષ કાંઇ સ્મરણમાં રહ્યું નથી. સ્થિતિ જો આજ પ્રકારે ચાલે તો એકાદ સૈકા પછીની પ્રજાને માટે શ્રીમાન્ નરશી નાથા કોણ હતા, ક્યારે થયા અને તેમણે શું કર્યું એ વિષે ખુરસ

કલ્પના અને અનુમાનો કરવા સિવાય બીજું કાંઈ રહે નહીં. કારણકે આપણે એકપણ એવું જીવનચરિત્ર હજી સુધીમાં તૈયાર નથી કરાવ્યું કે જેથી ભવિષ્યની પ્રજા તેમજ વર્તમાનની ઉછરતી પ્રજા એ મહાન નરના બુદ્ધિ સામર્થ્ય, તથા મહત્વનાને સમજી શકે.

એક વાત ખરી છે કે સ્વ. નરશી નાથાનો કીર્તિસ્થંભ એવા વજ્રમય ખડક ઉપર રચપાયેલો છે કે કાલગજ તેનો લોપ કરી શકે તેમ નથી. પરંતુ એ અદ્રશ્ય કીર્તિસ્થંભ ઉપરનો શીલાલેખ વાચવાનું સામર્થ્ય કાંઇ દરેક મનુષ્યમાં હોતું નથી. સામાન્ય જીવો તો જીવનચરિત્રો વાચીને તેમાંથી ઉત્સાહ અને કર્તવ્યનાં પાઠો શીખી શકે છે. સ્વર્ગ નરશી નાથાનું જીવનચરિત્ર જો યથાયોગ્ય પ્રકારે લખાય તો કેવળ કચ્છી જૈન કોમનુંજ નહીં પરંતુ ભારતવર્ષની પ્રજાનું અમૂલ્ય સાહિત્ય થઇ પડે એમા અમને બીલકુલ સંશય નથી. વળી તે પુરૂષને પમાર થઇ ગયા ઘણો લાંબો કાળ વ્યતીત થયો નથી. હજી પણ તેમનાં સામર્થ્યનાં ઘણા ગાનો પ્રસંગોપાત સાંભળવામાં આવે છે. અમને એમ જણાવતાં આનંદ થાય છે કે અમદાવાદની શ્રી ગુર્જર સાહિત્ય સુમનગુચ્છ ઑફીસ તરફથી શ્રીમાન નરશી નાથાનું જીવનચરિત્ર તૈયાર કરી બહાર પાડવાનો પ્રયત્ન થાય છે. અમે આ પ્રયત્નને અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ, અને જો કે ગ્રંથની વસ્તુ જોયા પહેલાં કોઇ પણ પ્રકારનો અભિપ્રાય આપવો એ એક પ્રકારનું અઘટિત સાહસ ગણાય તોપણ કહીએ છીએ કે એ ગ્રંથ જો વાસ્તવિક હકીકતોના પાયાપર રચાય તો તેને દરેક કચ્છી ગૃહસ્થના ગૃહમાં અગ્ર સ્થાન મળવું જોઇએ.

આ પ્રસંગે અમારે એમ પણ જણાવવું જોઇએ કે અમારા મિત્રમંડળમાંના એક કર્તવ્યશીલ ગૃહસ્થ મી. જીવરાજ ગણશીએ સ્વર્ગસ્થ નરશી નાથાનું સર્વાંગ સુંદર જીવનચરિત્ર તૈયાર કરવાની કોશીશ કરી હતી અને કરે છે તોપણ "સુમન ગુચ્છ" ઑફિસના આ સ્તુત્ય પ્રયત્નને આપણી કોમ તરફથી સંપૂર્ણ ટેકો મળવો જોઇએ તે સાથે પ્રકાશકને પણ એવી સૂચના કરવી અસ્થાને નહીં ગણાય કે તેઓ એક એવા પુરૂષનું જીવન ચરિત્ર બહાર પાડે છે કે જે પુરૂષને માટે પ્રત્યેક કચ્છી ગૃહસ્થ અત્યંત માનભાવ ધરાવેછે અને જેમને પોતાના આદર્શ નેતા માને છે, એવા એક સર્વમાન્ય નરપુંગવનું ચરિત્ર કોઇપણ પ્રકારની અતિશયોક્તિ, અલ્પોક્તિ કે મિથ્યોક્તિ વિનાનું બનાવવાની તેમણે સાવચેતી રાખવી જોઇએ. જો તેમ થશે તો તે ગ્રંથ અમારી જ્ઞાતીમાં વૃદ્ધોથી લઈ બાળકો પર્યન્ત રસપૂર્વક વાંચશે, વિચારશે અને તેમને પગલે ચાલવાનો પ્રયત્ન કરશે. જે ગ્રંથ આજથી પચાસ વર્ષ પહેલાં બહાર પડવો જોઇતો હતો તેજ ગ્રંથ આટલી લાંબી મુદતે બહાર પડે છે તે જોઇ અમને ખરેખર અમારી જ્ઞાતીની કૃતજ્ઞતા માટે શરમ થાય છે તોપણ અત્યારે તો એ ગ્રંથની આતુરતાપૂર્વક રાહ જોઇ કિંચિત્ આશ્વાસન મેળવીએ છીએ.

**સેનીટારીયમની હીલચાલ**

વર્તમાનકાળે જમણવાર, વરઘોડા કે ધામધૂમો પાછળ દરવર્ષે આપણી જ્ઞાતીમાં જે લાખો રૂપીયાનો ધુમાડો થાય છે તે તરફ અમે એકથી અધિકવાર સખ્ત અણગમો જનાવી ગયા છીએ. જ્ઞાતીનો દરેક વિચારશીલ ગૃહસ્થ એવી નિરર્થક અને નિરૂપયોગી ધામધૂમ પ્રતિ તિરસ્કાર દર્શાવે છે. વસ્તુતઃ જે કોમમાં સેંકડો વિધવાઓને પુરતાં અન્ન વસ્ત્ર પણ મળી શકતાં ન હોય, જે કોમમા હજારો બાળકો આવશ્યક કેળવણી લેવાને અશક્ત

હોય, જે કોમના આશાભર્યા યુવકો યોગ્ય સગવડ અને નિવાસસ્થાનના અભાવે વિવિધ વ્યાધીઓથી પીડાતા હોય તેવી એક કોમમાં જ્યારે શ્રીમંતાઈનો મિથ્યાડોળ બતાવવાની લાલચથી જમણવારો અને વરઘોડાઓ નીકળે અને તેમાં સંપત્તિનો અઢળક વ્યય થાય ત્યારે તો ખરેખર તે દેખાવ અમને અસહ્ય થઈ પડે છે. અત્યારે આપણી કોમને શાળાઓની, સ્કૉલરશિપોની, આશ્રમોની, સસ્તાભાડાની ચાલીઓની અને સેનીટોરીયમોની એટલી બધી જરૂર છે કે જો કોઈ ગૃહસ્થ એ દિશા તરફ લક્ષ આપી જ્ઞાતીનો અભાવ દૂર કરવાનો પ્રયત્ન કરે તો તેને અમે સમાજના સાચા ઉદ્ધારકનું ઉપનામ આપ્યા વિના રહી શકીએ નહીં. જ્ઞાતીનો ઉદ્ધાર કેવળ ધામધૂમ કે ધમાધમથીજ નથીજ થવાનો એ સત્ય પુનઃ ભાર મુકીને અહિં વ્યક્ત કરીએ છીએ. કોમની સાચી જરૂરીઆત શું છે તે જાણવું બહુ જરૂરનું છે. અમે આ સ્થળે આનંદપૂર્વક જણાવીએ છીએ કે સ્વર્ગસ્થ ટોકરશી શામજીના વિધવા બાઈ દેવકાંબાઈના એક્ઝીક્યુટર મી. મેઘજી ચાંપશી નાગડાએ તે ફંડમાંથી દેવલાલી ખાતે "શ્રી દેવકાબાઈ કચ્છી જૈન સેનીટોરીયમ" ઉભુ કરવાનો નિર્ણય કર્યો છે અને તે માટે જમીન પણ તેમણે ખરીદી લીધી છે. તે ઉપરાંત દક્ષીણ–હૈદરાબાદવાળા રોઠ લાલજી મેઘજી છભાયાએ એજ જમીનની સાથે રૂા. ૨૫૦૦ ના ખર્ચે એક બ્લોક સંયુક્ત કરાવવું જણાવ્યું છે. મતલબ કે મી. મેઘજી ચાંપશી નાગડા અને મી. લાલજી મેઘજી છભાયા એ ઉભય ગૃહસ્થોએ મળી યથાશક્તિ તન–મન–ધનના ભોગ પૂર્વક એક સેનીટોરીયમ દેવલાલી ખાતે ઉભું કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. તેમનો ઉત્સાહ જોતાં આપણી કોમ થોડાજ વખતમાં એ સેનીટોરીયમનો લાભ લેતી થશે એવી આશા રાખવાનાં અમને પુરતાં કારણો છે. આ બન્ને ગૃહસ્થોને આપણી જ્ઞાતીની એક મ્હોટી જરૂરીઆત પુરી પાડવા બદલ અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીએ. યોગ્ય સમયે હવા ફેર નહીં કરી શકવાને લીધે આપણી જ્ઞાતીના કેટલાંક સ્ત્રી પુરૂષો મુંબઈમાંજ પીડાઈ જીવનનો અંત આણે છે તેઓ આ સેનીટોરીયમના પ્રતાપે 'કાળના મુખમાં જતાં બચી જશે અને તે પુણ્યના ભાગીદાર ઉક્ત ઉભય ગૃહસ્થો થશે એમ કહેવાની જરૂર નથી. દેવલાલી સ્થાન સેનીટોરીયમને માટે વાજબીજ છે અને તેથી સ્થાન સંબંધે કંઈ કહેવાનું રહેતું નથી.

સાંભળવા પ્રમાણે મુંબઈમાં સસ્તા ભાડાની ચાલીઓ લેવા કેટલાક જ્ઞાતિ હિતેચ્છુઓ પ્રયત્ન કરી રહ્યા છે. તેઓ કોણ છે અને તેમના પ્રયત્નો કેટલે અંશે સાર્થક થયા છે તે વિષે હજી ચોક્કસ બાતમી મળી નથી. તેઓ ગમે તે હોય તોપણ જ્ઞાતીના એ સાચા સેવકોને ધન્યવાદ આપવામાં કંજુસાઈ દર્શાવવી એ ઠીક ન ગણાય.

# શ્રી ૧૧ મી શ્વેતામ્બર જૈન કોન્ફરન્સમાં પૂરવાર થયેલ ૧૦ મી કોન્ફરન્સનું આંતરિક વૈર.

## સરલતાનો જમાનો નથી પણ મારે તેની તલવાર છે.

### પંડીત લાલન અને મી. શિવજી દેવસીને અગત્યની સૂચના.

સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી, સ્વ. માણેકલાલ ઘેલાભાઇ, પંડીત લાલન, મી. મનસુખલાલ રવજી અને મી. શિવજી દેવશી શાહ ઉપર સુરત, બોટાદ વગેરેએ ચાર પાંચ ગામના અમુક મુનિરાજોએ અને તેમના અંધ ભકતોએ ન માની શકાય એવા આરોપો મૂકી તેઓને સંઘ બહાર કરવાની ઉદ્ધત જોખમદારી વહોરી હતી-સંઘ બહાર કર્યા હતા. મી. શિવજી, પંડીત લાલન વગેરેને સંઘ બહાર કરવાની સત્તા સંઘ બહાર કરનારાઓ ધરાવે છે કે નહિ તે પ્રશ્ન હું હાલ ચર્ચવા માગતો નથી. જો મારી યાદદાસ્ત મને ન ઠગતી હોય તો હું એમ પણ કહેવાની હિંમત કરૂં છું કે મી. શિવજી અને લાલનને સંઘ બહાર કરનારાઓમાંથી અનેક મુનિરાજો અને શ્રાવકોએ તથા ગલ શબ્દમાં ખપતા અન્ય વિદ્વાન અને સત્તાધિકારી મુનિરાજો અને શ્રાવકોએ તેમજ મુંબઇ, જામનગર વગેરે મુખ્ય શહેરોના સંઘોએ નિર્દોષ જાહેર કર્યા હતા એ સુવિદીત છે.

બાબત આમ હોવા છતાં કોન્ફરન્સ જેવી સર્વ માન્ય પરિષદમાં તેઓને ભાગ લેતા અટકાવવા, મુનિરાજોના હાથમાં રમકડાઓની જેમ રમતા કોન્ફરન્સના લેભાગુ કાર્યવાહકો દર કોન્ફરન્સ વખતે જે રમખાણ મચાવે છે તે તદન નીચ અને ઉન્નતિને મખ્ત મારે આવનાર છે એમ કયો નિષ્પક્ષપાત જૈન-જૈનેતર નહિ કહેશે! મુંબઇમાં ડૉ. બાલાભાઇ જેવા ફેળવાયેલા ગૃહસ્થના પ્રમુખપણા નીચે મળેલ દશમી કોન્ફરન્સમાં શું મી. શિવજી અને પંડીત લાલનને આ લેભાગુ કાર્યવાહકોએ ઓછા હેરાન કર્યા હતા કે! જ્યારે મી. શિવ-લાલનના નામો ડેલીગેટ તરીકે જાહેર થયા હતા અને તેઓ બેધડકપણે કોન્ફરન્સમાં ભાગ લેશે અને બોલશે ત્યારે તેઓને તેમ કરતાં અટકાવવા તે વખતે મુંબઇમાં રહેલ મુનિરાજોએ અને આ લેભાગુ કાર્યવાહકોએ શું ઓછું રમખાણ મચાવ્યું હતું કે? જ્યારે પં. લાલનને "જીવદયા"ના વિષય ઉપર બોલવા દેવા માટે સબજેક્ટસ કમિટીમાં દરખાસ્ત થઇ, ટેકો મળ્યો અને વાત સમાધાનીએ ચડવા મત ઉપર આવી અને પરિણામે વધુ મત પણ મળ્યા ત્યારે આ કેળવાયેલા પ્રમુખ, સેક્રેટરીઓ અને અન્ય કેટલાક વિરોધીઓએ રાજીનામા આપવા માંડયા અને એમ નક્કી લાગ્યું કે આ કોન્ફરન્સરૂપી નૌકા અનુભવી-બાહોશ સુકાની વગર બરદરીઆના ઉંડાણ મોજામાંથી સહીસલામત કિનારે પહોંચી શકશે નહિ-પાર ઉતરશે નહીં. પણ સુભાગ્યે મી. લખમશી હીરજી મૈશેરી તથા મી. શાંતિદાસ આશકરણ શાહ જેવા દુંડા કોમના ચાર પાંચ ગૃહસ્થોએ મી. લાલનને મનાવવા અને કોન્ફરન્સ દેવીને બચાવવાનું જોખમ ભર્યું કાર્ય માથે લઇ શાંતિથી સહીસલામતપણે પાર ઉતાર્યું. મી. લખમશી અને મી. શાંતિદાસનું આ અન્યાયયુક્ત પણ શાંતિ ભરેલું અને કોન્ફરન્સ દેવીના રક્ષાનું પ્રયત્ન છતાં કેટલાક લેભાગુ કાર્યવાહકોએ પંડીત લાલન પાસે અમુક પ્રકારના ૧૦-૧૨ માફી

પત્રો લખાવી લેવા છતાં બોલવા ન દેવા વગેરે બાલન જેવા સુજ્ઞ, ભદ્રિક અને શાંતિપ્રિય ગૃહસ્થને સતાવવાની જે રીતી પકડી હતી તે શું કોન્ફરન્સ દેવીનો નાશ-ઘાત કરવા લાયક નહતી એમ કયો સજ્જન ના કબુલ કરશે ! કોન્ફરન્સના ત્રણ દિવસો ખલાસ થયા બાદ કોન્ફરન્સના ન્યાયપ્રિય કાર્યવાહકોએ સંઘ, ન્યાત કે અન્ય ઝઘડાઓથી કોન્ફરન્સને દૂર રાખવી અને કોઇપણ શ્વેતામ્બર જૈનને કોન્ફરન્સમાં આવવાનો, કાયદાઓ પ્રમાણે ડેલીગેટ તરીકે ચુંટાવાનો અને કોન્ફરન્સમાં બોલવાનો અધિકાર છે એવો ન્યાયયુક્ત ઠરાવ પસાર કર્યો. આટલી પ્રસ્તાવના કર્યા બાદ હું હવે મારા મુદ્દાના ખાસ વિષય તરફ વળીશ. હું ઉપર કહી ગયો છું તેમ સંઘ બહાર થએલાઓમાંના બે ગૃહસ્થ ( મી. શિવજી અને મી. મનસુખલાલ ) કલકત્તા ખાતે શ્રીમાન્ શેઠ ખેનશી પીઅશી જે. પી. ના પ્રમુખપણા નીચે મળેલ ૧૧ મી કોન્ફરન્સમાં હાજર થયા હતા. મી. શિવજી ડેલીગેટ તરીકે ચુંટાયા હતા જ્યારે મી. મનસુખલાલ પ્રેક્ષક તરીકે હતા. મી. મનસુખલાલ કાંઇ કોન્ફરન્સમાટે કે તેમાં ભાગ લેવા ખાસ કલકત્તામાં આવ્યા નહતા. તેઓ તો માત્ર કોન્ગ્રેસ ખાતર જ કલકત્તે આવ્યા હતા—એમ કહી દેવાની મને ખાસ જરૂર છે. મી. મનસુખલાલને જ્યારે તેમના મિત્રોએ મશ્કરી રૂપે કહ્યું કે આ વખતે તમે ડેલીગેટ તરીકે કોન્ફરન્સમાં હાજરી આપી શકશો નહિ. ત્યારે મી. મનસુખલાલને ગુસ્સો ગયો અને મને ડેલીગેટની ટીકીટ લેતા કોણ અટકાવનાર છે જોઉં તો ખરો ! એમ કહી તેઓ ડેલીગેટ તરીકે ચુંટાયા ન છતાં અને 'આ હું અન્યાયપૂર્ણ પગલું ભરૂં છું' એમ જાણતાં છતાં માત્ર કોન્ફરન્સના ભોળા કાર્યવાહકોનો દોર ઉતારવા, દાબડો બેસાડવા અને 'મારે તેની તલવાર છે' એ સૂત્રને સાબીત કરવા ડેલીગેટ ટીકીટની માગણી કરી; કાર્યવાહકોએ કંઇપણ આનાકાની કર્યાવગર કાયદા વિરૂદ્ધ ટીકીટ આપી. મી મનસુખલાલે વધુ સાહસ કરી પોતે સબજેક્ટસ કમીટીમાં ચુંટાય તેવી વ્યવસ્થા કરી અને તેથી પોતાના મિત્રો મારફતે સબજેક્ટસ કમીટીમાં ચુંટાયા એટલું જ નહિ પણ તેઓને અમુક વિષયો ઉપર બોલવાનો આગ્રહ પણ કરવામાં આવ્યો અને તેઓ પ્લાટફોર્મ ઉપર ભાષણ આપવા પણ શક્તિમંત નીવડયા.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જમાનો સરલતાનો નથી પણ 'મારે તેની તલવાર છે' તથા ૧૦ મી કોન્ફરન્સમાં પંડિત લાલન અને મી શિવજી સામે જે વિરોધ ચાલી રહ્યો હતો તે માત્ર મી. લાલન અને શિવજીની કીર્તિને નહિ સાંખી-જોઇ શકનારા મુનિરાજો અને તેમના ચમચાઓનું અંગત-આંતરિક વૈર સિવાય બીજું કાંઇ જ બીજું કહી શકાય. આ વૈરને ૧૧ મી કોન્ફરન્સના પ્રમુખ મહાશયે તદન નિર્વાસ્ય આપી હતી અને કોન્ફરન્સમાં આવવાનો-બોલવાનો કોઇને પણ અધિકાર છે એમ સાબીત કરી બતાવી આપ્યું હતું. આ ૧૧મી કોન્ફરન્સમાં શ્રી૦ ક૦ દ૦ ઓ૦ જૈન જ્ઞાતિના પાંચ સાત ઉછરતા યુવકો કે જેઓ પોતાને કેળવાયલા અને હુશિઆર મનાવાનો દાવો કરે છે પણ ખરી રીતે તેઓ માત્ર ડોળ-દમામમાં રાચી રહેલા તોફાનીઓ છે એમ વિસ્તારથી સમજાવવાની જરૂર નથી-કારણકે લગભગ એ જ્ઞાતિનો મોટો ભાગ એ વ્યક્તિઓથી સારી રીતે માહીતગાર છે. આ વ્યક્તિઓએ કોન્ફરન્સમાં પધારેલ શ્રીમાન્ શેઠ જેસંગભાઇ નરશી કેશવજી ઉપર ચિઠ્ઠી લખી જણાવ્યું હતું કે "અમારા સાંભળવા પ્રમાણે આપણી જ્ઞાતિના જ્ઞાતિ બહાર થએલા મી. શિવજી, પ્રમુખનું ભાષણ વાંચશે અને તેઓ વક્તા તરીકે દેખાવ દેશે. જો આમ બનશે તો અમો કોન્ફરન્સમાં તોફાન કરશું અને કોન્ફરન્સને તોડી પાડશું માટે તેમ ન થાય તેનો

સંભાળ લેશો." શ્રીમાન્ જેઠાભાઇ શેઠને આ ચિઠ્ઠી મલી; તેઓએ તે ચિઠ્ઠી વાંચી કચરા-ટોપલીને સ્વાધિન કરી અને પ્રમુખ શ્રીમાન્ ખેતશી શેઠને વાત કરી. પ્રમુખ સાહેબે એ ચિઠ્ઠીને ધિક્કારી કાઢી અને કોઇ દરકાર રાખવાની જરૂર નથી એમ જણાવ્યું. આપણે 'જૈન'ના તા. ૧૩-૧-૧૮ના પત્રમાં તેમજ આ માસિકના ગયા અંકમાં "મી. શિવજી દેવશિંહે બતાવેલી ઉદાર ભાવના" એ મથાળા નીચે વાંચી ગયા છીએ કે મી. શિવજીને વકતા તરીકે બોલવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો પણ તેઓએ જવાબમાં જણાવ્યું કેઃ—

"કોન્ફરન્સે તો બંધારણના ઠરાવમાં ખાસ કલમ ઉમેરીને જાતિ, સંઘ, મહાજન કે પંચોના ઝગડા અને વિવાદયુકત પ્રશ્નોથી દૂર રહેવા જાહેર કર્યું છે. એટલે તેમાં આગ્રહનું કારણ નથી, પરંતુ મારાથી એક પણ વ્યકિત વિચારભેદે રહેલી જોવાય ત્યાં સુધી સ્ટેજ ઉપર આવવામાં મારૂં હૃદય જે જે આનંદ અનુભવી શકે તે કરતાં તમારા સાથે બેસી કોન્ફરન્સના ઉન્નત કાર્ય ક્રમ અને ઉત્સાહ જોઇ મને વધારે આનંદ થાય છે. મારૂં હૃદય કોન્ફરન્સની ઉન્નતિ માટે લાગણીવાળું છે તો પછી હું તેની સેવા ફરીને કરી શકું છું અને તે કાર્ય કરવામાંજ વધારે શ્રેય સમજું છું."

સરલ મનુષ્યો કેટલી બધી સરલતા વાપરે છે અને લુચ્ચા માણસો તેનો કેવો દુરૂપયોગ કરે છે તેનો શું આ ઉત્તમ નમુનો નથી કે ?

હું પુછું છું કે—

મી. શિવજી વકતા તરીકે બહાર આવે અને પ્રમુખનું ભાષણ વાંચે તેમાં શ્રોતાજનોને શું વાંધો હતો તેનો જરા સરખો વિચાર કરવાની તસ્દી આ ચિઠ્ઠી લખનાર વ્યકિતઓએ લીધી હતી ખરી કે ! એક સાધારણ સમજ ( Common sense )નો માણસ પણ આવી બેવકુફાઇ કરે એ તદન અસંભવીત છે. પણ આ પોતાને કેળવાયલા-હુશિયાર માનનાર વ્યકિતઓએ બીજાના હથિઆર થઇ પોતાની જે હુશિઆરી (!) બતાવી હતી તેને શું અંગત વૈર ન કહી શકાય કે ? મારે હવે માત્ર થોડુંજ લખવાનું બાકી છે અને તે એજ કે મારી પંડિત લાલન અને મી. શિવજી પ્રત્યે વિનંતી છે કે તમારા પોતાના શુદ્ધ-સરલ વિચારોને તમારા હૃદયમાંજ રાખી બહારથી કઠ્ઠ બંગાલી થઇ મી. મનસુખલાલની જેમ કોઇપણ વ્યકિતની દરકાર કર્યા વગર સત્ય માર્ગ ગ્રહણ કરી કાર્ય કરવા તૈયાર થાઓ.

ખોટા વિરોધ અને ભેદભાવનો નાશ જૈન કોમમાંથી થવો એ ન ભુતો ન ભવિષ્યતિ છે. મતભેદ અને વિચારભેદ દરેક ઠેકાણે હોય છે અને રહેશે. શું મહાત્મા ગાંધી, મીસીસ બિસેન્ટ અને લોકમાન્ય તિલક વગેરે મહાપુરૂષોથી વિચારભેદ અને મતભેદે સમાજનો કેટલોક ભાગ વિરૂદ્ધ નથી કે ? શું સ્વ. ફીરોજશાહ મહેતા, ગોખલે અને રાનાડે જેવાઓથી પણ સમાજનો કેટલોક ભાગ વિરૂદ્ધ નહતો કે ? છતાં પણ આ કર્મવીરોએ જેને પોતે સાચું માન્યું છે અને જે ન્યાય પૂર્ણ કર્તવ્યો છે તે સમાજના કેટલાક ભાગથી વિરૂદ્ધ છતાં પાહોમ પોતાના કાર્યો કરેલા છે અને કરતા જાય છે. તેની વચમાં આવનારાઓને ચુપચુપ બેસી રહેવું જ પડે છે. ત્યારે શામાટે મી. લાલન અને શિવજી જૈન કોન્ફરન્સમાં પોતાનો હક છતાં વકતા તરીકે ભાગ લેતા નથી ? ઉદાર ભાવનાને તિલાંજલી આપી મી. મનસુખલાલની જેમ હિંમતથી બહાર આવો, અને તમારી ગેરહાજરીમાં મૃતપ્રાય સમાન થયેલા કોન્ફરન્સના પ્લાટફોર્મને સજીવન કરો. એજ શુભેચ્છા ! જૈન.

# કુચ્છી—કાકો.

"દીવાનો" અને "પાગલ"ની તકરારમાં "ફાંકડા"ને દાખલ થવાની રજા મળશે? રજા મળે તો પાગલભાઈથી સહન થશે? પાગલભાઈ જરા તુંડમિજાજી છે, દિવાનાભાઈ જરા શાંત છે, એટલે ચિંતા તો પાગલના સપાટાની કુદરતી રીતે જ વધારે રહે છે। પરન્તુ બેની લડાઈમાં ત્રીજો ન ફાવે તો જગતનો વહેવાર અટકી પડે! વકીલ—બારીસ્ટરો અને પંચના નાયકો તથા પટેલીઆઓને પારાવાર હેરાનગતી પડે! પાગલભાઈને ખોટું ન લાગે એટલા માટે ખુલાસો કરવો જરૂરનો છે કે વર્તમાનપત્રોના સ્ટાફમાં એકજ જાતના મથાળા નીચે લેખો લખનારા માણસો અનેક હોય છે અને તેઓ બધા લેખક તરીકે એક જ નામ વાપરે છે. "ગુજરાતી"નો બીરબલ હજી કોઈથી પકડાયો નથી. કારણકે તે નામે એક હોવા છતાં સ્વરૂપે અનેક છે। અધિપતિના લખાણોમાં જવાબદારી અધિપતિની જ હોય છે પરંતુ લખનારા એકથી અધિક હોય છે. તેવી જ રીતે સપાટાના મથાળા નીચે પાગલ ને પાગલનો ભાઈ દીવાનો એમ બે જણ દેખાવ દે તો તેથી પાગલભાઈએ ગુસ્સે થઈ અન્ન પાણી તથા વસ્ત્રનો ત્યાગ કરવો ઉચિત ન ગણાય। જો કે તેમ કરવું એ આ મોંઘવારીના વખતમાં ઉપકારી છે, પણ ક્રોધને લીધે તેમ કરવું એ તો કદાપિ સલાહભર્યું નજ ગણાય. હું ધારું છું કે પાગલભાઈનું સ્થાન પડાવી લેવાના અપરાધ બદલ આટલો ખુલાસો બસ થશે! વળી હું સપાટાનું મથાળું નહીં વાપરતાં નવું જ મથાળું શોધી કાઢું છું એટલે પાગલભાઈને કોઈ જાતનું સ્નાન—સૂતક નહીં રહે? "દીવાનો" જેમ અંધારામાં, "પાગલ" જેમ અંધારામાં તેમ આ ફાંકડો પણ અંધારામાં જ રહેવાનો, ત્રણમાંથી એકેનું વ્યક્તિત્વ ઉઘાડું પડી જવાનો ભો હવે નહીં રહે!

× × × × ×

બીજા મીઠા મધુર અને મ્હોંમાં પાણી આવે એવા કોમળ તેમ જ રસિકડા નામો મુકી મેં "કુચ્છી—કાકો" એવું મથાળું શામારે પસંદ કર્યું હશે। એવી અને કોને શંકા થશે. કાકો એટલે વૃદ્ધ, હાડકાંના ખોખા જેવો, ગોઠા ઉપર કરચલીઓવાળો, આવું સૂકું અને વાંચતાં પણ બીભીત આવે એવું મથાળું શા માટે? જવાબ ટુંકો અને ટચ મારી પાસે હાજર છે। "વહેવારમાં પાકો, અને બોલવા—ચાલવામાં જેની આગળ આડો આંક તેનું જ નામ કુચ્છી—કાકો। તમારે જો થવું હોય પાકો, અને બીજા લખાણો વાંચી વાંચીને થાકો ત્યારે જ વાંચવાની તસ્દી લેજો આ "કુચ્છી—કાકો।" કુચ્છી—કાકાના વખાણ કદાચ તમે બહુ નહિ વાંચ્યા હશે, તે છતાં જણાવવાની જરૂર છે કે આ કાકો કોઈથી ગાંજ્યો જાય તેમ નથી, કોઈથી દબાય તેમ નથી તથા મિત્રના દોષ તેના મ્હોઢા ઉપર કહેવામાં તે અચકાય તેમ નથી! જરૂર પડયે સભામાં કે મેળાવડામાં ખુરસીઓ ફેંકવામાં કે પગમાંથી જોડા ઉતારી તેનું પણ મારનું દાન કરવામાં જરાએ ગભરાય તેમ નથી। કુચ્છી—કાકાના પરાક્રમો આનંદ આપે એવાં છે પણ અનુભવવામાં ઝેર જેવા કડવા છે। મારાથી "કુચ્છી-કાકા" ના મથાળા નીચે એવા પરાક્રમો લખી શકાશે કે નહીં તે તો હું કહી શકતો નથી, પરંતુ મારા *ચિત્રકાર મિત્ર શ્રી. ખીમજી ઘેલાભાઈ બોનાએ તો મારા આ લખાણના દેખાવમાં કમાલ

* આ ચિત્રનો બ્લોક તૈયાર થઈ શક્યો નથી—ઓન. વ્યવસ્થાપક.

રી દીધી છે! જોઉં છું કે હવે અમારા ત્રણમાંથી કોનો નંબર પહેલો આવે છે!

× × × × ×

ભલા, "પર્સ" એ શી વસ્તુ છે? લોકમાન્ય તિલક મહારાજને સેંકડો અને હજારો તરફથી "પર્સ"ની ભેટો મોકલવામાં આવી છે! ગામડીઆઓ અને ગરીબોએ પણ તિલક મહારાજના ચરણમાં પર્સ ધરી છે! એ પર્સ શેની બની હશે! કહે છે કે પર્સ એટલે નાણાંની કોથળી! વાણીઆઓ અને વેપારીઓ સિવાય નાણાંની કોથળીઓ બીજા કોઇની પાસે હોય એમ હું માનતો નથી! લોર્ડ કર્ઝન કહી ગયો છે કે 'હિંદુસ્તાનના નાણાંનો મ્હોટો ભાગ "જૈનો" પાસે છે!' નાણાનો ન્હાનો ભાગ ધરાવનારી પ્રજા તિલક મહારાજને લાખો રૂપીઆની પર્સો અર્પણ કરે અને મ્હોટો ભાગ ધરાવનારી જૈન પ્રજા મુગે મ્હોડે તે જોયા કરે એ દેખાવ આપણને કેટલો બધો નીચું જોવડાવનારો છે! પર્સ અર્પણ કરવાનો ઉદ્દેશ એટલો જ છે કે સ્વરાજ્ય નામના સુખ–શાંતિ–સ્વાતંત્ર્યપૂર્ણ નગરમાં પહોંચવાનાં બહુ સમય ન લાગે! જૈનો જો સ્વરાજ્યને ઇચ્છતા હોય; મી. મોન્ટેગ્યુને આપેલા માનપત્રમાં વર્ણવેલી હકીકત જો સાચીજ હોય તો પછી શા માટે તેઓ નાણાંની કોથળીઓની દોરીઓ ઢીલી કરતા નથી? જૈન જેવી માતબ્બર કોમ કે જેની પાસે રાજનૈતિક નેતાઓ, ઔદ્યોગિક આચાર્યો અને પ્રભાવશાળી આગેવાનોની મ્હોટામાં મ્હોટી ખોટ છે તે કોમ જો આવા પ્રસંગે પોતાનું ધનબળ અર્પણ ન કરે તો પછી તેમણે સ્વરાજ્યની ખોટી બુમો મારવાની હિંમત શા માટે દર્શાવવી જોઇએ?

× × × × ×

હજી બહુ મોડું નથી થયું. જેઓ હાલની કાયદેસર લડતને ટેકો આપવા ચાહતા હોય, જેઓને મી. તિલક, મીસીસ બિસેંટ અને મી. જમનાદાસ જેવા સ્વદેશહિતૈષીઓમાં વિશ્વાસ હોય અને જેઓ સ્વરાજ્યની હિલચાલમાં જૈન કોમને સ્થાન અપાવવાની ભાવના રાખતા હોય તેમણે તુરતમાંજ મ્હોટી હિલચાલ કરી દેશનાયકોના હાથ મજબૂત કરવા કમર કસવી જોઇએ ઉપરજ કહી ચૂક્યો છું કે આપણી પાસે નથી એવા પુરૂષો કે જેઓ પોતાની વાણી કે વિચાર મારફત લોકમત કેળવી શકે, નથી એવા બુદ્ધિશાળી આત્મભોગી નરો કે જેઓ આ લડતમાં જોડાઇ જૈન કોમનું માન જાળવી શકે, આપણી પાસે જે કાંઇ છે તે માત્ર ધનબળ છે. અને અત્યારે આપણા આગેવાનોને ખરી જરૂર પણ તેની જ છે! યોગ્ય સમયનો એક રૂપીઓ લાખ રૂપીઆનું કામ સાધી શકે છે. ઇંગ્લાંડમાં ત્યાંની ગવર્નમેંટ તરફથી એવા ભાવાર્થવાળા લખાણો અને ચિત્રો બહાર પડે છે કે— "જે કોઈ, લડાઇના ફંડમાં એક શીલીંગ આપે છે તે દુશ્મનના એક સૈનિકને ઘાયલ કરે છે." મતલબ કે "અત્યારે જે કોઇ એક શીલીંગ આપશે તેના તે શીલીંગના પ્રતાપે એક નવી ગોળી તૈયાર થશે અને તે એક ગોળી એક દુશ્મનને ઘાયલ કરશે!" અવસર ઉપર ખરચાયેલી એક પાઈ કેટલી કીમતી થઇ પડે છે તે વિષે હું નથી ધારતો કે આપણા વ્યાપારી બુદ્ધિવાળા બંધુઓને વિસ્તારથી કહેવાની જરૂર હોય! આપણા નાણાઓનો ઉપયોગ તો શિક્ષણના ફેલાવા અર્થે, હુન્નર ઉદ્યોગોની ઉન્નતિ અર્થે થવાનો છે, તો પછી શા માટે કૃપણતા દાખવવી જોઇએ?

× × × × ×

આપણને ધારાસભામાં બેસવાનો હક જોઈએ છીએ, પણ હું પુછું છું કે એ હકની લાયકાત આપણે કઇ રીતે પુરવાર કરી શકીશું? શું શ્રી. મોરારજીને મોટી કીમતવાળું માનપત્ર એનાયત કરવાથી એ હક મળી જવાનો હતો? શું દેશની ઉપયોગી હીલચાલોમાં આઘે આઘે રહેવાથી ધારાસભામાં બેસવાનો આપણો હક પુરવાર થઇ જવાનો હતો? આપણે અત્યાર સુધીમાં એવી તે કઇ લાયકાત દેખાડી આપી છે કે જૈન મેંબર વિનાની ધારાસભા વિધવા જેવી મલીન અને ઉદાસીન જણાય? આપણે બની શકે તે રીતે આપણી લાયકાત એક વખત પુરવાર કરી આપવી જોઇએ. કેવળ ભિક્ષાના જોરથી હક માંગવો એ હાથે કરીને હસવા પાત્ર જેવું છે. આપણી આગેવાન ગણાતી મંડળીઓ જેવી કે ધી જૈન એસોસીએશન ઑફ ઇંડીઆ, પોલીટીકલ જૈન કૉન્ફરન્સ તથા ગચ્છની જૈન કોન્ફરન્સો, ધી કચ્છી જૈન એસોસીએશન તથા આણંદજી કલ્યાણજીની પેઢી, ઇત્યાદિ સંસ્થાઓએ હિંદુસ્તાનના આગેવાનોની પીઠ થાબડવામાં કંઇ ફાળો આપ્યો છે ખરો? જો નહિ, તો પછી શું તેમ કરવું એ તેમની પવિત્ર ફરજ નથી?

× × × × ×

ધાર્મિક વિષય કોને કહેવો અને રાજકીય વિષય કોને કહેવો એમાં ઘણીવાર ગેરસમજ થાય છે. હું આ વિષય અહીં એટલા માટે ચર્ચું છું કે જે સંસ્થાઓ કેવળ ધાર્મિક છે તે આવા રાજકીય વિષયમાં કેવી રીતે ભાગ લઇ શકે અથવા કેવી રીતે દ્રવ્ય સંબંધી મદદ આપી શકે એ શંકાનો ખુલાસો થઇ જાય. પ્રથમ તો આપણે એટલું કબુલવું જોઇએ કે રાજ્ય અને ધર્મ એ બન્નેને એવો નિકટનો સંબંધ છે કે એ બંનેના પ્રદેશની વચ્ચે આડી લીટી દોરવી એ અત્યંત કઠિન છે. આપણી નિત્યની ક્રિયાવિધિમાં પણ બતાવવામાં આવ્યું છે કે 'રાજા અને રાજ્યની શાંતિ સાથે ધર્મને પણ ગાઢ સંબંધ છે.' રાજ્યમાં જો અવ્યવસ્થા અને અનિયમના હોય તો ધર્મને પણ સહન કરવાનો પ્રસંગ આવે. આજે પૂર્વના રાજ્યધારણો લગભગ પલટાઇ ગયાં છે, હવે રાજકીય વિષયને બદલે પ્રજાકીય વિષયોએ જમાનનું લક્ષ ખેંચ્યું છે. આપણી હીલચાલો પણ પ્રજાકીય છે. જે હીલચાલોથી પ્રજાઓમાં ગુમાયેલું મનુષ્યત્વ પાછું આવે તેમ હોય, જે હીલચાલોથી દેશની દરિદ્રતા અને તજ્જન્ય ક્લેશ, કુકામ, અનાચાર, દુરાચાર આદિ દોષો નાબુદ થવાના હોય, જે હીલચાલોથી પ્રજાનો આત્મા મુક્ત અને ઉજ્જ્વલ થવાનો હોય તે હીલચાલને ચોખ્ખો રાજકીય વિષય કહી, લમણે હાથ દઇ બેસવું એ કાયરતા છે. દેરાસરોની પ્રતિષ્ઠા કરાવવી કે ઉજમણાં કરાવવા એને જ જો ધાર્મિક વિષય ગણવામાં આવતો હોય તો હવે તે વ્યાખ્યા સુધારવી જોઇએ. જેમાં લાખો મનુષ્યની ચડતી-પડતીનો, આખી પ્રજાના જીવન-મરણનો અને સમગ્ર વિશ્વના ઉદ્ધારનો પ્રશ્ન સમાએલો હોય તે વિષયને જો ધર્મની સાથે સંબંધ ન હોય તો કેવળ નિર્જીવ-જડવત્-વિધિવિધાનોના ખપ્પરી ખોખા જેવો ધર્મ અમારું શું કલ્યાણ કરવાનો હતો? એવા ધર્મથી પ્રભુ અમને બચાવે!

અમૃતની વહેંચણી થાય તે વખતે હક આગળ કરવો અને સમુદ્ર-મંથન વખતે અસ્પર્શ્યની જેમ આઘે ઉભા રહેવું એ અભિનંદનીય નથી. પ્રજાકીય હીલચાલમાં જે કોમ યથાશક્તિ ભાગ ન લઇ શકે, પોતાના આગેવાનોને ટેકો આપી ન શકે, અરે પોતાના જ એક માણુમ-પંડીત અર્જુનલાલ શેઠી જેવાને માટે જે કોમ પોતાની લાગણી દર્શાવી ન

ઉપર પુરતું ધ્યાન ન આપતાં ભાયખલે મરાઠા હોસ્પીટાલમાં મોકલી આપવાનું જણાવ્યું હતું. જ્યાં તે મોતને શરણે થયો હતો.

સાહેબ, જ્યારે અમારી જ્ઞાતીમાં લાખોની સખાવતો કરનારા ધનવાનો છે કે જેઓ એ લાખોની રકમો લોકોના ભલા સારૂ કાઢેલી છે ત્યારે બીચારા આવા નીરાધાર માણસને કોઈ પાણી આપવા પણ હાથ ન ધરે એ દીલગીરી ભરેલું છે "

ચાલીશ ગામથી જૈન મુનિ જયચંદ્ર જણાવે છે કેઃ—" જ્યાં સુધી જૈનો પોતપોતાના મતમતાંતરો અને ગચ્છ ભેદોને તિલાંજલી આપશે નહિ ત્યાં સુધી જૈનસમાજની સુધરવાની આશા રાખવી એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. જૈનસમાજના સાધુ વર્ગે આ મત ભેદોને તોડવા અને શ્રાવકવર્ગને સમજાવવા આ સુધરતા જતા જમાનામાં બહાર પડી પોતાની ફરજ અદા કરવી જોઇએ. નોકારશી તથા પર્યુષણ પર્વ જેવા ઉત્તમોત્તમ દિવસોમાં જૈનો જે મતભેદ ધરાવે છે તેથી જૈનસમાજની ઉન્નતિને બદલે અવનતિ થાય છે.

તા. ૩ જી માર્ચ સને ૧૯૧૮ના ભાઉબંધ " જૈન " પત્રમાં મી. ' મેઘ ' જણાવે છે કેઃ—" શ્રી ક. દ. ઓ. જૈન ઉન્નતિના લગભગ તમામ સભાસદોએ મુબઇમાં થી અનંતનાથજી મહારાજના મંદિરમાં તથા શ્રી સિદ્ધાચળ તીર્થ સન્મુખ ઉભા રહી પ્રતિજ્ઞાઓ કરી હતી કેઃ—" અમો કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધવિવાહ તથા એક ઉપર બીજી સ્ત્રી કરશું નહિ અને જ્ઞાતિની કોઈ પણ વ્યક્તિને તેમ કરવા અનુમોદન આપશું નહિ. " આ ભીષ્મ પ્રતિજ્ઞાઓ આજે ઘણા ખરા શ્રીમંત ગણાતા જ્ઞાતિ જનોએ તોડી છે અને તોડવા લાગ્યા છે. આ પ્રતિજ્ઞાઓ તોડનારાઓમાંથી ઘણાં ગરીબો અને વગર લાગવગ વાળાઓને જ્ઞાતિ મહાજને મનાવ્યા છે અને ભારેમાં ભારે સજા પણ કરી છે જ્યારે કેટલાક લાગવગી ગણાતા શ્રીમંતો સામે તપાસ સુધાં પણ કરી નથી. એકને અન્યાય અને બીજાને ન્યાયની વિચીત્ર આપખુદી પદ્ધત્તિ ૨૫ મા તીર્થંકરનો દાવો કરતા મહાજનના હસ્તક થતી જોઇ શ્રી ક. દ. ઓ. જૈન સુધારક સમાજના ઓ. સેક્રેટરી મી. જીવરાજ મણશી ખોડાયા વગેરે ૧૦૦ ઉપરના ગૃહસ્થોએ ઉક્ત કાયદાઓ તોડનાર વ્યક્તિઓનું એક લીસ્ટ તૈયાર કરી મુંબઇ મહાજનના સેક્રેટરી ઉપર મોકલી આપ્યું. સેક્રેટરી સાહેબે આ લીસ્ટ મહાજન કમીટીમાં રજુ કર્યું. મહાજન કમીટીએ બ્હાલી આપી કે " જે વ્યક્તિઓ ઉપર આરોપ મુકવામાં આવ્યો છે તે આગેવાનોને મહાજનમાં બોલાવી તેની તપાસ કરી અને જો આરોપ સિદ્ધ થાય તો યોગ્ય શાસન કરવુ. " *આ ઠરાવનો અમલ કરવા એ બાબત સેક્રેટરીએ હાલ હાથમા લીધી છે, અને દિન પ્રતિદિન તેમા પ્રગતી વધતી જાય છે જેથી એવી ખાત્રી રાખવામાં આવે છે કે ઉક્ત ક્રૂર રૂઢીઓને તિલાંજલી આપવા માટે જ્ઞાતિજનો ફરી ઉત્તેજિત થયા છે. એમ પણ સંભળાય છે કે એ રીવાજોને ફરી તિલાંજલિ આપવા માટે મહાજનના પ્રમુખો શેઠ ખેનશી ખીંઅશી જે. પી. તથા શેઠ જેઠા-

* લેખકે આ સંબંધમાં બરાબર તપાસ કરી હોય તેમ જણાતું નથી બરકાપટી લગાવવા કરતાં સત્ય હકીકત રજુ કરવી તેમાં વિશેષ શ્રેષ્ટતા સમાયલી છે એમ અમારૂં માનવું છે. ઓ. તંત્રી.

બાઇ નરશી ગામેગામ ફરી પ્રયત્નો કરે છે. આ હકીકતથી જ્ઞાતિજનોએ ખુશી થવા જેવું છે. જો ઉક્ત હાનીકારક રીવાજોને નાબુદ કરવામાં આવશે તો આજે જે પુનર્લગ્નના સવાલો વારે વારે ચર્ચાય છે તે ચર્ચા બંધ થશે અને જ્ઞાતિના ઉદયનો સૂર્ય ઉગશે. "

અંજારના શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજનની એક સભા શેઠ દામજી વીરજીના પ્રમુખપણા નીચે ગઇ તા. ૨૮–૪–૧૮ રવીવારના રાત્રે ૧૦ વાગે શ્રી અનંતનાથજી મહારાજના દેરાશરમાં મળી હતી જેમાં જાણીતા આગેવાનો અને પ્રમુખો સિવાય લગભગ ૧૨૫ ગૃહસ્થોની હાજરી હતી. આ સભામાં થએલા કાર્યની ટુંક હકીકત આ પ્રમાણે છે. મંજલવાલા શા. નરશી દેઢ, સામરાવાલા શા. નરશી વરસંગની વિધવા બાઇ દેવકાંબાઇ, મંજલવાલા શા. રામજી કુંવરજીની વિધવા બાઇ જેતબાઇ તથા સામરાવાલા શા. વેલજી નરશી વરસંગને, સામરાવાલા શા. નરશી વરસંગની વિધવા બાઇ દેવકાંબાઇની પુત્રી બાઇ જેઠીબાઇ કે જેનું સગપણ બાએટવાલા શા. ઘેલા જેઠાની સાથે થએલ હતું તે ત્યાંથી તોડીને મંજલવાલા શા. નરશી દેઢ સાથે સગપણ કરી વિવાહ કરાવી આપી મહાજનના કાયદાનું ભંગ કરવા માટે ન્યાત બહાર કરવાનો ઠરાવ જાહેર કર્યો હતો.

બાબુ ઉર્ફે વિશનજી ધારશી નામના ૨૭—૨૮ વર્ષ ઉમ્મરના યુવકનું સગપણ સ્વ. માડણ પુંજાની પુત્રી મીઠીબાઇ ઉર્ફે જેતબાઇ સાથે થએલ હતું. આ કન્યાએ મી. વિશનજીની ચાલચલગત સારી ન હોવાને લીધે તેની સાથે પરણવા ચોખ્ખી ના પાડી હતી. જેથી મી. વિશનજીએ રૂ. ૨૫) દંડના ( સગપણ દેરાશરમાં નોંધાવ્યું ન હતું તેથી ) ભરી મહાજનને અરજ કરી હતી કે 'શા માટે આ કન્યા મને પરણવા ના પાડે છે ? તેની તપાસ કરી તે કન્યા મને પરણે તેમ કરવું.'

આ સંબંધમાં સભામાં લગભગ બે કલાક સુધી મોટી રકઝક ચાલી હતી. અન્તે શેઠ ચાંપશી કુંવરજીની દરખાસ્તથી આ બાબતનો ફડચો કરવા શ્રીમાન્ શેઠ જેઠાભાઇ નરશી કેશવજી તથા શેઠ ખેતશી ખીઅશી જે. પી. ની સબ કમીટી નીમાઇ હતી, અને તેઓ આઠ દિવસની અંદર જે કંઇ ઠરાવ કરે તે મહાજનને કબુલ મંજુર છે એમ જાહેર કર્યું હતું.

અમારી આ બંને આગેવાન ગૃહસ્થોને વિનંતી છે કે તેઓ આ બાબતમાં સંપૂર્ણ તપાસ કરી, છોકરી તથા છોકરાના ભવિષ્ય તરફ નજર કરી યોગ્ય કરશે એવી આશા છે.

સગપણ—લાયજાવાલા રાવ સાહેબ શેઠ લેણુ કાયા જે. પી. કોન્ટ્રેક્ટરના પુત્ર ખીમજી ઉમ્મર વર્ષ ૫ નું સગપણ, નાની આખરવાલા શા. કાનજી રવજીની દીકરી બાઇ શાકરબાઇ ઉમ્મર વર્ષ ત્રણની સાથે થયું છે.

પરજાઉવાલા શા. કુંવરશી રાઘવજી ઉમ્મર વર્ષ ૨૫ નું સગપણ, વારા પદ્ધરવાલા શા. મણશી માણેકની પુત્રી બાઇ નેણબાઇ ઉમ્મર વર્ષ ૧૩ ની સાથે થયું છે.

તેરાવાલા શા. દામજી આણંદજી ઉમ્મર વર્ષ ૩૫ નું બીજી વારનું સગપણ, સુથરીવાલા શા. માલશી કાંઇયાની ૧૩ વર્ષની પુત્રી સાથે થયું છે.

રાજીનામું—મી. વેલજી આણંદજી ગોશરીએ અંજારની શ્રી ક. દ. ઓ. જ્ઞાતિના ઓ. સેક્રેટરી તરીકેનું રાજીનામું આપ્યું છે.